શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा.

## ग्रंथ १५

रत्नेश्वरकृत

# कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

વડોદરૂં

સંવત્ ૧૯૪૬-૪૭ સન ૧૮૯૦-૯૧
કીમત રૂ-૧-૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

Vol XV

## POET RATNESHVER'S

## KAVITA

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kantawala

and

Nathashankar Pujashankar Shastri

A. D. 1890-91

Price Re 1-0-0

# प्रस्तावना.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થએલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર જે વસુધરા(પૃથિવી)નો જે પ્રદેશ પોતાનો છે તેમા અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ(ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કહાડી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિનો ભંગ ન થતા તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે, નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીના સાધન નિર્માણ કરે છે, તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાન્તિના સાધન આપે છે ન્યાયથી, નીતિથી પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઈ તે અક્ષર કીર્ત્તિને પામે છે એ આદિ અનુભવસિદ્ધ થએલા સર્વોપયુક્ત સિદ્ધાન્તો છે

શ્રી વડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમા આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમા સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતા દૃષ્ટાન્તરૂપ થઇ પડ્યા છે

શ્રીમન્ત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણ યાદી તેઓ નામદારની સેવામા રજુ કરવામા આવી હતી તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમા થઈ ગએલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમા આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂ

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામના ગુજરાતી કવિતાના પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યુલર ઈન્સ્ટ્રક્શન રાવ સાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂક્યો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મે તપાસ કરી તે ઉપરથી જોવામા આવ્યું કે ગુપ્તાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિદ્વાનો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગ સારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું આ કવિઓમા પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે રાધાબાઈ તથા દીવાળીબાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતા ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ પુસ્તકો પ્રસિદ્ધિમા આવી શકશે આ ઉદાર અનુગ્રહથી ગુર્જરરાજ અને સર્વ ગુર્જર વાસી ઉપર ઉપકાર થયો છે એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે —

> Poetry is itself a thing of God,
> He made his prophets poets, and the more
> We feel of poesy do we become
> Like God in love and power

BAILEY

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહ અને શક્તિમા ઈશ્વર પેઠે થઈએ છીએ •

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે —

> Blessings be with them, and eternal praise,
> Who gave us nobler loves, and nobler cares,
> The Poets, who on earth have made us heirs,
> Of truth and pure delight by heavenly lays
>
> WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યા છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો, જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે

આપણા દેશમા તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરમા આવે છે તે પ્રસિદ્ધ છે

સ્વદેશમાના મઠ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનુ કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમા કહ્યુ છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તેથી સર્વ પ્રજાના સુખભોગમા વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવેછે

કવિના દ્રવતા અન્તઃકરણમા ઉત્પન્ન થઈ સહૃદયજનોના અન્તઃકરણમા પ્રવેશી સાવમી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમા વિશ્રામસ્થાન અને સુખનો અધિક કરનાર કવિતા એ પણ સાધન છે એવા એક સુખપ્રદ સા

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસાર શ્રીમત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાનું એક સુચિન્હ છે

વડોદરા રાજ્યમા થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સભાળથી પ્રસિદ્ધમા લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામા આવી છે

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ

## મેમ્બરો.

- રાવબાહાદુર અબાલાલ સાકરલાલ એમ એ એલ એલ બી
- ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ એમ એ એલ એલ બી
- રાવસાહેબ પીતાબરભાઈ જેઠાભાઈ
- રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ

દરેક ગ્રથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદ દાસની સભાળ નીચે શાસ્ત્રી નાથાશકર પૂજાશકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામા આવ્યુ છે પુસ્તકો સબધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે કમિટિમાથી કોઈનુ ખાનગી હિત કે સ્વાર્થ આ સબધમા ન છતા માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધુ છે

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશકરની પ્રશસનીય શોધથી એકઠો થયેલો છે અને વધારે જથ્થો એકઠો કરવા યત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધમા લાવવા યોજના તૈયાર થાય છે, અને તે કામ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અન્તઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.<br>સંવત્ ૧૯૬૬ના વૈશાખ<br>સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન<br>૧૮૯૦ રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# कविचरित्र.

પાછલા સૈકામાં થઈ ગયેલા કવિઓના સંબંધમાં હાલના કવિઓ કરતાં એક વિશેષ વાત એ હતી કે કેટલાક લોકો તેમના ખાસ પ્રપૂજકો હતા. આજ પણ બહુ માન્ય કવિને વખાણનારો અથવા તેમની કવિતા ઉપર ફિદા થઈ ગયેલો લોકસમૂહ આપણા જોવામાં આવે છે, પણ તે કવિઓના વખાણનારા તે તેમના શિષ્ય કે ભક્તો જેવા હતા. જાણે તે કવિનો કોઇ મત હોય અને તેને તેઓ અનુવર્તનારા હોય તેવા તેઓ હતા. તેવા લોકો તે કવિનાંજ પુસ્તકો ખાસ કરીને વાંચ્યા કરતા હતા તથા તેમના વંશમાં પણ ઘણી વાર તેજ કવિનાં પુસ્તકોનું માન પડી ગયેલું આજ આપણે કેટલીક જગોએ જોઈએ છીએ. જેમ દયારામભાઇના અનુસરનારા તેનાં પદ કે ગરબીઓ ઉપર એટલા મોહ પામી ગયા હોય છે કે તેઓ બીજા કોઇ પણ કવિને દયારામભાઇથી ચઢિયાતો સાંભળવાને રાજી નથી હોતા. અને એવાજ બીજા દાખલા ઘણા આપી શકાય. હવે જ્યારે જૂના કવિઓનાં યથાસ્થિત લખેલાં ચરિત્ર હાથ લાગતાં નથી ત્યારે આ તેમના પ્રપૂજકો પાસેથી કેટલીકવાર કવિ સંબંધી ભાગીતૂટી હકીકત પણ મળી આવે છે. રત્નેશ્વરનું ચરિત્ર અમે એવી રીતે ડભોઇ તથા કૈણુાટ વગેરે ઠેકાણે ખાસ માણસ મોકલીને તેના અનુયાયી પુરૂષો પાસેથી મેળવ્યું છે; કેમકે તેના વંશનું કોઈ મળી આવ્યું નથી.

પ્રેમાનંદ અને રત્નેશ્વર સમકાલીન હતા, પણ રત્નેશ્વરનો જન્મ કયી સાલમાં થયો તથા કેટલા વર્ષની ઉમરે કયી સાલમાં તેનું મૃત્યુ થયું એ કંઇ જાણવામાં આવ્યું નથી. મેઘજી નામે ડભોઇના ભટ મેવાડા બ્રાહ્મણને ઘેર સુરજ નામની માતાને પેટે કવિનો જન્મ થયો હતો. નાનપણમાં થોડુંક સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય, વગેરે પોતાના વતનમાંજ શીખ્યા બાદ વધારે અભ્યાસ કરવાને તે કાશીએ ગયા. કાશીમાં કેટલાંક વર્ષ રહીને તેણે વ્યાકરણ, ન્યાય તથા સાહિત્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો. અભ્યાસ કરીને ઘેર આવ્યા પછી તેણે જોયું કે ન્યાયવ્યાકરણ શીખ્યા પછી અને શાસ્ત્રી નામ ધરાવ્યા

પછી પણ ગુજરાન કરવાને તો પુરાણ વગર બીજો માર્ગ નથી તેથી તેણે ગામમાં ભાગવતની સપ્તાહ કરવા માડી વિદ્વાન અવિદ્વાનની વાણીજ તરત પ્રખ્યાઇ આવેછે, તે પ્રમાણે રત્નેશ્વરનુ થોડા વખતમા ડભોઇમા સારૂ માન જામ્યુ, અને ગોસાઇજી મહારાજે તેમને તેડુ મોકલ્યુ.

ગોસાઇજી મહારાજ તેની સપ્તાહ કરવાની પદ્ધતિ અને વિદ્વત્તા જોઈ પ્રસન્ન થયા અને રત્નેશ્વરના વખાણ કરવા લાગ્યા મહારાજ વખાણ કરતા ઘણી વાર કહેતા કે "રત્નેશ્વર શાસ્ત્રી તો "કલૌકા વ્યાસ છે" અર્થાત્ કલિયુગના વ્યાસ છે આ તેના વખાણ સામાન્ય પુરાણીઓથી સહન થયાં નહિ રત્નેશ્વરની જીદગીમા જે બે મોટા બનાવ તેના સબધે જાણવામાં છે તેમાનો એક આ—પુરાણી સાથેનો ઝગડો હતો

રત્નેશ્વરના વખાણ ખુદ ગોસાઇજી મહારાજે કર્યા તેથી ભાવિક વૈષ્ણવોમા રત્નેશ્વરની કીર્ત્તિ વધી અને તેમની કથાઓ અને વરઘોડા વાર-વાર થવા લાગ્યા એક વાર રણછોડજીના મદિરમા તેમની સપ્તાહ ચાલતી હતી તેથી કેટલાક પુરાણીઓ નારાજ થઈને તેનુ માન ખડન કરવાને છીંડા શોધવા લાગ્યા પુરાણીઓ તરેહવાર દુર્ઘટ કાવ્યના શ્લોક શીખી લાવીને સભા વચ્ચે રત્નેશ્વરને પૂછવા લાગ્યા, પણ જેણે સારૂ જ્ઞાનજ સપાદન કરેલુ તેને એવા પ્રશ્નોથી તો ઉલટો આનદ થયો એવી રીતે પુરાણીઓ એક બાબતમા વીલા પડયા તારે કૃત્રિમ પ્રશ્નો ઊભા કરી તેનુ સમાધાન રત્નેશ્વર પાસે કરાવવા આવતા અને જો લગાર વાર લાગે તો તાળીઓ પાડી તેનુ ઉપહાસ કરવુ એવો ઠરાવ કરી રાખતા પણ રત્નેશ્વરે તેમને તેમા ફાવવા દીધા નહિ, કેમકે સર્વે લોકો જેને માન્ય કરે એવુ સમાધાન તે શાતપણે આપતો જ્યારે કોઈ રીતે રત્નેશ્વરનુ અપમાન થયુ નહિ ત્યારે બધા પુરાણી રાજે મળ્યા અને નિશ્ચય કર્યો કે રત્નેશ્વરને રણછોડજીમા કથા કરવા દેવી નહિ

રણછોડજીમા તો અમારૂ વશપરપરાનુ શાસન છે, એવુ નિમિત્ત કરીને એક પુરાણીને ઊભો કર્યો અને રત્નેશ્વરની કથા વખતે તેને આગળ કરીને બીજા પુરાણીઓ તેની પાછળ આવ્યા આવેલા પુરાણીએ આવતા વાતજ કહ્યુ કે, રાખો મહારાજ ! તમે અહીં શામાટે કથા માંડી બેઠા છો ?

રત્ને૦—આ સર્વ શ્રોતાની એવી ઇચ્છા થઇ કે તમે અહીં કથા વાચો ત્યારે હુ બેઠો છુ

પુરાણી૦—પણ કાંઇ તમારા બાપનુ અહીં શાસન છે ? કથા કરવી હોય તો બીજે ગમે ત્યા વાચી ખાઓ, અહીં નહિ વ ચાય

એક વૈષ્ણવ—(પુરાણીને) મહારાજ, કડા પડો છો શુ ? શાસ્ત્રીને અમે સરવેએ મળીને બેસાડયા છે, તેમા તમારૂ શુ જાય છે ?

બીજા પુરાણી—શુ જાય છે શુ ? એતુ બાપદાદાનુ શાસન છે તે ખોટુ, અને આ મોટુ ડોળ કરીને આવ્યો તે ખરો ! જાઓ મારા ભાઈ, વૈષ્ણવ થઇને લગાર તો વિચાર કરો, બ્રાહ્મણના પેટ ઉપર પગ મૂકવા શુ તૈયાર થાઓ છો ! હા, હજી આ પુરાણી કહે તો ગમે તે બેસે અમે આટલા બધા છીએ પણ એની આજ્ઞા વિના કોઇએ કોઇ દહાડો રણછોડજીમા સભા ક કે કથા કઈ કર્યું છે ? તમે સાભળ્યુ છે ? સાચુ બોલજો

બીજો પુરાણી—રોહજી, એ નહોય નાનીસુની વાતો ! એ તો અમારો ગરાસ રત્નેશ્વરે કથા કરવા માડી ત્યારથી એ વાતની ભાજગડ ચાલેછે પણ જ્યારે છેવટની ઘડી સુધી વાત માનવામા ન આવી ત્યારે કોઈ પોતાનુ શાસન જવાદે ! આ વખતમા કોઇ છે પુરાણીને વંશાસન બાધી આપે એવો કે નવુ શાસન કરી આપનાર !

મૂળ પુરાણી—મહારાજ, જો ભલુ ચાહાઓ તો પોથી સમેટીને ઘેર ચાલ્યા જાઓ અને જો બીજી વાર આ જગોએ કથા કરવા આવ્યા તો જોના જેવુ થશે

વૈષ્ણવો અને ગોઢિયા આ જોઈને આભા બની ગયા ! પુરાણીઓ ઉપર તેમને તિરસ્કાર તો બહુ ઉપજ્યો પણ તેમને શુ કરે ? રખેને કોઇ ત્રાગુ કે તોફાન કરે, તે વાતનો મનમા ડર આણીને તેઓ કાઈ બોલ્યા નહિ, અને રત્નેશ્વર પોથી બાધીને ઘેર ચાલ્યા ગયા !

રત્નેશ્વરનુ આ મોટુ અપમાન થયુ તેથી તેને જેવુ લાગવુ જોઇએ તેટલુ લાગ્યુ નહિ, કેમકે તે પેહેલેથી પુરાણીઓનો પોતાના પ્રતિ વૈરભાવ

જાણતો હતો. તેમ નાના નાના ઝઘડા પણ ઘણી વાર બની ગયા હતા. વૈષ્ણવોમાના કેટલાકે આવીને પુરાણીને બોજે દિવસેથી નારિયેળી બાવાના મદિરમા બેસવાનુ કહ્યુ રત્નેશ્વરે પ્રથમ તો તે વાતની ના કહી પણ પછી કબૂલ કર્યું ત્યા પણ પુરાણીઓએ તેમને પજવવા માડયા ત્યારે તેમણે ટેકરીએ કથા શરૂ કરી ત્યા તેમની કથા સાભળવાને ઘણા લોકો ભેગા થવા લાગ્યા આ પણ પુરાણીઓથી સહન ન થયુ ત્યારે તેમની કથામા લઢાઇ ઉભી કરીને, કાકરા નાખીને, કે ગમે તેમ કરીને ભગાણુ પાડવા લાગ્યા આ જોઇને રત્નેશ્વર કટાળી ગયા અને કથા કરવાનુ માડી વાળ્યુ

એ બનાવ બન્યા પછી રત્નેશ્વર વડોદરે આવ્યા ડભોઇમા તેમણે પ્રેમાનદનુ નામ સાભળ્યુ હતુ તેથી તેમને તે મળવા આવ્યા અને પ્રસગોપાત્ત પોતાની પુરાણીઓ સબધી પણ હકીકત જણાવી પ્રેમાનદને તે સાભળીને પુરાણીઓ ઉપર બહુ તિરસ્કાર આવ્યો, કેમકે પોતાના સબધમા પણ તેમણે એવુજ ( જો કે એટલુ બધુ નહિ ) વર્તન કર્યું હતુ. પ્રેમાનદે રત્નેશ્વરની વાત સાભળી લેઇને પોતે રચેલા કેટલાક ગ્રથ બતાવ્યા અને કહ્યુ કે તમે આવા ગ્રથો રચો અને તેની કથા કરો, એથી તમારી ખ્યાતિ વધશે, તમારૂ નામ અમર થશે, સસ્કૃત ભાષાના અજાણ લોકોને તેમાનુ જ્ઞાન સુલભ થવાથી તેમના પર ઉપકાર થશે, એ દ્વારા ઇશ્વરભક્તિ થશે અને ગૂજરાતી ભાષાની વૃદ્ધિ થશે પ્રેમાનદનો વિનય, તેનુ વિશાળ જ્ઞાન, તેની અનેક શાસ્ત્રોમા પ્રવૃત્તિ, તેના અનેક શિષ્યો, એ વગેરે જોઇને રત્નેશ્વરને બહુ વિસ્મય થયો અને તેના પ્રતિ પૂજ્યભાવ મનમા બેશી ગયો રત્નેશ્વરે કવિને કહ્યુ કે, યદ્યપિ સસ્કૃત સાહિત્ય તો મારા જાણવામા છે તથાપિ ભાષાનુ સાહિત્ય અને પદબધ હુ જાણતો નથી માટે તમારી પાસે થોડા દિવસ રહીને અભ્યાસ કરૂ એમ મારી ઇચ્છા છે માગ ઉપર તમારો અનુગ્રહ થાય તોજ હુ કૃતાર્થ થાઉ. પ્રેમાનદે એ વાત કબૂલ કરી અને રત્નેશ્વર પ્રેમાનદના શિષ્ય થયો

પ્રેમાનદ પાસે ગૂજરાતીસાહિત્ય શીખ્યા પછી પ્રેમાનદે તેમને કહ્યુ કે તમારે બધા શ્લોકબદ્ધ કવિતા કરી તથા ઘણુ કરીને સસ્કૃત ભાષાના ગ્રથોના ભાષાતર કરવા રત્નેશ્વરે તે ગુરુના માથે ચઢાવી આજ્ઞા તે ડભોઇ ગયો

ડભોઇ ગયા તે દિવસે કોઇવાણીઆને ત્યાં ચોરાશી જમતી હતી રત્નેશ્વર આવ્યાની ખબર થવાથી તેણે આગ્રહપૂર્વક પંક્તિભોજન વખતે આવવાની તેને વિનતિ કરી. રત્નેશ્વર તે પ્રમાણે ગયા એટલે પુરાણીમંડળે તેમનું જોઇને તેમની ઠઠ્ઠામશ્કરી કરવા માંડી અને તેને અપમાન લાગે એવું પણ કર્યું. આથી રત્નેશ્વરને ઘણું માઠું લાગ્યું અને તેથી તે પંક્તિમાં ઊભો થઈ હાથમાં જળ લેઇ બોલ્યો કે, તમે સર્વ પુરાણી જ્યારે વિનાકારણ મારો વારંવાર દ્વેષ કરો છો અને મને જ્યાં ત્યાં સતાવો છો, તેમજ વળી તમે એમ પણ કહોછો કે રત્નેશ્વર જો ડભોઇમાં સપ્તાહ કરે તો તેનો પ્રાણ જશે, તો હવે હું હાથમાં જળ લેઈને પ્રતિજ્ઞા કરૂં છું કે ડભોઇમાં ઘેર ઘેર મારૂં ભાગવત વંચાય અને ડોશીઓ રેંટીએ બેશીને પણ ભાગવત ગાય, તોજ મારૂં નામ રત્નેશ્વર ખરૂં જાણજો હવે હું તમારી ઉવિદ્યા મારી પેઠે તાજી કરી આપું છું ! એમ કહીને જમ્યા વગરજ તે ઘર તરફ ચાલ્યો અને તેની સાથે દશવીશ બ્રાહ્મણો પણ જમ્યા વગર ઊઠયા પાટે બેઠેલા શેઠીઆઓએ અને બીજા લોકોએ તેમને ઘણા વાર્યા, પણ એવા બ્રહ્મદ્વેષી પુરાણીઓ સાથે પંક્તિભોજન નજ કરવું એમ જણાવી તે ચાલ્યા ગયા જે બ્રાહ્મણો તેની સાથે ઊઠયા તેમાં કૈણેટના બે બ્રાહ્મણ રાવળ અને કાવળ નામે ભાઈઓ હતા, તેમણે રત્નેશ્વરને કહ્યું કે તમે અમારે ગામ ચાલો; જોઇએ વાર પછી ત્યાં તમારૂં કોણ નામ દે છે ? જો તમને કોઈ હુંકારો કરે તો તેમનો અમે પ્રાણ લીધા વિના રહેનાર નથી. આવું વચન આપીને રત્નેશ્વરને કૈણેટ તેડી ગયા.

પ્રેમાનંદકથામાં એમ લખ્યું છે કે બધા પુરાણીઓએ મળીને રત્નેશ્વરને મારી નાખવાનો ઠરાવ કર્યો અને તેથી ડભોઈ રહેવામાં પ્રાણનો ઘાત થશે એમ વિચારી "देशत्यागोहिदुर्जनात् ' એ ન્યાયથી તેઓ કૈણેટ ગયા અને ત્યાંના સુખી વગેરેનો તેને આશ્રય મળ્યો ગમે તેમ હો તથાપિ રત્નેશ્વરને ડભોઇ છોડવું પડ્યું અને તે પુરાણીઓનાં પ્રતાપથીજ, એમાં તો કાંઈ સંદેહ નથી કૈણેટ ગામ ઓર નદીને કાંઠે છે. ત્યાં રહીને તેણે દ્વાદશસ્કંધ ભાગવત પદબંધ કર્યું, અને પોતાના આશ્રય આપનારને વાંચી સંભળાવ્યું. તેઓ તો તે સાંભળીને ખુશ થાય એમા આશ્ચર્ય નથી, પણ મારા ગુરૂ પ્રેમાનંદ જ્યારે તે પસંદ કરે ત્યારે ખરૂં, એમ વિચારી તે વડોદરે આવ્યા અને પ્રેમાનંદને બતાવ્યું પ્રેમાનંદને પણ તે પસંદ પડયું અને કહ્યું કે તમારી કવિતા ઘણી સારી છે. તમે સારા કવિ તરિકે વખાણાશો એમ હું ધારૂં છું

પ્રેમાનંદની મુલાકાત લીધા પછી તે ડભોઇમાં આવ્યા અને અમીન ભૂલાભાઇ કાકાભાઇને ત્યાં તેમણે પ્રાકૃત ભાગવતની કથા કરી. ભાગવત ગ્રંથ તત્વજ્ઞાનથી ભરપૂર હોવાથી ઘણા પુરાણીઓ તેવો ભાગ આવે ત્યારે શ્રોતાઓને ગમે તેમ સમજાવીને તેટલો ભાગ પૂરો કરે તથા કથાભાગ આવે ત્યારે તે વિસ્તારથી કહી સંભળાવે. ભૂલાભાઇએ પણ પ્રથમ તેવુંજ ભાગવત સાંભળેલું હોવાથી જ્યારે આ તત્વજ્ઞાન પણ સ્પષ્ટ સમજાય એવું ભાગવત-સાંભળ્યું ત્યારે તેને લાગ્યું કે જાણે મેં આજસુધી ભાગવત સાંભળ્યુંજ નહોતું; આજજ ખરેખરૂં ભાગવત મેં સાંભળ્યું! ભૂલાભાઇએ રત્નેશ્વરની કથાથી પ્રસન્ન થઇને એક ઘર બંધાવી રત્નેશ્વરને કૃષ્ણાર્પણ કર્યું. હાલ એ ઘર પંડયાશેરીમાં ‘રત્નેશ્વરના ઓરડા’ એવા નામથી તે ડભોઇમાં ઓળખાયછે. પુરાણીઓ સાથે એવી કટાકટી ચાલતાં છતાં રત્નેશ્વરે તે પછીનું વય ડભોઇ તથા કૈરોટમાં રહીને ગુજારેલુંછે.

પુરાણીઓએ રત્નેશ્વરને બહુ પજવ્યા તેથી ચીડાઇને પ્રેમાનંદ કવિએ પણ પોતાના માર્કંડેયપુરાણ નામે ગ્રંથમાં પુરાણીઓની ખૂબ ઝાટકણી કાઢી છે. અને એક જગોએ તો તે વક્રોક્તિમાં લખે છે કે “ રત્નસમો પ્રેમાનંદ નહિ, તેથી નમે પુરાણી પાય રે.” તે ઉપરથી રત્નેશ્વરની હકીકત ઉપરથીજ તેમ તેણે કર્યું છે એમ જણાય છે.

રત્નેશ્વરના જીવનવૃત્તાંતમાંનો એક મુખ્ય ભાગ જે પુરાણીઓનો ઝગડો, તેની હકીકત ઉપર પ્રમાણે કહ્યા પછી બીજો મુખ્ય ભાગ જે તેણે રચેલા ગ્રંથો, એ વિષે કહીએ છીએ. તેણે ભાગવતનું ભાષાંતર કેવી રીતે કર્યું તે તો આપણે કહી ગયા છીએ. તેનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઘણું વખાણવા જેવું હતું, એ તો એનાં ભાગવત વગેરેનાં ભાષાંતરજ કહી આપે છે, એટલુંજ નહિ, પણ તેણે રચેલા સંસ્કૃત શ્લોક ઉપરથી પણ તેના સંસ્કૃતભાષાના તથા સાહિત્યશાસ્ત્રના જ્ઞાન વિષે આપણી ખાત્રી થાય છે ભાગવતના પદ્યબંધ ભાષાંતરને મથાળે તેણે એક એક કે કવચિત્ બે શ્લોક મૂકયા છે તે ઘણા સરસ અને સારા અભ્યાસીના બનાવેલા હોય તેવા છે—શિખાઉના જેવા

નથી. તેમા રથોદ્ધતાદિક વૃત્તો લીધેલા છે તે તેના છદ શાસ્ત્રના જ્ઞાનનો પુરાવો છે. અને ભાગવત સરખો ગ્રથ—જેનો વિદ્વાનો ભાગવત પુરાણ નહિ, પણ ભાગવતશાસ્ત્ર નામથી વ્યવહાર કરે છે, તથા જેને સારૂ સમજવાને ન્યાય, મીમાસા, સાખ્ય, પાતજલ, વગેરે શાસ્ત્રનો અભ્યાસ કરેલો હોવો જોઇએ, તેનુ યથાસ્થિત ભાષાતર એજ તેની સારી વિદ્વત્તાનુ પ્રમાણ છે. ભાગવત શિવાય તેણે જૈમિનિકૃત અશ્વમેધ નામે મોટા પુસ્તકનુ પદ્યબદ્ધ ભાષાતર કર્યું છે એ વિના તેના કરેના બીજા ગ્રથો જે જાણવામા છે તે નીચે પ્રમાણે —

| | |
|---|---|
| ભગવદ્ગીતા ( ભાષાતર ). | વૈરાગ્યલતા |
| રાધાકૃષ્ણના મહિના | છૂટા પદ |
| મૂર્ખલક્ષણાવલિ ( ભાષાતર ) | સુજ્ઞાવલિ. |
| મહિમ્નસ્તોત્ર ( ભાષાતર ) | ગગાલહરી ( ભાષાતર ) |
| શિશુપાલ વધ ( ભાષાતર ) | કામવિલાસ વગેરે. |

એમાના ઘણાક ગ્રથો ભાષાતરરૂપ છે અને તે પણ સાધારણ નહિ પણ કાવ્યરૂપ ગ્રથોના ભાષાતર છે એ કવિએ રચેલા ગ્રથો ઉપરથી તેની જે વિદ્વત્તા વગેરે ગુણો માલમ પડે છે તે વિષે અહી વિશેષ બોલવા કરતા માત્ર એટલુજ કહીને વિરામ પામીએ છીએ કે આજ સુધીમા જે જે કવિ ઓ સસ્કૃત ભાષામા નિપુણ હોઇને ગુજરાતી ભાષાની સેવા કરવામા મોખરે મૂકવામા આવ્યા છે તેમા એ પ્રેમાનદથી બીજે નબરે આવે છે

રત્નેશ્વરને બે પુત્ર હતા પણ તેમના નામ મળ્યા નથી રત્નેશ્વરના ભાગવતના ૪ થી ૯ સુધીના ૭ સ્કધ હમણા દુષ્પ્રાપ છે તેનુ કારણ આમ બતાવવામા આવે છે રત્નેશ્વરના અતકાળ‍ વખતે તેના પુત્રોએ તેની મિલ્કત વેહેચી લેવાનો ઠરાવ કરી તેના પુસ્તકો પણ વેહેચી લીધા કવિના પરિશ્રમને અને ગ્રથની મહત્તાને ન જાણનાર પુત્રોએ ભાગવતનો ગ્રથ મોટો તથા ઉપયોગી જોઈ તે ઉપર બન્નેએ સરખો દાવો કર્યો અને આખરે તે ગ્રથ તેમણે અર્ધોઅર્ધ વેહેચી લેવો એમ ઠર્યુ એ વેહેચણ પ્રમાણે એકના કબજામા ૧ થી ૩ તથા ૧૦ થી ૧૨ સ્કધ આવ્યા અને બીજાના કબજામા ૪ થી ૮ સુધીના ૭ સ્કધ આવ્યા આ બીજે છોકરો અક્ષરશત્રુ

પ્રેમાનદની મુલાકાત લીધા પછી તે ડભોઇમા આવ્યા અને અમાન ભૂલા-
ભાઇ કાકાભાઇને ત્યા તેમણે પ્રાકૃત ભાગવતની કથા કરી. ભાગવત ગ્રથ
તત્વજ્ઞાનથી ભરપૂર હોવાથી ઘણા પુરાણીઓ તેવો ભાગ આવે ત્યારે શ્રોતા
ઓને ગમે તેમ સમજાવીને તેટલો ભાગ પૂરો કરે તથા કથાભાગ આવે
ત્યારે તે વિસ્તારથી કહી સમજાવે ભૂલાભાઇએ પણ પ્રથમ તેવુ જ ભાગવત
સાભળેલુ હોવાથી જ્યારે આ તત્વજ્ઞાન પણ સ્પષ્ટ સમજાય એવુ ભાગવત
સાભળ્યુ ત્યારે તેને લાગ્યુ કે જાણે કે આજસુધી ભાગવત સાભળ્યુજ

# ગ્રંથવિવેચન.

રત્નેશ્વરના કરેના આ પુસ્તકમા તેના ગૂઢક પદ, મૂખલક્ષણાવલિ, સુધાવલિ, અને શ્રીમદ્‌ભાગવતનો પ્રથમસ્કધ, એટલા ગ્રથો પ્રકટ કર્યા છે

છૂટક પદના બે ભાગછે પેહેના ભાગમા સુખદુ ખાવિર્ભાવ અથવા સુખ અને દુ ખનુ પ્રકટવુ, એ વિષયના વીશ પદ છે એ સઘળા પદમા ઉત્તમ પ્રકારના ઉપદેશની સાથે વૈરાગ્યનુ ઉદ્‌બોધન કર્યું છે એના પેહેલા પદમા તથા છેલ્લા પદમા શબ્દ સબધી કાવ્યકૌશલ કવિએ કર્યું હોય એમ જણાય છે પેહેના પદમા જ્યારે પદની દરેક લીટીનો આદિ અક્ષર વૈ આણેલો છે ત્યારે છેલ્લા પદમા દરેક લીટીનો આદિ અક્ષર ત્રિ આણેલો છે

બીજો વિભાગ ધર્મ સબધી મતમાર્ગના નિર્ણયનો છે એના પદ આઠ જૂનણા છદ અથવા પ્રભાત રાગમા છે એ પદમા પ્રાસાનુપ્રાસ વગેરે શબ્દાલકાર ઠીક છે પણ તેના કરતા એમા જે ધર્મતત્વો સક્ષેપમા સૂચિત કર્યા છે, તેને લીધે વાચનારનુ ચિત્ત એ વધારે આકર્ષે છે તેણે પ્રત્યેક મતવાળાના સિદ્ધાત અને પોતાનો અભિપ્રાય તે સાથેજ બતાવ્યો છે મુખ્ય અભિપ્રાય એમા એ છે કે પ્રત્યેક ધર્મ કે મતમાર્ગવાળાને ઉપાસના રૂપ ભક્તિ વિના તો ચાલતુ નથીજ, કેમકે ભક્તિ સરખુ જો કાઇ કરવાનુ ન હોય તો પછી તે મતનુ વિશેષ લક્ષણ કાંઈ રહેતુ નથી વેદાતીઓ કહેછે કે ગુરૂની ભક્તિ કરો શૂન્યવાદી શૂન્યની ભક્તિ કરવાનુ કહે છે, નાસ્તિકો 'કઈ નથી' ની ભક્તિ કરવાનુ કહેછે, શૈવ શિવની ભક્તિ કરાવે છે, અને એજ પ્રમાણે બીજમાર્ગી, કબીરપથી, રામાનુજ, દેવીભક્ત, વગેરે પણ જૂદા જૂદા ઇષ્ટદેવોની ભક્તિ કરવાનુ કહે છે કેટલાક ચદ્ર સૂર્યાદિકો ભજવાનુ કહે છે એ વિષે લખતા કવિ કહે છે કે,—

“ ચદ્રમા સૂર્યના સેવકો કો થયા,
ભૂમિ નભ એ'તણા ભક્ત જાણો,
મૃતમ્રના માર્ગના ધાર્ગના ભાથીના,
હાથીના વ્યાઘ્રના મંત્ર આણો,

હોવાથી તેને તેના બાપના શત્રુ પુરાણીઓએ ભમાવ્યો કે જો તું તારા બાપનુ પ્રિય કરવા ઈચ્છતો હોય તો તારે તારા બાપની ચિતામા ભાગવત બાળી નાખવુ જોઇએ, કેમકે રત્નેશ્વરને તે બહુ વાહાલુ હતુ. આ મૂર્ખ છોકરે તે વાત કબૂલ કરી અને તેના ભાઈનુ કે બીજાનુ કહ્યુ ન માનતાં પોતાને મળેલા છ સ્કધ પોતાના પિતાના મૃત્યુ પછી તેની ચિતામા બાળવા સાથે લેઈ ગયો તેને આમ પુસ્તક બાળવાને તૈયાર થયેલો જોઇને સ્મશાનમાં ગયેલા બ્રાહ્મણોએ બહુ વાર્યો, પણ મારા બાપ સ્વર્ગમાં ભાગવત વગર શું વાચશે ? એવી ચિંતા જાણે તેને થતી નહોય તેમ કોઇનુ માન્યુ નહિ, ત્યારે એક વૃદ્ધ બ્રાહ્મણે તેને સમજાવ્યુ કે મરી ગયેલા પિતૃઓને તો જલાજલિ આપવામા આવે છે માટે ગમે તો તે પુસ્તકને તુ જળમાં પધરાવ, પણ અગ્નિમા નાખવાનો અધર્મ કરીશ નહિ આ ઉપરથી તેણે તે છ સ્કધ પાણીમા બોળ્યા ! પાણીમાં બોળેલા છ સ્કધોને લીધે રત્નેશ્વરનુ ભાગવત ખડિત થયુ અને પુરાણીઓએ તેના મુવા પછી પણ વેર વાળ્યુ ! એ છ સ્કધની ખોટ પાછળથી કોઇ કલ્યાણદાસ નામે સાધુએ નવા રચીને પૂરી કરી છે હમણા એવી પણ બાળ લાગી છે કે એ નાશ થયેલા સ્કધોની નકલ મળી શકે એમ છે.

રત્નેશ્વરની મિલકત અને સંતતિ વિષે એટલુજ જાણવામા આવ્યું છે તે સ્વભાવે શાત, ધીરો, સહનશીળ, ગર્વરહિત, વિનયી અને દભ વિનાનો હતો. પ્રેમાનદને તેણે ગુરૂ કર્યા હતા અને તેની આજ્ઞા તે ખરા મનથી પાળતો હતો, એમ તેના વર્તન ઉપરથી જણાય છે. તે પોતે વૈષ્ણવ ધર્મ માનતો અને રાધાકૃષ્ણનો ભક્ત હતો, એ તેના પદ ઉપરથી માલમ પડે છે. એના કાવ્યમા સસ્કૃત કઠણ શબ્દોનો ભડોળ ઘણો છે.

ક્રાતા વૃત્તમા રચ્યો છે તેમા કવિએ નિરટ અર્થવાળા શબ્દો મૂકીને કાવ્ય
કૌશલ્ય બતાવ્યુ છે તે પણ દોહગ છે, તેમા મૂર્ખના લક્ષણ બતાવ્યા છે વિ
દુર નીતિ વગેરે ઘણાક નીતિના ગ્રથોમા મૂર્ખના લક્ષણ કહ્યા છે ખરા તથા
પિ ગોઇ ગોવિદ ભટ્ટ નામે કવિએ સસ્કૃત ભાષામા મૂર્ખલક્ષણાવલિના શિત્તેર
શ્લોક કર્યા છે તે ઉપરથી આ ભાષાતરરૂપ ગ્રથ કવિએ રચ્યો છે એમ તે
વિ પોતે ગ્રથને અતે જણાવે છે આ ગ્રથમા વ્યાવહારિક શીખામણોનો
અમૂલ્ય સગ્રહ છે પણ તેના વિષે વિશેષ ન કહેતા તે એક વાર વાચી
જવાની તો અમે સૌને ખાસ ભલામણ કરીએ છીએ

તેની પછી સુજ્ઞાનલિનો ગ્રથ દાખલ કર્યા છે મૂર્ખાવલિની પાછળ
જેટલો લખેલો હતો તેટલો બધો આમા ઉતાર્યો છે તેમ છતા એ અપૂર્ણ છે
કેમકે તજવીજ કરતા તે ગ્રથ પૂરો હાથ લાગ્યો નથી સુજ્ઞ કોને કહેવો તેનુ
એમા નિરૂપણ કરેલુ છે. એ ગ્રથ પણ મૂર્ખલક્ષણાવલિ જેવોજ હશે એમ
અનુમાન થાય છે અને તે પણ કોઈ સસ્કૃત ગ્રથનુ જ ભાષાતર હશે એમ
લાગે છે કેમકે આ કવિએ ઘણા ગ્રથો તો ભાષાતરમયજ રચ્યા છે સુજ્ઞાન
લિના આરભમા પણ પહેલો શ્લોક શબ્દાલકારના ચમત્કારવાળો છે તથા
બીજો એક શિખરિણી પણ અર્થાલકારની ચમત્કૃતિવાળો છે આ કવિ પ્રે
માનદનો શિષ્ય હોવાથી ગ્રથારભે શિષ્ટ સપ્રદાય પ્રમાણે પોતાના ગુરૂને
નમસ્કાર તો કરવો જોઇએ પણ પ્રેમાનદની તેવી આજ્ઞા નહોતી તેથી વિ
વિધ પ્રકારની શ્લેષ યુક્તિથી તેણે પ્રેમાનદનુ નામ અકિત કર્યુ છે એવોજ
પ્રકાર આ કાવ્યમાળામા દ્વારકાદાસ કવિની કવિતા છપાઇ ગઈ છે
તેમા આપણે જોયો છે

આ પુસ્તકમા મોટો અને છેલ્લો ગ્રથ જે દાખલ કર્યો છે તે શ્રીમદ્
ભાગવતનો પ્રથમસ્કધ છે ભાગવત ગ્રથ એટલો બધો સુપ્રસિદ્ધ છે કે તેને
વિષે કાઇ કહેવુ કે નિરૂપણ કરવુ પડે એમ નથી ભાગવત ઉપર બાવન
ટીકાઓ થયેલી છે એમ કહેવામા આવે છે, પણ હમણા શ્રીધરસ્વામીની
કરેલી ટીકા સર્વત્ર પ્રચલિત છે કારણ કે શ્રીધરસ્વામીએ એકે પણ પક્ષનો
દુરાગ્રહ મનમા ન ધરતા નિષ્પક્ષપાતપણે ભાગવતનુ વિવેચન કર્યુ છે ભા
ગવતના મૂળ ગ્રથમા જેટલુ છે તેના કરતા બીજુ ઘણુક શ્રીધરસ્વામીની
ટીકામાથી જાણવા જેવુ મળે છે તથા કેટલીક જગોએ ગ્રથાર્થનુ પણ સ્ફોટ
ટન તેમણે ઉત્તમ પ્રકારે કર્યુ છે, માટે પડિત રત્નેશ્વરે કેવળ ભાગવતનુજ

> શેખના, ભેખના, મરદના, મેરીના,
> ભક્ત લાખો દઉં શાં પ્રમાણો ?
> રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
> ભાખજે ભિન્ન મુક્તિની માણ્યો. ”

ગમે તેની પણ ભક્તિ તો કરવીજ ભક્તિ વિના બીજુ કાંઈ તત્વ કોઇ બતાવતું નથી, ત્યારે કવિ કહે છે કે હુ તેનેજ શ્રેષ્ઠ માનુ છુ કેમકે શાસ્ત્ર અને લૌકિક પ્રવાહ એ બન્ને ભક્તિનેજ માન આપે છે માત્ર કોની ભક્તિ કરવી એ વિષે વિવાદ છે, તેનો નિર્ણય હુ આમ કરૂ છુ કે, સાખ્યાદિ શાસ્ત્રવાળા પણ પુરૂપ અને પ્રકૃતિને તો કબૂલજ કરે છે, ત્યારે હુ પણ પુરૂપ પ્રકૃતિરૂપ શ્રીકૃષ્ણ અને રાધા એ યુગલસ્વરૂપની ભક્તિ કરૂછુ. એમ નિર્ણય કરવામા કવિનો ગૂઢ આશય આવો જણાય છે ઉપર જે જે મત માર્ગ બતાવ્યા છે તેમાના કેટલાક રૂપ તામસ, કેટલાક રાજસ કેટલાક, સાત્વિક અને કેટલાક નિર્ગુણ છે નિર્ગુણ રૂપ સદા અવ્યક્ત હોયછે અને “ अव्यक्ताहिगतिर्दुःखदेहवद्भिरवाप्यते—અવ્યક્ત ગતિ દેહધારી મનુષ્યોથી દુ:ખે કરીને પમાય એવી છે ’ એમ ગીતામા વ્યાસ મહાત્મા કહે છે માટે એવા અવ્યક્તની ભક્તિઉપાસના સુલભ નથી, પણ દુર્લભ અને કષ્ટ સાધ્ય છે, માટે તેને તજીને સગુણ ઈશ્વરની ભક્તિ એજ શ્રેષ્ઠ છે. સગુણમા પણ ઇશ્વરના સાત્વિક રૂપની ભક્તિ શ્રેષ્ઠ છે કેમકે ગુણોનુ નિરૂપણ કરનારા તમોગુણને જડ તથા અંધકાર સરખો, રજોગુણને ક્રિયાત્મક તથા સકલ્પ વિકલ્પ ઉત્પન્ન કરી મનની અસ્થિરતા કરનારો અને સત્વગુણને પ્રકાશમય ( જ્ઞાન રૂપ ), સ્થિર તથા આનદ આપનારો કહેછે યોગીઓ અને જ્ઞાનીઓ પણ સત્વની વૃદ્ધિ તથા સત્વમા મનની સ્થિતિને ઉત્તમ ગણેછે ત્યારે ઈશ્વરનું સાત્વિક રૂપ એજ ભક્તિ કરવા માટે હુ પણ શ્રેષ્ઠ માનુ છુ વ્યાસ પણ ભાગવતમા કહેછે કે “ स्थित्यादये हरिविरिंचिहरेति संज्ञाः श्रेयांसि तत्र खलु सत्वतनोर्नृणां स्युः –જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવામા એકજ ઇશ્વર બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એવા નામ ધારણ કરેછે પણ તેમાથી સત્વમૂર્તિ વિષ્ણુથીજ મનુષ્યોનુ કલ્યાણ થાયછે ”

એવી રીતે કવિ પોતાનો નિર્ણય બતાવીને પદ સમાપ્ત કરે છે પદ પછી ગર્ભવાસખ્યાવનિનામનો ગ્રથ છે એ ગ્રથના મગળાચરણનો શ્લોક જે મદા-

કાના કૃતમા કર્યા છે તેમા કવિએ નિકટ અર્થવાળા શબ્દો મૂકીને કાવ્ય કૌશલ્ય બતાવ્યુ છે તે પણ દોહરા છે, તેમા મૂર્ખના લક્ષણ બતાવ્યા છે વિદુર નીતિ વગેરે ચાણાક નીતિના ગ્રથોમા મૂર્ખના લક્ષણ કહ્યા છે ખરા તથાપિ કોઇ ગોવિંદ ભટ્ટ નામે કવિએ સસ્કૃત ભાષામા મૂર્ખલક્ષણાવલિના સિત્તેર શ્લોક કર્યા છે તે ઉપરથી આ ભાષાતરરૂપ ગ્રથ કવિએ કર્યો છે એમ તે કવિ પોતે ગ્રથને અતે જણાવે છે આ ગ્રથમા વ્યાવહારિક શીખામણોનો અમૂલ્ય સગ્રહ છે પણ તેના વિષે વિશેષ ન કહેતા તે એક વાર વાચી જવાની તો અમે સૌને ખાસ ભલામણ કરીએ છીએ

તેની પછી સુદામાવલિનો ગ્રથ દાખલ કર્યો છે મૂર્ખાવલિની પાછળ જેટલો લખેલો હતો તેટલો બધો આમા ઉતાર્યો છે તેમ છતા એ અપૂર્ણ છે, કેમકે તજવીજ કરતા તે ગ્રથ પૂરો હાથ લાગ્યો નથી સુદામાને કહેવો તેનુ એમા નિરૂપણ કરેલુ છે. એ ગ્રથ પણ મૂર્ખલક્ષણાવલિ જેવડોજ હશે એમ અનુમાન થાય છે અને તે પણ કોઈ સસ્કૃત ગ્રથનુજ ભાષાતર હશે એમ લાગે છે કેમકે આ કવિએ ઘણા ગ્રથો તો ભાષાતરમયજ કર્યા છે સુદામાવલિના આરભમા પણ પહેલો શ્લોક શબ્દાલકારના ચમત્કારવાળો છે તથા બીજો એક શિખરિણી પણ અર્થાલકારની ચમત્કૃતિવાળો છે આ કવિ પ્રેમાનદનો શિષ્ય હોવાથી ગ્રથારભે શિષ્ટ સપ્રદાય પ્રમાણે પોતાના ગુરુને નમસ્કાર તો કરવો જોઇએ, પણ પ્રેમાનદની તેવી આજ્ઞા નહોતી તેથી વિવિધ પ્રકારની શ્લેષ યુક્તિથી તેણે પ્રેમાનદનુ નામ અકિત કર્યુ છે એવોજ પ્રકાર આ કાવ્યમાળામા દ્વારકાદાસ કવિની કવિતા છપાઇ ગઈ છે તેમા આપણે જોયો છે

આ પુસ્તકમા મોટો અને છેલ્લો ગ્રથ જે દાખલ કર્યો છે તે શ્રીમદ્ ભાગવતનો પ્રથમસ્કધ છે ભાગવત ગ્રથ એટલો બધો સુપ્રસિદ્ધ છે કે તેને વિષે કાઇ કહેવું કે નિરૂપણ કરવુ પડે એમ નથી ભાગવત ઉપર બાવન ટીકાઓ થયેલી છે એમ કહેવામા આવે છે, પણ હમણા શ્રીધરસ્વામીની કરેલી ટીકા સર્વત્ર પ્રચલિત છે કારણ કે શ્રીધરસ્વામીએ એકે પણ પક્ષનો દુરાગ્રહ મનમા ન ધરતા નિષ્પક્ષપાતપણે ભાગવતનુ વિવેચન કર્યું છે ભાગવતના મૂળ ગ્રથમા જેટલુ છે તેના કરતા બીજુ ઘણુ ક શ્રીધરસ્વામીની ટીકામાથી જાણવા જેવુ મળે છે તથા કેટલીક જગોએ વાક્યાર્થનુ પણ સ્ફોટન તેમણે ઉત્તમ પ્રકારે કર્યુ છે માટે પડિતકવિ રત્નેશ્વરે કેવળ ભાગવતનુજ

ભાષાંતર ન કરતાં તેની શ્રીધરી ટીકા સહિત આખા ગ્રંથનું ભાષાંતર કર્યું છે આમ કરવાથી એક વાર અધવચથી તે ગ્રંથ જોનારને તેનું ભાષાંતર કદાચ અસબદ્ધ અને ક્લિષ્ટ લાગે પરંતુ જો વિચાર પૂર્વક આરંભથી વાચે તો કવિએ સંસ્કૃત ભાષામાંનો અતિસૂક્ષ્મ અને ગહન અર્થ ગૂજરાતી ભાષામાં આણવાને કેવો સારો યત્ન કર્યો છે તે જણાઈ આવે. એ ભાષાતરમાં સંસ્કૃત પ્રૌઢ શબ્દો વાપર્યા છે તથા ઘણીક જગોએ તો મોટા મોટા સમાસવાળા સંસ્કૃત શબ્દો પણ દાખલ કર્યા છે આ જોઇને કદાચ કોઇ તેની ખામી કાઢવા તૈયાર થશે પણ ખરૂં જોતાં એમ કર્યા વિના તેનો છૂટકોજ નહોતો. અધ્યાત્મ વિદ્યાને લગતા પારિભાષિક શબ્દો જો તે બદલવા જાય તો તેને એક શબ્દને બદલે એક વાકય લખવું પડે, અને તે પણ વારવાર લખવું પડે, ને તેથી તે ભાષા કેવી દુર્ગમ અને ક્લિષ્ટ થાય તે વિચારવંતને જણાશે. આમ છે તો તેણે એવા શબ્દો રાખ્યા છે એજ ઠીક કર્યું છે. કેમકે એવા પારિભાષિક શબ્દોના અર્થ એક વાર જાણ્યા એટલે પછીથી તેની આખા ગ્રંથમાં સુગમતા થાયછે. રત્નેશ્વરે ભાગવતનું આ ભાષાતર કર્યું છે તેને અમે ઘણી જગોએ મૂળ ગ્રંથસાથે સરખાવી જોયું છે અને અમને વારવાર આશ્ચર્ય ઉપન્યું છે કે તેણે ભાષાતરમા કોઇ જગોએ સરતચૂકથી પણ એક શબ્દનો અર્થ રહેવા દીધો હોય એમ બન્યુ નથી। ભાષાતર કરતા બહુધા વાક્યાર્થ ઉપરજ લક્ષ રાખવામા આવે છે, પણ આ કવિએ તો પ્રત્યેક શબ્દનુ ભાષાતર કર્યું છે। અને ભાગવત સરખા ગ્રંથનુ ભાષાંતર થવું જોઇએ પણ એમજ

ભાગવતની ટીકા કરવામા શ્રીધરસ્વામીએ દરેક અધ્યાયના આરંભમાં એક કે બે શ્લોક લખીને તેમા આખા અધ્યાયમાં શી વાત આવશે તે કહી જવાનો રીવાજ રાખ્યો છે તેમ રત્નેશ્વરે પણ બીજા અધ્યાયથી આરંભીને દરેક અધ્યાયના ભાષાતરના આરંભમાં પાછલા અધ્યાયમા કહેલી વાતનો સંક્ષેપાર્થ સંસ્કૃત નવીન રચેના શ્લોકમાં અને આવતા અધ્યાયનો સંક્ષેપાર્થ એકાદ અક્ષરમેળ છંદમાં ગૂજરાતી ભાષામા આપવાનો રિવાજ રાખ્યો છે. જેમ નવમા અધ્યાયમાં ભીષ્મનો અવસાન સમય વર્ણવ્યો છે તે વિષે દશમા અધ્યાયના આરંભમા લખેછે કે—

### શ્લોક.

" युधिष्ठिरांतःकरणैकनेता
भीष्मावसानावसरःप्रणेता ।
भक्तावनःसज्जनकार्यकर्त्ता
भर्त्ताभुवःपातुभवैकगर्त्तात् "॥

એ વાત નવમા અધ્યાયની છે. દશમા અધ્યાયમા શું આવશે તે વિષે તેનીજ નીચે લખે છે કે—

### રથોદ્ધતા.

" ભક્તકાર્ય કરી દ્વારિકા જંતા,
સુંદરી સ્તવન ચિત્ત ભાવતા;
હસ્તિનાપુરથકી પધારતા,
એટલી દશમમાંય વારતા."

ઇત્યાદિ.

પ્રથમસ્કંધમાં જે વિષય વર્ણવેલો છે તે વિષે કવિનો કાંઇ સબંધ નહિ હોવાથી તેનું વિવેચન કરવું જરૂરનુ નથી.

રત્નેશ્વર કવિએ એક રેટિયાનુ ભાગવત પણ બનાવ્યુ છે, જે આ વિવેચન છપાઇ ગયા પછી મળી શક્યુ છે તેથી તેને અમે આ ગ્રંથમાં આપી શક્યા નથી. એ ભાગવત ઘણી સ્ત્રીઓને મોઢે હોય છે. તેમાંથી નમુના માટે આ નીચે તેનો થોડો ભાગ આપ્યો છુઃ—

### રાગ સામેરી.

" સરસ્વતી શ્યામાને વિનવુ, ગણપતિ લાગુ પાય;
અર્ચ્યા ચંદન બાવના, પૂજું શ્રીશારદા માય.
બેહુ કર જોડી વિનવું, માગું અવિચળ વાણ;
શ્રીમદ્‌ભાગવત કથા તુંને, કહું છું નિરવાણ.

## રાગ ગોડી.

ઋષિ બેઠા વનને સ્થાન, લાગી તાળી ધરિયાં ધ્યાન;
રાય પધાર્યા તેણે સ્થાન, નહિ આસન નહિ દીધાં માન. ૩
તે કાળે તન પ્રકટ્યો તાપ, ગળે ઘાલ્યો મૂઓ સાપ;
કોણે દુભ્યો મારો તાત, આજથકી તે દિવસ સાત ૪
તેને ખાશે તક્ષક નાગ, હોયે મઘવા જો મહાભાગ;
પિતા પુત્રને કે' રે વાત, અણઘટતી કીધી તેં ઘાત. ૫
તેં કયમ દીધો રાયને શાપ, તાપસનાં તપ જાયે બાપ;
શાપદેતાં તો સત્તા જાય, કર્યું કારવ્યું એળે થાય. ૬
જઇ સંભળાવો રાયને દ્વાર, મરણનો પમાડો પાર;
ત્યાંથી બ્રાહ્મણ ચાલ્યો સાર, જઇ રહ્યો સભા મોઝાર. ૭
રાયે આવતો દીઠો દુખી, જોઇ દ્વિજને થાતો સુખી;
આપ્યાં આસન દીધાં માન, કહો ઋષિ અમ સરખાં કામ. ૮
સભામાં પધરાવ્યા આપ, તાપસ કે' નવ આણો તાપ:
તમારે તો જીવવુ તાત, આજથકી તો દિવસ સાત. ૯
તમને ખાશે તક્ષક નાગ, માનો મારૂં રાય મહાભાગ;
કે'તાં રાયને ન ચઢી રીસ, વચન લેઈ ચઢાવ્યાં શીશ. ૧૦
અર્ઘ્યપાદ્યે પૂજા કરી. સંતોષે વળાવ્યા હરિ;
રાયે વિપ્ર તેડયા અપાર, આપ્યા ઘોડા હસ્તી સાર. ૧૧
મણિ માણેક ને રથ અપાર, કુંચી સહિત આપ્યા ભંડાર;
જનમેજયને આપ્યું રાજ, પડો પિંડ બળો સહુ કાજ. ૧૨
ત્યાથી રાજા ચાલ્યો સાર, જઇ રહ્યો ગંગામોઝાર;
ગંગાજીના નિર્મળ નીર, બેઠા આસન વાળી વીર. ૧૩
શુકદેવ પધાર્યા તેણે ઠામ, ભણે રાય સર્યા મુજ કામ;
હરિકથાની કે' રે વાત, જે ગારો છે સમરથ સાથ. ૧૪

કૌરવ પાંડવ હુઆં યુદ્ધ ગોરે કીધો ગોત્રજ વધ;
માતાને કે' ભૂગર્ભવાસ, ક્યમ બળતા રાખ્યા જદુનાથ. ૧૫
પુત્ર પ્રવર્ધન શોષ્યાં તન, મલ્લબ કેશી માર્યા ક્યમ;
કેમ રહ્યા હરિ ગર્ભાવાસ, ક્યમ ઉદ્ધાર્યા હરિએ દાસ. ૧૬
શુકદેવ કહે સાંભળ રાજન, તુંને દશમકથા કહું પાવન;
તારા મન મળ નાખું ધોઇ, તું સરખો શ્રોતા નહિ કોઈ." ૧૭
ઈ૦ ઈ૦ ઈ૦

એવી રીતે સંક્ષેપમા ભાગવત દશમસ્કંધની મુખ્ય મુખ્ય વાતો એમાં સમાવી છે અને એવી રીતે ચરિત્રમાં બતાવેલી પ્રતિજ્ઞાનુ પણ સાફલ્ય કર્યું હોય એમ દેખાય છે.

श्रीजगदीश्वरायनमः

रत्नेश्वरकृत

# पदसंग्रह.

## દુઃખસુખાવિર્ભાવ.

### પદ ૧ લું.

વૈજયંતે વૈભવ ભર્યો, તેવો વૈભવ માણ્યો;
વૈજયંતિક તે તો થયો, ક્રમ એવો ન જાણ્યો. ધ્રુવપદ૦ ૧
વૈકુંઠપતિશો તું વિશ્વનો, ધવ થઇ ધવ ધાયો;
વૈતનિક થઇ તે તું રહ્યો, જાણ્ય એવું કમાયો. વૈજયંતે૦ ૨
વૈર કરી વૈરી મારિયા, થર્યા મનરૂચિ કાર્ય;
વૈતરણીમાં જઇ તે પડ્યો, થઈ આર્ય અનાર્ય. „ ૩
વૈશાખે વસંત ભોગવ્યો, વિધુમુખીની સાથ;
વૈણવની પેઠે બળી મુઓ, ન સા'યો કોઇએ હાથ. „ ૪
વૈદ્ય તેડ્યા ઘેર સામટા, આપી મુખ માગ્યો ગર્થ;
વૈદ્યમાતૃ ન મળી તેહને, કર્યો શ્રમ થયો વ્યર્થ. „ ૫

---

પદ ૧ લું ૧ આવિર્ભાવ—પ્રકટ થવું—ઉત્પત્તિ. વૈજયંતે—ઇંદ્રના મેહેલમાં. વૈજયંતિક— વાવટો ઝાલનાર. ૨ ધવ—ધણી. ધ્રુવ— ધુબધુબ. વૈતનિક—મજૂર.

૩ મનરૂચિ—મનને ગમે એવાં. થઇ ઇ૦—આર્ય છતાં અનાર્ય થઇને. ૪ વિધુમુખી—ચંદ્રવદની—સુંદર સ્ત્રી. વૈણવ—વાંસનું વન. ૫ વૈદ્યમાતૃ —અરડૂસો. અર્થાત્ સોંઘામાં મોંઘી વનસ્પતિ પણ.

વૈ નીતકમાં બેશી ફર્યો, ગયો તે માંહી બેશી;
વૈ રત્ન કોઇનો નવ રહ્યો, જાણી શો થાય દ્વેષી ! ,, ૬

## પદ ૨ જું.

વિચારી જો તુ વાતમાં, તારૂ વપુ થયું કેમ; .
હરિ ભજી સાર્થક જો કર્યું, તો ટળ્યો નરક વે'મ. ધ્રુવપદ૦ ૧
નવ માસ રહી રામાઉદરે, અવતર્યો ભૂમિ મધ્યે;
વિચારી જો ચળે દિનમણિ, નિરખી જે અવધ્યે. વિચારી૦ ૨
દુઃખ તિરોભાવ મનમાં, રાત્રી દિન તું લાવે;
સુખનો આવિર્ભાવ સામટો, ઇચ્છે તુ ઘેર આવે. ,, ૩
એ પરથી એમ થાયછે, જે સુખ લાગે સારૂં;
તો કરી સુકૃત સુખ લે સહી, નીકર દુઃખ વિચારૂં. ,, ૪
આ તન રંગ આકાશ શો, જોતાં જોતાંમાં જાશે;
બાળપણું ગયુ લેખીને, મૂઢ મૂર્ખ વ'વાશે. ,, ૫
યૌવનમાં યુવતી જોઇ, અંગ નવરંગ મૂકયો;
રત્ન કે' યત્ન તે નવ કર્યો, ચતુર્ભુજને તું ચૂકયો. ,, ૬

## પદ ૩ જું.

યૌવનપણે કેશ તાહરા, શ્યામ કાજળ જેવા;
ભાળ વિશાળ શશિ સમુ, આરોગાય મિષ્ટ મેવા. ધ્રુવપદ૦ ૧

---

૬ વૈનીતક—પાલખી. તું પાલખીમા બેશીને ફર્યો અને ( મૃત્યુ પામ્યો ત્યારે ) તે માહી ( તે પાલખીમાં—હાડડીમા ) બેશી ( સઇને ) ગયો ! વૈ —નિશ્ચય' અર્થાત્ સદાકાળ એક સરખો કાળ

પદ ૨ જું. ૧ વપુ— શરીર. ૨ રામા—સ્ત્રી. દિનમણિ—સૂર્ય. ૩ તિરોભાવ—નાશ. ૬ નવરગ—નવીન રગ મૂકયો—વિષય ભોગમા જવા દીધો

ભ્રુકુટિ કુટિલ કમાનશી, ચક્ષુ મૃગને લજાવે;
કીર સમાને નાસિકા, જોઈ મોહ ઉપજાવે. યૌવન૦ ૨
અધર બિંબના ફળ સમા, રદ દાડિમકળીશા;
કર્ણને ઉપમા શીપની, બાહુબળ બળીશા. ,, ૩
સ્કંધ બલિવર્દના લખું, ગ્રીવા કંબુ સમાને;
બૃહત્ કઠિન હૃદે કારમું, ઉદર ત્રિવલિ માને. ,, ૪
કેસરી કટિની ઉપમા, આપતાં એમ થાયે;
ભૂખ્યો પંચાનન કહી મુખે, કવિ કોવિદ ગાયે. ,, ૫
પૃષ્ઠ કદલીપત્ર ઉપમા, જંઘા રંભાશી ભાખે;
રત્ન કે' અંગુલિ મગફળી, પદસમ પદ્મ દાખે. ,, ૬

## પદ ૪ થું.

હવાં તિરોભાવ તેહનો, કેવી રીતથી થાય;
યથામતિ ગતિ જેટલી, તેટલે કવિ જાય. ધ્રુવપદ. ૧
કેશ કાળા કાજળ સમા, થયા ઉજળા બગશા;
કંઇ ખરી ગયા બરહટ થયા, જેવા ગાંગડુ મગશા. હવાં. ૨
નાપિત નિંદે તેહને, જેહ વંદે વા'લે;
સ્વચ્છ કપાળે પડી કરચલી, મેલ તે માંહી મા'લે. ,, ૩
ગાબ થુલી જેવા લોટની, કરી પીવાને કાજે;
ગાંસા પચ્યા કેરા સામટા, હોલો સા'ચો શું આજે ! ,, ૪

---

પદ ૩ જું. ૨ કુટિલ—વાંકી રદ—દાંત. ૪ સ્કંધ—ખાંધ. બલિવર્દ—બળદ. ગ્રીવા—ડોક. કંબુ—શંખ. બૃહત—મોટું. ત્રિવલી—ત્રણ કરચલી.

૫ પંચાનન—સિંહ. ૬ પૃષ્ઠ—પીઠ. કદલીપત્ર—કેળનું પત્ર. રંભા—કેળ પદસમ પદ્મ—પ્રતીપાલકાર. પદ ૪ થું. ૩ નાપિત—હજામ.

ભૃકુટિ કુટિલ કમાનશી, થઇ શરસમ સીધી;
હવડ કૂપશાં ચક્ષુ બે, જેણે મતિ હરી લીધી. „ ૫
શુક ચંચુ સમ નાસિકા, થઇ વાંકડી વે'તી;
રત્ન શ્લેષ્મ શું વર્ણવે, દર્શે અતિ દુઃખ દેતી. „ ૬

## પદ ૫ મું.

મોહ ઉપજતો જે જોઇને, ન જોવાય તે સામું;
એવાં સર્વાંગ હું વર્ણવું, રખે માનો નકામું. ધ્રુવપદ. ૧
બિંબના ફળશા અધર હતા, થઇ ગયા તેહ કાળા;
કૃષ્ણ ઘટની જાણે ઠીકરી, કે લાગી હોય જ્વાળા. મોહ૦ ૨
દંત દાડિમકળીશા હતા, તેનો થઇ ગયો નાશ;
કરર કરર કકડાવતા, તે ગયા ક્રોધ પાસ. „ ૩
છીપ જેવા કર્ણ જે હતા, સ્વચ્છ દેદીપ્યમાન;
સુપડા સમ તે થઇ રહ્યા, તારા કારમા કાન. „ ૪
બાહુબળ ગયું બળી, લટકે ભાગીશી ડાળ;
સ્કંધનાં હાડ જણાય છે, ઉષ્ટ્રપીઠ કરાળ. „ ૫
ઘાંટી મોટી ગ્રીવે નીસરી, થઇ લાંબી બગ જેવી;
મસ્તકનો ભાર નવ સહે, તેને કે' રત્ન કેવી. „ ૬

## પદ ૬ ઠું.

બૃહત્ કઠિન હૃદ અવનવું, તેની લટકી ત્વચાય;
કેશ ઉગ્યા ઉજળા થયા, હાલે ખોટું દેખાય. ધ્રુવપદ. ૧
હવાં ઉદરની ત્રણ જે કરચલી, તે જઇ વાટા કંઇ થાય;

---

પદ ૫ મુ. ૨ બિંબના ફળશા—પાકા ગિલોડાના ફળજેવા. ૫ ઉષ્ટ્રપીઠ—ઊંટની પીઠ

કાકને પૃષ્ઠ લાગી રે', પોડે ઘણું કહેવાય. બૃહત ૨
કેસરી કટિની ઘટી જોઇને, થાય કોને ઉલ્લાસ;
તરૂણને વૃદ્ધો નવ ગમે, કરે મન ગમ્યુ હાસ. „ ૩
લંકપતિ શો લંક જેમનો, થયો વંક વિચિત્ર;
શુચિતા મૂકી થયા સામટા, કટિબળ ગયે અપવિત્ર. „ ૪
પંચાનનની મૂકી ઉપમા, કવિ ઉપમા દે કમાન;
પૂષ્ઠને ઉપમા તેવી દે, ઉષ્ટ્ર પાસું મહાન. „ ૫
ફૂલિતા રંભા જંઘા કહે, જોઇ શુષ્ક સ્વરૂપ,
પાદને હીનોપમા એવી, કે' દઈ કવિ ભૂપ. „ ૬

## પદ ૭ મું.

એ વિધિ અંગ નવરંગ આ, જાયે જોબન સાથ;
તદા દુઃખ દિન આવી રે', સભારે શ્રીનાથ. ધ્રુવપદ. ૧
એમ દુઃખસુખ સાથી દીસે, પણ ગતિ કરે ન સઘાત;
આગળ પાછળ ચાલે અવનવાં, વળી વારૂ વિસ્તારૂ વાત.એવિધિ૦ ૨
દશકો જાયે તારા સુખનો, થાય વીશ વર્ષ દુખ રાત;
સુખનાં તો શમણાં આવશે, થાશે દુખના પ્રભાત „ ૩
મારૂ તારૂં કરો કે' નહિ, ન આવે એમાનું સાથ;
અંગ પોષ્યું કે સગુ તાહરૂં, બૂડતા સાં'યે ન હાથ. „ ૪
સુખદુઃખ સાં'ય કરે નહિ, સાં'ય કરે પુણ્ય પવિત્ર,
પાપ પીડા દે પ્રાણીને, દેખાડે નરકનું ચિત્ર. „ ૫
ત્યાં ઉદય અભ્યુદય નવ નભે, લભે નહિ સુખ રેશ;
રત્ન ત્રાહિ તુંડ તું વદે, ત્રોડે યમશિર કેશ. „ ૬

---

પદ ૬ ઠું ૨ કાકને પૃ૦—અને માણને તો તે પેટ પીઠ સાથે વળગી રહેલુ દેખાય છે। ૪ શુચિતા પવિત્રતા પદ ૭ મું. ૬ લભે—પામે. ત્રાહિ—રક્ષણ કર તુંડ-મુખે.

## પદ ૮ મું.

સગાં સર્વે છે સવારથી, જાણ્ય જૂઠી તુ બાજી;<br>
કાકો કાકી નથી કામનાં, જોઇ શે થાય રાજી. ધ્રુવપદ. ૧<br>
મામો મામી માથું ધરે, માંદા થઉં હુંય જ્યારે;<br>
પાસે રહે પૈસો જોઇએ, નીકર જુએ ન કયારે. સગાં૦ ૨<br>
પુત્ર પુત્રી હશે તાહરાં, એમ મન માંહી આવે;<br>
તે પણ તારાં કોઇ નથી, ધનનાં ધણી કા'વે. „ ૩<br>
પિતા કહીશ તુ માહરો, જેણે ઉછેરી પાળ્યો;<br>
સદ્‌ગુણી કે ધની તે જુએ, નીકર જાણ્ય તુ ટાળ્યો. „ ૪<br>
માતા પાળે કહીશ પુત્રને, તે પણ આ લોકમાંહી;<br>
જમડા જડબુ ભાગે જ્યાં કને, સગું નહિ કોઇ ત્યાંહી. „ ૫<br>
એ સગાંનાં સુખ સર્વે કહ્યા, અતે દુઃખના હેતુ;<br>
રત્ન કહે સગો શ્યામ છે, બીજુ વારિમાં વે'તું. „ ૬

## પદ ૯ મું.

વસ્ત્રાભૂષણ મળ્યાં પે'રવા, બેસવાને વાહન;<br>
છડીદાર નેકી પોકારવા, કરવા છતને ચાહન. ધ્રુવપદ. ૧<br>
દીન જનને અતિ દૂભવા, મળ્યો સેવક સાથ;<br>
તારે ચમર ઢળે ચોપાસથી, સેવક છત્ર ધરે માથ. વસ્ત્રાભૂષણ૦ ૨<br>
તને ખમા ખમા કહે ખાંતથી, તપે તનડામાં તાપ;<br>
છીંક ખાતાં ચપટી પડે, જેનું માપ અમાપ. „ ૩<br>
ગુણ ગાય ગાયક સામટા, વખાણે પંદી ભાટ;<br>
સૂઓ કે'વાય તું વિશ્વનો, ઘડે અઘટ ઘાટ. „ ૪

---

પદ ૯ મુ ૧ વસ્ત્રાભૂષણ—લુગડાં અને ઘરેણાં. ૪ અઘટ ઘાટ —ન ઘડીશકાય એવો ઘાટ— અર્થાત અશક્યને તું શક્ય કરે એવો.

તે પળ પ્રભુ ન સાંભરે, કે ન થાય ઉચ્ચાટ;
હું પદમાં હું હું કરે, પણ સવું છતાપાટ. „ ૫
સાયરે સવું નવ ગમે, જોઈએ હિંચોળાખાટ;
રત્ન કે' યત્ન તેં શું કર્યું, મૂઢ જમપુર માટ ? „ ૬

## પદ ૧૦ મું.

વસન વગોવાશે પે'રિયાં, આભ્રરણ કંટક થાશે;
યાતનામાં માન શું કરે, પગે પથ પુરાશે. ધ્રુવપદ. ૧
છડીદાર છડી લેઇને, છડવા જ્યાંહી આવે;
પાપની છત કરશે છતી, જ્યારે આવીશ દાવે. વસન.૦ ૨
પામરપીડા તેં કરી, ધરી નહિ દિલદાઝ;
તેવું તારે કરમે લખ્યું, નથી તહીં તારૂં રાજ્ય. „ ૩
પરિજનનો સાથ અહીં મળ્યો, તહીં પણ મળે સત્ય;
ફેર કહું એ માંહ્યનો, માન કરી મોટી મત્ય. „ ૪
તારા સેવક સુખદેણા, દુઃખકારી યમદૂત;
સેવક તો તે ખરા સહી, નથી એ માંહી તૂત. „ ૫
સુખ થતું સેવકથકી, થાય સેવકે દુઃખ;
રત્ન કે' અદ્દભુત એ નહિ, સુખ દુઃખ, દુઃખ સુખ. „ ૬

## પદ ૧૧ મું.

ચમર ઢળે ચોપાસથી, છત્રે થાય શુભ છાંય; „
તે સાટે વન્હિ ઢળે ઉપરે, જાય છત્રની ઝાંય. ધ્રુવપદ૦ ૧

---

પદ ૧૦ મું ૧ વસન—વસ્ત્ર. આભ્રરણ—ઘરેણાં. યાતના—જમલોકની પીડા પગે ઇ૦—પગવડે પથ ( માર્ગ ) પૂરાશે—પગે ચાલવુ પડશે. ૩ પામર પીડા પામરને પીડા પદ ૧૧ મુ. ૧ ઝાંય—ઝલક—તેજ.

ખમા ખમા રત પાલટી, ક્ષમા ક્ષમા કે' તુય;
યમકિંકર છીંકતા જદા, ચપટી તું દેય શુંય! ચમર૦ ૨
માપ ન થાય એ વિધિનું, તારે નહિ મારનું માપ;
તારૂં યમદૂત લેખું વાંચતા, અગના કાપી કાપ. „ ૩
એહ વખાણને બંદી એ, એહ ગાયક ભાટ;
દુષ્કર્મે દીન થઇ રહ્યો, પાપી પેટને માટ. „ ૪
સબાગિરિઓ જતી રહી, જોઇ જમડાનો સાથ;
પરમેશ્વર તને સાંભર્યો, તે ઝાલે ક્યમ કરી હાથ. „ ૫
સુખે સોનીડો સાંભર્યો, દુઃખે સાંભરે રામ;
રત્ન કે' મૂઢમતિ તાહરૂં, થાય કેઇ પેર કામ. „ ૬

## પદ ૧૨ મું.

હુંપદમાં હું હું કરી, અમથો મુઓ મૂઢ;
તું તું કરી ટુંકારિયો, ગતિ જાણી ન ગૂઢ. ધ્રુવપદ. ૧
તપ્ત ભૂમિ તામ્રે મઢી, હિંચોળાખાટ એહ;
સાથરો તેં વાંચ્યો નહિ, તો મળે ક્યાંથી તેહ. હુંપદમાં૦ ૨
આ આવ્યું આ જાય છે, સુખ શમણાની વાટ;
ચેત ચેત ચપળ અલ્યા, ઘડે ઘણો યમ ઘાટ. „ ૩
પરોપકાર કરચ જે મળ્યું, તન પોષ્યે શું થાય;
બાળવા જોઇએ વધું લાકડાં, સુત શું તારો કમાય! „ ૪
તેં પણ કમાઇ નવ કરી, પર લોકને કાજે;

---

૨ ખમા ખ૦—તને તારા સેવકો ખમા ખમા કહેતા તે રત (ઋતુ-સમય) પાલટી (બદલાઇ ગઇ) અને હવે યમના સેવકોને તું ક્ષમા ક્ષમા (માફ કરો!) એમ કહે છે। પદ ૧૨ મું ૨ તામ્રે—ત્રાંબાએ.

સાંચ્યું સંગર્યું રે'શે પડ્યું, લેખું જોતાં તુ લાજે. „ ૫
દયા નથી કહું તુજને, યમદૂતને લગાર;
રત્ન કે' યત્ન કરી રૂડાં, ભજો દેવમુરાર. „ ૬

## પદ ૧૩ મું.

સુખ રે'શે મારે સર્વદા, એવું મનમાં વિચારે;
સુખ આવ્યે સુખ ભોગવું, જાણું દુઃખ નથી ક્યારે. ધ્રુવ૦ ૧
અવિચળ છે અવનિ પરે, એક સુખનુ સ્વરૂપ;
શ્યામ રામ સહુ હેઠ છે, સુખથી ભારે ભૂપ. સુખ૦ ૨
દુઃખ સ્વપ્ન થવું દોહલું, થયુ સુખ સાથી જ્યારે;
સુખમાં દુઃખ આવે નહિ, એવુ માનવુ મારે. „ ૩
પૂર્વે કર્યાં પુણ્ય તેથકી, સુખ ને શાંતિ પામ્યો;
હાયવરાળ શેણે કરૂ, જો દુ ખનો દિન વામ્યો. „ ૪
પડશે તેવા દા દેશુ, હમણા તો સુખ લીજે;
સંત શીખામણ દે ભવે, મન માનતુ કીજે. „ ૫
સુખદુ.ખનો વારો તે ભણે, વ્યર્થ ઠગવાને કાજે;
રત્ન તર્ક એવા કરે, વ્યર્થ આવીને વ્યાજે. „ ૬

## પદ ૧૪ મું.

હવાં અવિચળ જોઇએ, સુખ કેવુ છે ભાઇ;
કેવી ધરે છે એહ તો, સાચી માને સગાઇ. ધ્રુવપદ. ૧
વારા ફેરા સુખદુ ખના, એવુ કે' મૂઢ જ્ઞાની,
દુ ખી સુખી દેખે જન ઘણા, પુરવાસી ને રાની. હવાં. ૨
તો સુખ રે'શે મારે સર્વદા, એવુ મનમા શે લાવે,
વારૂણિ સુખની પી રહ્યો, તેથી હુ પદ ભાવે. „ ૩

ખમા ખમા રત પાલટી, ક્ષમા ક્ષમા કે' તુય;<br>
યમકિંકર છીંકતા જદા, ચપટી તું દેય શુંયે ! ચમર૦ ૨<br>
માપ ન થાય એ વિધિનું, તારે નહિ મારનું માપ;<br>
તારૂં યમદૂત લેખું વાંચતા, અંગના કાપી કાપ. ,, ૩<br>
એહ વખાણને બંદી એ, એહ ગાયક ભાટ;<br>
દુષ્કર્મે દીન થઇ રહ્યો, પાપી પેટને માટ. ,, ૪<br>
સબાગિરિઓ જતી રહી, જોઇ જમડાનો સાથ;<br>
પરમેશ્વર તને સાંભર્યો, તે ઝાલે ક્યમ કરી હાથ. ,, ૫<br>
સુખે સોનીડો સાંભર્યો, દુઃખે સાંભરે રામ;<br>
રત્ન કે' મૂઢમતિ તાહરૂં, થાય કેઇ પેર કામ. ,, ૬

## પદ ૧૨ મું.

હુંપદમાં હું હું કરી, અમથો મુઓ મૂઢ;<br>
તું તું કરી ટૂંકારિયો, ગતિ જાણી ન ગૂઢ. ધ્રુવપદ. ૧<br>
તપ્ત ભૂમિ તામ્રે મઢી, હિંચોળાખાટ એહ;<br>
સાથરો તેં વાંચ્છયો નહિ, તો મળે ક્યાંથી તેહ. હુંપદમાં૦ ૨<br>
આ આવ્યું આ જાય છે, સુખ શમણાની વાટ;<br>
ચેત ચેત ચપળ અલ્યા, ઘડે ઘણો યમ ઘાટ. ,, ૩<br>
પરોપકાર કરચ જો મળ્યું, તન પોષ્યે શું થાય;<br>
બાળવા જોઇએ વધું લાકડાં, સુત શું તારો કમાય! ,, ૪<br>
તેં પણ કમાઇ નવ કરી, પર લોકને કાજે;

---

૨ ખમા ઇ૦—તને તારા સેવકો ખમા ખમા કહેતા તે રત ( ઋતુ –સમય ) પાલટી ( બદલાઇ ગઇ ) અને હવે યમના સેવકોને તું ક્ષમા ક્ષમા ( માફ કરો ! ) એમ કહે છે ! પદ ૧૨ મં ૨ તામ્રે—ત્રાંબાએ.

સાંચ્યું સંગર્યું રે'શે પડ્યું, લેખું જોતાં તું લાજે. ,, ૫
દયા નથી કહું તુજને, યમદૂતને લગાર;
રત્ન કે' યત્ન કરી રૂડાં, ભજો દેવમુરાર. ,, ૬

## પદ ૧૩ મું.

સુખ રે'શે મારે સર્વદા, એવું મનમાં વિચારે;
સુખ આવ્યે સુખ ભોગવું, જાણું દુઃખ નથી ક્યારે. ધ્રુવ૦ ૧
અવિચળ છે અવનિ પરે, એક સુખનું સ્વરૂપ;
શ્યામ રામ સહુ હેઠ છે, સુખથી ભારે ભૂપ. સુખ૦ ૨
દુઃખ સ્વપ્ન થવું દોહલું, થયું સુખ સાથી જ્યારે;
સુખમાં દુઃખ આવે નહિ, એવું માનવું મારે. ,, ૩
પૂર્વે કર્યાં પુણ્ય તેથકી, સુખ ને શાંતિ પામ્યો;
હાયવરાળ શાણે કરૂં, જો દુઃખનો દિન વામ્યો. ,, ૪
પડશે તેવા દા દઇશું, હમણાં તો સુખ લીજે;
સંત શીખામણ દે ભલે, મન માનતુ કીજે. ,, ૫
સુખદુઃખનો વારો તે ભણે, વ્યર્થ ઠગવાને કાજે;
રત્ન તર્ક એવા કરે, વ્યર્થ આવીને વ્યાજે. ,, ૬

## પદ ૧૪ મું.

હવાં અવિચળ જોઇએ, સુખ કેવું છે ભાઇ;
કેવી ધરે છે એહ તો, સાચી માને સગાઇ. ધ્રુવપદ. ૧
વારા ફેરા સુખદુઃખના, એવું કે' મૂઢ જ્ઞાની;
દુઃખી સુખી દેખે જન ઘણા, પુરવાસી ને રાની. હવાં. ૨
તો સુખ રે'શે મારે સર્વદા, એવું મનમાં શો લાવે;
પારૂણિ સુખની પી રહ્યો, તેથી હું પદ ભાવે. ,, ૩

તું કે' સુખ આવે સુખ ભોગવું, પણ શું કર તારે;
દુઃખનો ડુંગર માંથે પડે, કે'શે નહિ તને ક્યારે. „ ૪
સુખ અવિચળ નથી હું કહું, સમજી જા સિદ્ધાંત;
આત્મા વિના સહુ ચળ અલ્યા, સત્ય ગ્રે' દૃષ્ટાંત. „ ૫
છે શ્યામ રામ શિરોમણિ, છે સુખ સર્વ હેઠ;
રત્ન ભોગવી જાણે તેહનુ, નીકર દૈવની વેઠ. „ ૬

## પદ ૧૫ મું.

સુખ સાથીમાં દુ.ખ દેખતો, તોય કે'વુ હુ ધારૂં;
ધન મેળવી સુખ માનિયુ, કહી સુખ મારૂં મારૂં. ધ્રુવપદ० ૧
તસ્કર આવી હરી ગયો, દીઠુ નયનેથી દુઃખ;
ગયુ ગયુ કરી તુ રડે, નાશી કંઇ ગયું સુખ. સુખ. ૨
અચળ માને સુખ પુત્રનુ, થાય તેહનુ મોત;
જો દુઃખ નથી આવ્યું સુખમાં, શે રાંડશો રોત. „ ૩
કાયા નીરોગી છે માહરી, માનું સુખ હુ તેને;
સૂક્ષ્મ કંટક સહી નવ શકે, સુખી માને તું જેને. „ ૪
જો તાવ આવ્યો તન જોઇને, તો તો મૂકવી આશા;
સુખમાં દુઃખ પડે આવીને, લેતાં શ્વાસઉશ્વાસા. „ ૫
એ વિધે સુખમાં દુઃખ લખો, આવ્યું ઓ આવ્યું માનો;
રત્ન કે' યત્ન ફોકટ જશે, દુઃખ સે' દીન દાનો. „ ૬

## પદ ૧૬ મું.

માનવુ જૂઠુ મનતણુ, થાયે સાચુ શી રીત;
મનથી માને ધૂળ ધન છે, થાય તેણે ધનપ્રતીત ? ધ્રુવપદ० ૧

---

પદ ૧૫ મુ. ૬ લખો—જુઓ દીનદાનો—દાનો અને દીન પુરૂષ.

તૂ બુઃબુદ ને મૌક્તિક લખે, તેણે સોહાય કર્યું,
આકાશ માન્યુ મનથી, એ તો આવી છે ઘર્ણે. માનવુ૦ ૨
ગધર્વનગરનો નૃપ થયો, કે સ્વપ્નાકેરો જાણ્ય,
માની બેઠો રાય મનથી, તેનુ કશુ છે પ્રમાણ. „ ૩
મારૂં મારૂં માન્યુ તે ઘણુ, તારૂં છે તલ ભાર,
નથી નથી નિશ્ચે કહુ, મિથ્યા ખાય શો માર „ ૪
મોહે જોયેલુ માન્યુ ખરૂં, તે મોહે કેટલી વાર;
તે શીદ કેવુ પડે માહરે, કેશો જમદૂત સાર „ ૫
ત્યારે તું માનીશ સહુ ખરૂ, સભારીશ મુને ત્યાય,
રત્નનો યત્ન ખરેખરો, માનીશ જાય મન જ્યાય „ ૬

## પદ ૧૭ મું.

પૂર્વે કર્યા પામ્યો પુણ્ય તુ, તો છે તે માંહી દુ ખ,
અવધિ બ ધાયો તેહનો, થઇશ વળતી વિમુખ ધ્રુવપદ૦ ૧
ત્યારે તુ વદીશ વદને થકી, મદનસિંહનુ સુખ !
જીવિત લાગી સુખ ભોગવ્યા, જાણી નહિ ધર્મ રૂખ. પૂર્વે૦ ૨
કારણ વાચ્છીશ એ કાર્યનુ, તેનો સુણ્ય તુ જ્બાપ,
અવધિ એનો જીવિત સુધી, પછે પ્રકટિયાં પાપ. „ ૩
નરકની યાતનામા પડયો, ચઢયો તુરગ તુરી,
કુકર્મ કઇક જેણે ભોગવ્યા, તેને પીડા ત્યા અધુરી „ ૪
અહીં જેણે નથી ભોગવ્યા, અવધિ આવી ન લાગ્યે,
દ્વિગુણિત દુ ખ ત્યા ભોગવે, હીનમતિ હીન ભાગ્યે. „ ૫

---

પદ ૧૬ મુ ૨ બુદબુદો—પરપોટો ૩ ગધર્વનગર—માયારચિત શેહેર
પદ ૧૭ મુ ૨ મદનસિંહ—કામ રૂપી સિંહ ૫ દ્વિગુણિત—બમણા

પાપનો બાંધ્યો જે પોટલો, તે તો ગુરૂ ગુરૂ થાયે;
રત્ન કે' યત્ન કરે પુણ્યનાં, કે છૂટે હરિ ગાયે. „ ૬

## પદ ૧૮ મું.

હાયવરાળ શેણે કરે, કૂડ કપટને વાગ્યો,
જડ જીવ વિચારી જો અલ્યા, કેઇ જુગતીએ જાગ્યો. ધ્રુવપદ. ૧
જેણે આપ્યુ સુખ તુજને, તેને દુ ખની ન સત્તા ?
એવો વિચાર જો નવ કરે, તો ખા ખાતેથી ખત્તા. હાયવરાળ૦ ૨
પડશે તેવા દેવા જો બેઠો, તેહ પણ તારૂ ખોટું;
ચોપટમાં ચતુરાઈ જોઇએ, કુશળપણુ વળી મોટું. „ ૩
પરાપૂર્વ તેહ વિચારતા, નહિ તારા જેવા જુગારી,
એવો વિચાર જો નવ કર્યો, તો જીતી બાજી હરી. „ ૪
* * * * *
* * * * * ૫
મન માનતુ કર્યે કોઇનો, નથી આવ્યો નિસ્તારો,
રત્ન કે' યત્ન સતત કર્યે, આવે તરવાનો વારો. „ ૬

## પદ ૧૯ મું

—— સુખ દુ ખનો વારો વ્યર્થ કહી, નિદે તુ સત સારા,
પણ મારૂ કે'વુ ધરી કર્ણમા, કર્ય વિચાર તુ ન્યારા ધ્રુવપદ ૧
ફરતા ફરતી જુએ છાયડી, બાયડી આખી ભાગી;
ચઢતી પડતી કાને સુણી, ગુણી અગુણી લાગી સુખ૦ ૨
વાસરક્ષપા ફરતા લખ્યા, સવિતા શશિ તેવા,

---

૬ ગુરૂ ગુરૂ— ભારે ભારે પદ ૧૮ મુ ૪ પરાપૂર્વ — આગલું પાછલુ

હર્ષશોક જોયા કે નહિ, વેણ કટુ મિષ્ટ એવા. „ ૩
વાદળના રંગ નિરખિયા, ઘડી પળ પો'ર જાતાં;
એક ત્યાં બીજું નવ મળે, લખ્યાં દુખી હરખાતાં. „ ૪
એક આવ્યું કે જાય અન્ય ત્યાં, એવી સામાન્ય રીતિ;
તેમ સુખ જઇ દુઃખ આવશે, દુઃખ પછે સુખની પ્રતીતિ. „ ૫
આ સત્ય વારતા સમજાવી મેં, મન ગમે તો માને;
રત્ન પાષાણ શું જો ફૂટે, તો રઉ કર કાને. „ ૬

## પદ ૨૦ મું.

વિશદ વિંશતિ પદવડે, કર્યો બોધ રૂપાળો;
વિધુર વિધિ જે નવ લહે, તેનાં ભાગ્ય મજાળો. ધ્રુવપદ. ૧
વિપદ વિપર્યય જો વશ્યો, તેનુ ઔષધ ક્યાંહી;
વિનાશ વિનીતને નવ નડે, હોય માલ જો માંહી. વિશદ૦ ૨
વિજ્ઞ વિજ્ઞાત આ સર્વ છે, દુઃખસુખઆવિર્ભાવ;
વિતથ વિતંડા કરી મરે, લેવો તેણે આ લાવ!! „ ૩
વિગત વિગ્રહ થવાનો નકી, તવ શો વધુ જ્ઞાન;

---

પદ ૧૯ મું. ૩ વાસર—દિવસ. ક્ષપા—રાત્રી. પદ ૨૦ મું. ૧ વિશદ— નિર્મળ. વિંશતિ—વીશ. વિધુરવિધિ (વિધિ—વિધુર)— ભાગ્ય વિનાનો.

૨ વિપદે ઇ૦–વિપદે (વિપત્તિમાં) વિપર્યં (ઉલટાપણું)—અર્થાત્ દુઃખમાં સુખ માનવાપણું જેનામાં રહ્યું છે તેનું ઔષધ છેજ નહિ! વિનાશ ઇ૦—જો વિનીત(વિનયવાળા)માં માંહી માલ હોય (જ્ઞાન હોય) તો તેને વિનાશ નડતો નથી–શોક ઉપજાવતો નથી. ૩ વિજ્ઞ વિજ્ઞાત–જ્ઞાનીએ જાણેલો. વિતથ–ફોગટ. વિતંડા–વાદ વિવાદ–માથાફોડ. તેણે ઇ૦–તે વિતંડાવડે શું આ લાવ લેવો છે?

વિક્રમ વિનાશ જાણી કરે, તેને કોઇ કે' ન અજ્ઞાન. ,, ૪
વિપુલ વિપિન એવુ ઉર લખી, થયો યથામતિ ઉદ્ગાર;
વૈખરી વાણીએ વિશ્વમાં, કર્યો તેનો વિસ્તાર. ,, ૫
વિકર્તને વિટપ ખીલવ્યો, મેઘ વર્ષ્યો લઇ બીજ,
વિરત્ન વીલો જોઇને, પ્રેમે પૂરી કરી રીજ. ,, ૬
વીટાયો વપુ આખે હતો, દર્ભાવતી દર્ભ માય;
વિખેરી વૈરી રત્ન કર ગ્રહ્યુ, સાહી મેઘજ બાય. ,, ૭

## પદ ૧ લું.

વેદવેદાંત મા'દાત થઇ શીખિયો,
શીખિયો ભક્તિ વિણ જાણ ભાઇ;

---

૪ શકા કરે છે વિગત ઇ૦—જો વિગ્રહ ( દેહ ) વિગત ( ગયેલો-અર્થાત્ નાશ ) થવાનો છે તો આ જ્ઞાન શું કરવા કહ્યુ. સમાધાન કહેછે. વિક્રમ ઇ૦-દેહ તો વિનાશ થવાનો છે એમ પ્રથમથી જાણીને પછે જે વિક્રમ ( પરાક્રમ ) કરે છે તેને કોઇ અજ્ઞાન કહેતુ નથી ૫ વિપુલ ઇ૦—એવા (સસાર રૂપી) વિપુલ ( વિશાળ ) વિપિન ( વન ) ને ઉર ( મન ) મા લખી ( જોઇને ) તે વિષે આ યથામતિ ઉદ્ગાર કર્યો છે।

૬ મેઘજી નામે પોતાનો પિતા, સૂરજ નામે પોતાની મા, અને પ્રેમાનદ પોતાનો ગુરુ, એમને ઉદ્દેશીને કવિ કહે છે વિકર્તને ઇ૦—મેઘ વર્ષ્યો તેમાથી બીજ ( જળરૂપી ) લેઈને વિકર્ત્તને ( સૂરજે ) વિટપ ( વૃક્ષ ) ખીલવ્યો એ વૃક્ષમા વિ ( પક્ષી રૂપી ) રત્ન વીલો ( એકલો અને અમુઝાયલો ) જોઈને પ્રેમે ( પ્રેમથી ) તેના ઉપર પૂરી રીઝ કરી ( મેઘજીથી સૂરજને વિષે થયેલા રત્નેશ્વરને એકલો પડેલો જોઇને પ્રેમાનદે તેના ઉપર કૃપા કરી, એવો અર્થ સેહેજ સમજાય એવો છે )

૭ વપુ—શરીર દર્ભાવતી—ડભોઈ દર્ભ—ડાભ ( દુર્જન રૂપી ) વિખેરી ઇ૦—પ્રેમાનદે રત્નેશ્વરના વૈરી( દુર્જન પુરાણી આદિક )ને વિખેરીને તેને પોતાનો શિષ્ય કર્યો અને મેઘની બા'ય સાહી—મેઘજીને પણ આશ્રય આપ્યો

એ વિષે જે દિસે ભક્તિના ભાવ તે,
મા'વ એને કહે મુનિરાઇ;
કે' ઉરૂ મા'ગુરૂ કેરી ભક્તિ કરો,
તો તરો ભવજળે ભાઇ બાઇ;
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન ભક્તિ સગાઇ. ૧

## પદ ૨ જું.

શૂન્ય છે શૂન્ય છે શૂન્યવાદી ભણે,
શૂન્યની ભક્તિમા ચિત્ત ચોઢે;
અન્ય ઉવેખતાં શૂન્યને દખતાં,
ભક્તિ ભાવે કરે સૌ પખોડે;
નાસ્તિકો ' કઇ નથી ' કેરી ભક્તિ કરે,
માધ્યમિક એ વિધે હાથ ઓડે.
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન મરજાદ તોડે ૨

---

૧ મા'દાત ( મહાદાત )—મોટો ઇંદ્રિયનિગ્રહ કરનારો રીખિયો—દુ-ખી થયો ( રિંઝુ— અપડાનું )

એ વિષે ઇ॰—એમનામા જે ભક્તિનો ભાવ દેખાય છે તેને મુનિરાય મા'વ ( ઇશ્વર ) કહે છે કે ઇ૦—તેઓ કહે છે કે મહાગુરની ઉરૂ ( અતિ ) ભક્તિ કરો રત્ન ઇ૦—રત્નેશ્વર કહે છે કે તેઓ યત્નથી ભક્તિને ભાખવે ( ભાખવામા ) દાખવે ( દેખાડે છે ) પણ તેમની ભક્તિની સગાઇ ( સબ-ધ ) ભિન્ન છે અર્થાત્ તેઓ ભક્તિ કરવાનુ તો કહે છે પણ ગુરની ભક્તિ કરવાનુ કહે છે તે મને પસદ નથી

૨ શન્યવાદીની ભક્તિનુ ખડન કરે છે શન્ય છે ઇ૦—સ્પષ્ટ છે નો—ગીજા મદ્દને માધ્યમિક-એક જાતના બૌદ્ધ એ વિધે-ઉપર કહ્યા

## પદ ૩ જુ.

શાંકરી સેવકો શંકરજ સેવવા,
વાદી થઇને વઢે અન્ય સાથે,
બીજના મારગી બીજ જઇ ઓવતા,
કાચળીઆ ગ્રહે તેહ હાથ,
સત્ય છે સાયબો કબીરપથી કહે,
કે' વળી કો નથી એહ માથે,
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન વૈકુઠનાથે ૩

## પદ ૪ થુ.

રામના અનુજ જે તેહ તેને ભજે,
ના યજે અન્યને જીવ જાયે,
માનિયો મનથકી તેહ મોટો ઘણો,
રક કે રાય પણ મુકુટ થાયે,
વ્યાસ ગીતા વિષે એમ ભાખી ગયા,
તો પછે અન્યને કોણ ગાયે,

---

પ્રમાણે હાય ઓડે—અર્થાત્ ભક્તિ કરે રત્ન ઇ૦—રત્નેશ્વર કહે છે કે તેઓ યત્નથી ભક્તિને દાખવે છે અને ભાખવે ( બોલવામા ) ભિન્ન છે અર્થાત્ કહે છે કાઇ અને કરે છે કાઇ, એમ મર્યાદા તોડે છે તાત્પર્ય કે, શૂન્યવાદી વગેરે ભક્તિ કરવાનુ તો કહે છે, પણ તે શૂન્યની ભક્તિ હોવાથી વસ્તુત ભક્તિ થતીજ નથી એવી રીતે તેમનુ કહેવુ અને કરવુ જુદુ જુદુ થાય છે

૩ શાંકરી—શકર મતના તેહ—કાચળી એહ—કેનગને માથે વૈકુઠ નાથે ઇ૦—વૈકુઠનાથની ભક્તિથી ભિન્ન ભક્તિઓ બતાવે છે

રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન ગોગોકરાયે ૪

## પદ ૫ મું

દેવીભક્તો મહાદેવીને માનતા,
જાણતા નહિ કરી જુક્તિ રૂક્તિ;
એમ હુ કયમ કહુ ભક્તિ પરિમિત લહી,
નષ્ટ કવિ કવિ ગણે જાય પુક્તિ!
શુદ્ધ ભક્તિ મહાદેવી ભક્તોતણી,
ખાદ્યઅણખાદ્યની માની ભુક્તિ!
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન ભક્તિની યુક્તિ ૫

## પદ ૬ ઠું.

ચદ્રમા સૂર્યના સેવકો કો થયા,
ભૂમિ નવ ગ્રેતણા ભક્ત જાણો,
મૃતકના માટીના ઘાટીના ભાથીના,
હાથીના વ્યાઘ્રના મન આણો,
શેખના ભેખના મરદના મેરીના,

૪ રામના અનુજ-રામાનુજ મતના યજે—પૂજે મુકુટ—શિરોમણિ વ્યાસ ઇ૦-ગીતામા વ્યાસે ' अनन्याश्चिन्तयन्तो मां ' ઇ૦-" મારા વિના બીજાને ન ભજતા જે મનેજ ભજે છે ઇ૦ ' એમજ કહ્યું છે ત્યારે બીજાને કોણ ગાય-ભજે ? એ પ્રમાણે તેઓ ભક્તિને દાખવે છે ખરા પણ તે જેની ભક્તિ કરે છે તેને ગોગોકરાય—ઇશ્વર કરતા જુદો ભાખવે-કહેવરાવે છે

૫ પરિમિત—માપનાગી નષ્ટ ઇ૦—જો એમ કહુ તો બીજા કવિઓ મને શ્રેષ્ટ કવિ ગણે અને મારી પુક્તિ ( પુક્તપણુ ) જાય। ખાદ્ય ઇ૦— ખાવાયોગ્ય અને નહિ ખાવાયોગ્યની ભુક્તિ ( ભોજન કરવુ ) એજ ભક્તિ માનીછે।

ભક્ત લાખો દઉં શાં પ્રમાણો,
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન મુક્તિની માણો . ૬

## પદ ૭ મું.

જોઇ એવુ અમો આદર્યું અંતરે,
શ્રેષ્ઠ નવધા ગણી ભક્તિ મોટી,
જ્ઞાની ધ્યાની તણો એહ આરંભ છે,
એ વિના સર્વની વાત ખોટી,
એમ નિશ્ચે કરી સર્વ મનમાં ધરી,
આદરી ભક્તિ શ્રીકૃષ્ણ ઓટી,
રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્ન છે વાદ કોટિ ૭

## પદ ૮ મું.

ગોપિકા નથ મા'રાધિકા ઓપતી,
લોપતી લાલ લાવણ્ય માહી,
પુરૂષને પ્રકૃતિ દાત વેદાંતી કે',
રાધિકા કૃષ્ણ નવ ભિન્ન ક્યાહી ?
રૂપ એ ગુરૂનુ દેવદેવેશનુ,
ધારી ધ્યાને વસુ વાસ જ્યાહી,

---

૬ ઘાટીના—જળના ઘાટમા રહેના દેવના અર્થાત્ જળના ભાથીના—ભાપીના—પાળિયાના માણો — મોજ

૭ નવધા—શ્રવણ વગેરે નવ પ્રકારની ભાખવે ઈ૦—કહેવામા તો કોટિ ભિન્ન ભિન્ન વાદ છે ! અથવા વાદની કોટિઓ ભિન્નછે

રત્ન કે' યત્નથી ભક્તિને દાખવે,
ભાખવે ભિન્નતા ભેદ ત્યાંહી. ૮

## મૂર્ખાવલિ.

### શ્લોક.

શૌરિ બ્રહ્મા હર ગણપતિ, પ્રેમવાળા પ્રતાપી,
તેવે પ્રેમે જતન કરીને રત્ન કીધો કૃપાપી;
પૂર્ણાનંદી વરગુરૂ સદા, વાટ વે'તી ઉથાપી,
રત્ને તેને નમન કરીઆ, મૂર્ખની પંક્તિ આપી. ૧

### શ્લોક.

જાતે મૂર્ખ તથાપિ અન્ય મૂરખા, કે'તા ઘણા પંડિતો,
તેમાંનો મતિમૂઢ હું સમજવો, આ માર્ગમા મંડિતો !

---

૮ લાવ ઇ૦—બાલને ( કૃષ્ણને ) લાવણ્ય ( સુંદરતા ) મા લોપતી અર્થાત્ કૃષ્ણકરતાં વધારે સુંદર એજ વેદાંતિઓના પ્રકૃતિપુરૂષ છે એમ કહે છેઃ પુરૂષને ઇ૦—સ્પષ્ટ છે ભાખવે ઇ૦—જે ભિન્નતા કહેવરાવે છે ત્યાંજ ભેદ છે.

૧ શ્લોક—મંદાક્રાંતા પ્રથારંભે કવિ દેવગુરૂને નમસ્કાર કરે છે શૌરિ ઇ૦—શૌરિ ( વિષ્ણુ ), બ્રહ્મા, હર અને ગણપતિ, એ પ્રતાપી દેવો જેવા પ્રેમવાળા છે તેવાજ પ્રેમથી જેણે કૃપાપી એવાને મને જતન કરીને રત્ન રૂપ કર્યો, એવા સદા પૂર્ણાનંદી ગુરૂવરે વાટમા વેહેતી મૂર્ખની પંક્તિને ઉથાપી છે રત્નેશ્વરે તે ગુરૂને નમસ્કાર કરીને આ મૂર્ખની પંક્તિને આપી છે-મૂર્ખ કેટલા, તેનુ માપ બતાવ્યુ છે પ્રેમાનંદે પોતાનુ નામ નહિ દાખલ કરવાની આશા કરવા છતા પણ ગુરૂભકિતમા પ્રેમાળ શિષ્યો ગમે તે પ્રકારે તેના નામને પ્રણામ કરી સંતોષ પામતા હતા, એ આ શ્લોકમા મૂકેલા બીજી લીટીના "પ્રેમ" શબ્દથી પ્રતીત થાય છે "પ્રેમ" શબ્દનો અર્થ અહીં "પ્રેમાનંદ" થાય છે, અને પ્રેમાનંદને શૌરિ વગેરેની સાથે સરખાવી "યથા દેવેતથાગુરૌ—જેવી દેવમા તેવીજ ગુરૂમા' એ ન્યાયે કવિએ પૂર્ણ ગુરૂભકિત વ્યંજિત કરી છે

પે'લો મૂર્ખ કહુ હવે હુ તમને, એ વિધ માગી ક્ષમા,
માઠે મારગ ચાલવા ધન દિયે, છે મૂર્ખ એના સમા. ૨

## દોહરા.

ન્યાયીને જોયા વિના, અન્યાયી કે' શુભ;
બીજો મૂરખ માનવો, નહિ જ્યા શુભાશુભ. ૩
કાયસ્થે પ્રીતિ કરી, રૂડું વાચ્છે ચિત્ત;
વિશ્વાસે કુમંત્રીને, નિર્ભય રહે ખચિત. ૪
માને નહિ પોતાતણુ, તેના પર ઉપકાર;
કરવા ઇચ્છે મૂર્ખ તે, જાણો આ સસાર. ૫
ગુણી અગુણીને જઇ કહે, વેચાતા લે ગુણ;
ધારી સમાધિ વૈધની, માન્યે શીખ શું પુણ્ય. ૬
રોગી રોગે આકળો, પથ્ય ન પાળે જેહ;
લોભે સજ્જન ત્યાગતો, માનો મૂરખ તેહ. ૭
બીજાકેરૂ સાભળી, મિત્ર શુ કરે વિરોધ;
લાભ સમય આળસ કરે, કે કરી બેશે ક્રોધ. ૮

---

૨ શ્લોક-શાર્દૂલવિક્રીડિત પેહેલો મૂર્ખ ગણાવે છે. માઠે ૯૦-સ્પષ્ટ છે.

૪ કાયસ્થે-કાયસ્થ ઉપર પૂર્વના વખતમા કાયસ્થ મુત્સદીઓ ઘણા દગાખોર ગણાતા અને તેથીજ કોઇ કવિ કહે છે કે, " नित्यपचशतहन्या चौरगाधार्मिकोनृप ॥अभावेपचकस्थान्कायस्थंहातकम्-ધાર્મિક રાજાએ નિત્ય પાંચસો ચોર મારવા તે ન મળે તો પાચ કાયસ્થને મારવા, અને તે ન મળે તો એક સોનીને મારવો " તાત્પર્ય કે વિશ્વાસઘાત કરવાનો જેનો ધધો હોય તેનો વિશ્વાસ રાખનારને મૂર્ખ જાણવો કુમત્ર— નઠારી સલાહ આપનાર અથવા કૂડેશ પ્રધાન

૬ વેચાતા ગુણ લેવા—પૈસા આપી જશ બોલાવવા સમાધિ ધારીને—મરવા તૈયાર થઇને

ધનવાળો થઇ સર્વનો, વૈરી થાયે જાણ;
ભવિષ્ય ભાખ્યું જોઈએ, ઇચ્છે રાજ્ય અજાણ. ૯
સન્માન કરે મૂર્ખાનુ, કે બાંધે મિત્રાઇ;
શૂરો સામદ હોઇને, હાંકે મુખ બડાઇ. ૧૦
કાયર શું લડવા તકે, એ પણ એનો ભેદ;
દાયિત દયિતા દેખીને, માને મો'નો મેદ. ૧૧
અલ્પજ્ઞ આપે અગથી, પણ નવ પંડિત સા'ય;
ધન હોયે પોતાતણું, વ્યયમાં લે પર સા'ય. ૧૨
રાજાની આજ્ઞા થયે, મૌન ન પકડે જેહ;
નૃપનિંદા જગમાં કરે, મૂરખ જાણો તેહ. ૧૩
દીન બને દુઃખ શિર પડયે, વીસરે સુખમાં દુ:ખ;
થાય અરથ પોકુ વધે, અધિક વદી લે સુખ. ૧૪
ઇચ્છેલુ નવ સાંપડે કે ખાયે ઝટ વિષ;
આનંદ કૌમિષાથકી, પૂછ વિટોણો કીશ. ૧૫
પુંશ્ચલી રંજન કારણે, ખરચે ધન જન જેહ;
સ્વમુખ મોટાઇ ભણે, જાણો મૂર્ખ તેહ ૧૬
પોકે કાર્યે ધન ઘણું, ખરચે તે પણ મૂર્ખ;
ક્રોધાવેશે કાપતો, પોતાનુ તન પુર્ખ ૧૭
કિંચિત કાર્ય ન હોય પણ, ભટકે દા'ડો રાત;
સશકત તન ઉદ્યમ આણુ, ન કરે રાખી ભાત. ૧૮

---

૧૧ મો'નો–મોહનો કે મુખનો મેદ(એ નામનો ધાતુ) અર્થાત્ વાહાલી જાણે ૧૨ વ્યય—ખરચ. પોતાનુ ધન ખરચવામા પારકાની સાહાયતા લે–તમે મને ખરચવા લ ગો એમ કહે—તે મૂર્ખ અથવા, પોતાના ઘરમા ધન છતાં ખરચ કરવા માટે બીજા પાસેથી ધન ઉછીનુ માગે તે મૂર્ખ

૧૫ કીશ—વાનર પુંશ્ચલી—વ્યભિચારિણી કે ગણિકા ૧૮ સશક્ત—શક્તિમાન (છતા)

અજ્ઞ છતાં પંડિત સભા, ભરાઇ બેઠી જ્યાંય;
વાત કરે મોટાઇની, થાયે પરખણ ત્યાંય. ૧૯
વેશ્યા કેરા વેણનો, જેહ કરે વિશ્વાસ;
કપટકોટ માની ખરો, જાયે તેની પાસ ૨૦
તૃષ્ણા ધનની અતિ કરે, જુગાર રમતાં જેહ;
કૃષિ કરતા નીપજતણો, રાખે જે સંદેહ. ૨૧
મતિહીણો માને સહુ, આરંભે મા'કામ;
એકલહઠો વાણિયો, મૂરખ જનનું ધામ. ૨૨
દાટ કરી દેવાતણો, વ્હોરે જૂની વસ્ત;
બેઠાં ડાચાં વૃદ્ધપણ, તરૂણી પરણે મસ્ત. ૨૩
શ્રવણે સુણ્યો નહિ કદા, ગ્રંથ પ્રશંસે જેહ;
તે પણ સભા વિષે જઇ, જાણો મૂરખ તેહ ૨૪
નજરે દીઠી વસ્તને, સંતાડે થઇ ચોર;
ચતુરા ચપળા સમ લહી, (ધવ) રાખે રૌસ અકોર. ૨૫
વૈર કરી વૈરીથકી, દુર્બળ નવ રાકાય;
હાય કરે દઇ દાનને, તે મૂરખનો રાય. ૨૬
કવિતા જાણે નહિ જરા, લઢવા ઊઠે લંડ;
કોવિદ કવિને મૂર્ખ કે', મોઢાં કરી પાખંડ. ૨૭
બહુબોલો, ખોટું વદે, થાયે જેથી અશુભ;
એ બે મૂરખ જાંણવા, લહે ન શુભાશુભ. ૨૮

---

૧૯ પરખણ—પરીક્ષા ૨૦ કપટકોટ—દગાથી રચેલો કોટ —માયાવી કોટ. ૨૧ કૃષિ— ખેતી. ૨૨ મતિ ઇ૦—સહુ કોઇ તેને મતિહીણો માનતા હોય તેમ છતા જે મહાકામ આરંભે અથવા જે બીજા સહુને મતિહિણા ન માનીને પોતે મહાકામ આરંભે ૨૪ તે પણ ઇ૦—અને તે ગ્રંથની પ્રશંસા પણ સભામા જઇને કરે ૨૫ ધવ—સ્વામી

કારણ વિણ બોલે બહુ, સમયે રહે અબોલ,
લાભ સમે કલેશી બને, તોલો તેનો તોલ ૨૯
ભોજનમાં ભોજન લહી, રીસાએ જે જાણ,
શ્વશુર કને હઠીલો બની, માગે ધન નિરવાણ ૩૦
સમય લહી પ્રાકૃતતણો, સંસ્કૃત બોલે જેહ,
મૂરખનો તે શિરમણિ, જાણો નિ સંદેહ ૩૧
ધન હોયે બીજા કને, થાયે સ્વયં દાતાર,
કે'વો મૂરખ તેહને, કે કે'વો ગુમાર ૩૨
રામા રીસાઇ રહે, જારકરમને માટ,
બીજી સ્ત્રી પરણે કહે, ઊંડી ડર પણ વાટ ૩૩
અણુ દોષ લહી પુત્રનો, મારી નાખે જેહ,
કામી હોયે અવનવો, સ્પર્ધે યોગી દેહ ૩૪
યાચક ફૂલાવ્યો ફૂલે, મૂરખમણિ અજાણ,
પોતાઆડે નવ કરે, પંડિતકેરૂં પ્રમાણ ૩૫
કુળઅભિમાને દીન થઇ, કરે ન સેવા અન્ય,
મળવા દુર્લભ ધન દિયે, જન્ય જનક નહિ વન્ય. ૩૬
દુષ્કર્મીને દાન દઇ, ઇચ્છે સ્વર્ગનું સુખ,
લોભી નૃપની પાસ જઇ, લોભે થાયે દુઃખ ૩૭
કર્મે મારે જે લખ્યું, થાશે તે નિરવાણ,
ઉદ્યોગી શેણે બનું, બોલે એવી વાણ ૩૮

---

૩૪ સ્પર્ધે–બરાબરી કરે ૩૫ યાચક–યાચકે ૩૬ કુળ ઇ૦–જે પુરૂષ દીનપણું પ્રાપ્ત થયા છતા પણ પોતાના કુળના અભિમાનથી બીજાની સેવા ન કરે મળવા ઇ૦–દુર્લભ એવુ ધન મળવાને માટે પોતાનું જન્ય (સંતાન –દીકરી) આપે તે જનક (પિતા) નહિ પણ વન્ય (વનનો પશુ અથવા જંગલી) સમજવો

બુદ્ધિહીણો મૂઢ જન, કે દારિદ્રી જાણ;
જોઇ બેસે જેહુ જન, તે મૂરખ પરમાણ. ૩૯
કીર્ત્તિ સુણવામાં ભૂલે, ખાવાનું જે જન;
મત્સરન બળો થઇ કરે, તે મૂરખ રાજન. ૪૦
જોવા સંગ્રામે જઇ, જ્યાં ત્યાંથી લે અસ્ત્ર;
આડંબર અતિશે કરે, અલ્પધની થઇ દસ્ત્ર. ૪૧
પંડિત છું પંડિત કહે, વારંવારે જાણ;
સુભટ બની નિર્ભય રહે, જાણો તેહ અજાણ. ૪૨
માર્મિક વાણી નવ લહી, કરે સભામાં હાસ;
સોંપી ધન દારિદ્રીને, રાખે રૂડી આશ. ૪૩
કારજમાં સંદેહ છે, જાણે જાતોજાત;
તદપિ ખરચે ધન ઘણું, કો કે' તેની વાત! ૪૪
ધોખે ધન ખરચી કરી, લખતાં જે અળસાય;
અગુણી છતાં કુલીન કે', તે મૂરખનો રાય. ૪૫
ખરના જેવો સ્વર સદા, નીકળે બોલે બોલ;
ગાયનની ઇચ્છા કરે, કે'વો કોને તોલ! ૪૬
ભય રાખી ભામિની તણો, યાચક કાઢે જેહ,
કૃપણપણે કીર્ત્તિ ચહે, જાણો મૂરખ તેહ ૪૭
દોષ લહે આંખે કરી, ભાખે તોય અદોષ,
રાય સભાથી જેહ જન, ઊઠે કરીને રોષ. ૪૮
દૂતપણું કરમે લખ્યું, ને ભૂલે સંદેશ;
તસ્કર થઇ ક્ષય રોગિયો, જાયે મૂરખ એષ ૪૯

---

૩૯ જોઇ બેસે—તેમનો દાખનો લે (તેમને જોઇને બેસી રહે)
૪૧ દસ્ત્ર—ગર્વ ૪૯ જાયે ઇ૦—ક્ષયરોગી છતા તસ્કર થઇને જાય

ખાવામાં એક્રો કહે, પારી બેઠા લોક;
તેથી ખાયે અતિઘણું, તે ડા'પણમાં ફોક. ૫૦
થોડાખાયો થઇ કહી, અલ્પ કરે ભોજન; •
કપટ કરી મીઠું વદે, તે મૂરખ રાજન. ૫૧
ભોજનકેરી વસ્તુનો, હોયે સંગ્રહ અલ્પ;
જડસો જમનારો બને, જાણો કૂડો કલ્પ. ૫૨
રાજકૃપા રે'શે સદા, ધારે એવું જેહ;
ખોટે વેપારે ધરે, લાભ મૂરખ જન તેહ. ૫૩
બે જણ વાતો જ્યાં કરે, ઊભા રહી એકાંત;
વચ્ચે ત્રીજો જાય તે, જાણો મૂરખ ભ્રા'ત. ૫૪
અંગે કરૂપો અતિ ઘણો, વાંચ્છે સુરૂપ નાર;
મૂરખ તેને જાણવો, સરવે જન સંસાર ૫૫
ધનહીણો આદર કરે, ઝવેરીધ ધા માટ;
ગુપ્ત કથા કે' નારને, ઊંડી ડા'પણ વાટ. ૫૬
મોટાઇ મનમાં ધરી, થાયે જેહ જમાન;
જાણ અજાણ ન જાણતો, તે મૂરખ રાજાન. ૫૭
શીખામણ દેનારપર, કોપ કરે તે મૂઢ;
વિશ્વાસે રે' સર્વને, જાણે નવ ગત ગૂઢ ૫૮
જાણે નહિ વ્યવહાર કે, લૌકિકના આચાર;
વાંચ્છે ભિક્ષુ આ'ર શુભ, તે જાણો ગમાર. ૫૯
ગુરૂજનકેરા કાર્યમાં, થાકે તે પણ મૂર્ખ;
કૂડા કાર્યે લાજ નહિ, મૂર્ખ કહો તે પુર્ખ. ૬૦
ભીખારી ભારી છતાં, ભોજન વાંચ્છે ઉષ્ણ;
નામર્દ નવયૌવના-કેરી રાખે તૃષ્ણ. ૬૧

---

૫૨ જડસો—જડજેવો—ગામડિયો

જાતે પરવશ થઈ કરી, દ જે પરને આશ;
ધૂર્તપ્રશંસે હર્ષથી, જાયે તેની પાસ. ૬૨
સર્વ વચન વનિતાતણાં, માને જે કો સત્યઃ
અતિ કઠિન કારજ કરી, ધન માગે ન કુમત્ય. ૬૩
પોતાની શક્તિથકી, કરે વધારે કામ;
નબળો સબળાશું વઢે, જાણો મૂરખધામ. ૬૪
ગોપતાણી જાતિ મધ્યે, વાંચ્છે પુરનો વાસ;
નાપિત વન રે'વા કરે, અટ્ટ કરે જે હાસ. ૬૫
તે પણ કારજ વિણ સભા, મૂરખ જાણો એહ;
અતિ પ્રીતિ બાળાથકી, રાખે મૂરખ એહ. ૬૬
વગર વિચારે અતિ વદે, વેશ્યાશું સંવાદ;
તેવો સ્ત્રી માથે કરે, જાણો મૂરખ માદ. ૬૭
આંસિક કીર્તિ કારણે, થાયે તે જન વ્યર્થ;
ભોગ્ય ગણે નવ ભોગને, મેળવી મોટો ગર્વ. ૬૮
સર્વ સુજનશું સામટો, જેહ કરે વિરોધ;
સુખ આશે અરિને મળે, વીસરી પે'લો ક્રોધ. ૬૯
અંત પુર રાજાતણે, ધરી જાયે શૃંગાર;
રાય અરિશું મિત્રતા, કરતા જાણ ગુમાર. ૭૦
કદી કોઈએ કીધો ઘણો, પોતાને ઉપકાર;
ભૂલી જાયે ભામણે, નર નહિ જાણો નાર. ૭૧
નગરશેઠની નારનો, રાખીને અભિલાષ;

---

૬૨ ધૂર્તપ્રશંસે—ધૂર્તે કરેલી પ્રશંસા (વખાણ) સાંભળીને. ૬૬ તે
। ૬૦—અને તે હાસ્ય પણ કારજ વગર અને તે પણ સભામાં
.રે ૬૭ માદ—મદવાળો ૭૧ ભામણે—ભ્રમણામાં.

પાલાવે એળે કરી, કૂડી ધારી આશ. ૭૨

બોલે મધુર વચન ઘણા, બીજા બાળા માટ,
પ્રગટ કરે ગ્રહછિદ્રને, ધારે નવ ઉચ્ચાટ. ૭૩

જાગ્રત જાતે હોઇને, સુણી રવ ઊઠે નાહિ;
સુવા નિશા કરીને કરે, શો માલજ તે માંહિ ૭૪

બાળક નવ સમજે જરા, ધનનો શો ઉપયોગ,
ધનગૃહ સોપે તેહને, જાણે લીધો જોગ ૭૫

સંતતિ પ્રસવે કઇ વિધિ, શુ થાયે છે દુખ,
એવુ પૂછે સ્ત્રીપ્રતિ, જાણો મૂરખ રૂખ ૭૬

મળશે બીજાનુ મને, એવુ ધારે જેહ,
સેવક થઇ રાજા બને, જાણો મૂરખ તેહ ૭૭

દુષ્કાળે અન વેચવા, કાઢે જે કો જન,
કાઇ અર્થ સરે નહિ, જાયે ધનને અન્ન ૭૮

પોતાની પત્નીતણા, સુહૃદ કરે વખાણ,
મોટાઇ માની મને, થાયે ખરો અજાણ ૭૯

માણસ બેઠા બા'ર બહુ, પોતે પેશી ગેહ;
વનિતાશુ વાતો કરે, જાણો મૂરખ તેહ ૮૦

એવા મૂરખ અવનિમા, નિરખી ઠેરેઠેર;
ગો વિન્દભટકૃત આ કરી, મૂર્ખાવલિની પેર ૮૧

---

૭૫ જાણો ઇ૦—તો તેનુ ધન નાશ થવાથી તેને જોગી થવુ પડે એ તાત્પર્ય છે ૭૬ રૂખ—રૂક્ષ (લુખો) અથવા રૂખ—ઝાડ મૂર્ખ ... થાયે ઇ૦—તે ખરેખરો અજાણ થાય—ગણાય ૮૧ ગોવિન્દભટકૃત ઇ૦—ગોવિન્દભટ્ટે સસ્કૃતમા કરેલી મૂર્ખાવલિનુ ભાષાતર

સંસ્કૃતમાં શીત્તેર છે, જેના પૂરા શ્લોક,
(વળી) અન્ય ગ્રંથ અવલોકીને, ટાળ્યો મનનો શોક. ૮૨
પદ્ય કર્યાં પચાશીએ, જાણી નાણી જાણ,
સાચા સુજ્ઞો જાણશે, કરશે વળી પ્રમાણ ૮૩
સત્તરસો શીત્તેરમાં, મેઘસુતે આ ગ્રંથ,
સજ્જનને રચી અર્પિયો, મોઢો દાખી પંથ ૮૪
રત્ન કહે યત્ને કર્યું, જે પ્રાકૃતમા પદ્ય;
દેવગિરા જાણો સહુ, મોટી મહાઅવદ્ય ૮૫

---

## સુજ્ઞાવલિ.

### શ્લોક.

રાધા ધવે મન ભમે, થઈ ભૃંગ રૂપે,
બાધા હરે હર સદા, અનુપે સ્વરૂપે;
મા ધા વિધિ મન તને, કરશે સહાય,
આ ધાર એ ત્રણતણો, વર પ્રેમદાય.

### શ્લોક

નથી જાતે જેવો, પણ પરમ આનંદ પ્રકટે,
સમૂડો સુજ્ઞોના, મતિ ગતિવતી રત્ન પ્રકટે,

૮૪મેઘસુતે—રત્નેશ્વરે ૮૫ અવદ્ય—દોષ વગરની દેવગિરા—સંસ્કૃત ભાષા) ૧ શ્લોક-વસંતતિલકા રાધાધવે-રાધાનાપતિકૃષ્ણમા ભૃંગ-ભમરો બાધા-પીડા મા ધા—મા (નહિ) ધા (દોડ) તું દોડીશ નહિ. કેમકે વિધિ (બ્રહ્મા) મનમા અને તનમા સાહાય કરશે વરઈ૦-એ ત્રણનો આધાર વર (ઉત્તમ) પ્રેમદાય (પ્રેમ આપનારો) છે પ્રેમાનંદનુ નામ મુદ્રિત છે માટે મુદ્રાલંકાર.

જદા પ્રેમે નેમે, શિર કર ધર્યો કષ્ટ હરવા,
તદા વિચારાબ્ધિ, કર્ગી કર્મી રહી રત્ન તરવા. ૨

## ચોપાઈ.

ઘાત કરી તનને ઘાર્ગી જાણ, ક્ષમા કરે સુવિચારી મમાણ;
કષ્ટ કર્યુ તન મન સમેત, તે જન જોઇ આણે હેત. ૩
વ્યર્થ ન બોલે સુજ્ઞો સર્વ, તનધનનો નહિ જેને ગર્વ;
સદા સર્વદા મનમાં સુખ, દે'વટ દૂર કીધાં અતિ દુઃખ. ૪
સાચા ઉપર જેને સ્નેહ, સાચા સુજ્ઞો જાણો તેહ;
જો મળતું અવનિનું રાજ્ય, અસત્યમાટ કરે તે ત્યાજ. ૫
પરોપકાર કરવાની આશ, રહે દુખી કે રહે ઉદાસ;
થાયે ધાર્યું સારૂ કામ, 'મેં કર્યું' કેરી મૂકે મામ. ૬
જગતની બાજી જાણે જૂઠ, ખોટાં માને જાદુ મૂઠ;
ઇશ્વર પર રાખે આધાર, ખોટો માને કર્મજ પાર. ૭
સ્વધર્મ પર નિષ્ઠાળુ હોય, બીજો ધર્મ ન ખોટો સોય;
મારૂં સાચુ એનુ જૂઠ, અહીં હું બેસુ તહીંથી ઊઠ. ૮
એવો નવ જેમાં આચાર, તે સહુ સુજ્ઞો આ સંસાર;
મધુરી વાણી બોલે મુખ, વાણી સુણતાં જાયે દુ.ખ. ૯
પૂછ્યા પાખી શીખ ન દેય, કે' ત્યારે સાચું તે કે'ય;
દુઃખ માંહે ધારે અતિ ધીર, સમયે સાચો થાયે વીર. ૧૦

---

૨ શ્લોક—શિખરિણી. વળી પોતાના ગુરુનુ પ્રકારાંતરથી સ્મરણ કરે છેઃ નથી ઈ૦—હે સુજ્ઞોના સમૂહો ! હુ જાતે જેવો ( રત્નરૂપ ) નથી તથાપિ જો પરમ આનંદ પ્રકટે ( પ્રેમાનંદ મળે ) તો તેની મતિની ગતિવડે રત્ન પ્રકટે ( હું રત્નેશ્વર યથાર્થ નામવાળો થાઉ). પ્રેમે-પ્રેમાનંદે કે પ્રેમનડે. વિચારાબ્ધિ—વિચારરૂપી સમુદ્ર. રત્ન—રત્નેશ્વરને ૮ નિષ્ઠાળુ—શ્રદ્ધાવાળા.

મન જેનું અતિશે ઉદાર, પામે નહિ કો જેનો પાર,
જોઇ સારૂં ગાતજ થાય, ગદાધરના ગુણગણ ગાય ૧૧
પ્રેમીજનપર પૂર્ણ પ્રમોદ, ન ગમે તન મન રડા રોદ,
પત્નીવ્રતમાં પૂરો પ્રેમ, સુત સગાનું વાંચ્છે ક્ષેમ. ૧૨
અતુકૂળતા જેવો દાતાર, જાણે ધર્યા રહે ભડાર,
હાથે તે સાથે મનમાય, ગાથી મૂકે નવ જન ખાય. ૧૩
કરે ન રાજાનો વિશ્વાસ, જીવતર આશા ન ઘડી પળ માસ,
એવુ મનમા ધારે સોય, જાણે છે નહિ કોનુ કોય ૧૪
માત પિતાની સેવા સત્ય, માને મોટી કરીને મત્ય,
મિત્ર શુ મેળવી રાખે મન, જાણો જન તેને મજ્જન ૧૫
કાવ્ય વિચારી દિન સહુ જાય, પચે તેટલું જાણી ખાય, *

---

भागवत

# प्रथमस्कंध.

### મંગળનાદ.

### રાગ રામગ્રી.

પ્રથમે પ્રણમુ પદ પરબ્રહ્મજી, મહાજન જાણે જેહનો મર્મ જી,
નિજ દૈવત્વ જે દેવકીતન જી, પ્રથમે પ્રણમુ તે પરબ્રહ્મ જી ૧

---

૧૨ રડારોદ—રાડોનુ રોદન અર્થાત્ ગાયનાદિ * અમને મળેના લખી પુસ્તકમા સૂર્યાવતિની પાછળ સુદ્દ કવિનો માત્ર આટલોજ ભાગ ઉતારેલો હતો તે પ્રગટ કર્યોછે બાકીનો ભાગ હાથ લાગો નથી

૧ મગળનાદ—ભગવતનુ મગળાચરણ જે શ્રી વ્યાસ મહાત્માએ કર્યુ છે તે વિષે તેના ટીકાકાર શ્રીધરસ્વામીએ જે વ્યાખ્યાન કર્યુ છે તે દૈવત્વ—દેવતા દેવકીતન—શ્રીકૃષ્ણ ભગવાન

## ઢાળ.

ભગવંત ભવદવઅંતકરતા, દુઃખહરતા દેવ;
મુજ મનોરથરસ સફલ કરજો, કમળકેશવસેવ. ૨
ક્યહાં શ્રીમદ્ભાગવત, ગીર્વાણવાણી ગ્રંથ;
અલ્પમતિએ આદર્યો, ક્યાં પ્રગટ પ્રાકૃત પંથ. ૩
હું વિષયલંપટ લોભિયો, સંસાર સુખઆકૃષ્ટિ;
મહાપુરૂષ પદવી પામવાને, થરૂં મિથ્યા દષ્ટિ. ૪
ક્યહાં શ્રીધરસ્વામી સાગર, ભર્યો ગુણ ગંભીર;
મૂઢમતિ અતિ તુચ્છ ગતિ હું, ક્યહાં છિલ્લર નીર. ૫
ક્યાં કનકગિરિ ને કાંકરો, ક્યાં ગીધ ને ગજરાજ;
અર્ક ને આગિયો ક્યાં, એમ ઉપજે મન લાજ. ૬
અલ્પમતિ આયુષ્ય થોડું, વચ્ચે વિઘ્ન અનંત;
તોયે અંતરજામી એવું, ઉપજાવે ચંત. ૭
વ્યસનવશથી આચર્યું મેં, મહા મોટું કામ;
વ્યાપારમાં વ્યય માન્યો નથી, તમો સહાય કરજો શ્યામ. ૮
હવે શ્રીધરસ્વામી કેરૂં, કરૂં મંગળાચરણ;
નૃસિંહજી નિજ દેવનાનું, સદા જેને શરણ. ૯

### શ્રીધરઉવાચ.

જેના વદન મધ્યે શારદા ને, વસે લક્ષ્મી વક્ષ;
ભજુ તે નૃસિંહને, જેને હૃદે જ્ઞાન પ્રત્યક્ષ. ૧૦

---

૨ ભવદવઅંત કરતા—સંસાર રૂપી દાવાનલનો નાશ કરનાર. ( કૃષ્ણે દાવાનલનું પાન કર્યું હતું તે પ્રસિદ્ધ છે ). કમળકેશવસેવ—કમળ સરખા કેશવની સેવા રૂપી મનોરથ.

૪ આકૃષ્ટિ—આકર્ષણ. સંસાર સુખથી ખેંચાયલો.૫ શ્રીધરસ્વામી—ભાગવતના ટીકાકાર. છિલ્લર—ખાબોચિયું.૬ કનકગિરિ—મેરૂ પર્વત. ૮ વ્યસનવશથી—કાવ્ય કરવાનુ વ્યસન પડેલું માટે. વ્યય—ખરચ. ૧૦ વક્ષ—છાતી.

વિશ્વ સર્ગ વિસર્ગ આદિ, નવે લક્ષણ ઠામ;
શ્રીકૃષ્ણ કેવલ ધામને હું, કરૂ[છુ] પરણામ. ૧૧
નમું માધવ ઉમાધવ, સહુ સિદ્ધિના દાતાર;
પરસ્પરમાં ધરે પ્રીતિ, એક તનુ આકાર. ૧૨
પરાવર સબંધ વિસ્તારૂ, ઘણું વારૂ ગ્રંથ;
શ્રીભાગવત ટિપ્પણ કરૂ, ભાવાર્થ દીપન પંથ. ૧૩
મંદમતિ હુ ક્યાંહા ને, ક્યાં ક્ષીરનિધિમંથાન,
પરમાણુનો શો આશરો, જ્યાં ગળે મંદરમાન ૧૪
જેની કૃપાથી મૂક માણસ, વદે મધુરી વાણ;
જેની કૃપાથી ઉલંઘે, પાગળો ગિરિવર જાણ. ૧૫
તેહ પરમાનંદ માધવને, કરૂ હુ પરણામ;
ભગવત જન મન કામ દાતા, વિધાતા ઘનશ્યામ. ૧૬
શ્રીભાગવત સુરતરૂ કેરા, સાર અંકુર તાર;
જન્મ ઉત્તમ અનુપમ, સર્વોપરિ સંસાર. ૧૭
તેહ તરૂની સ્કંધ દ્વાદશ, સુગમ નમતી ડાળ;

---

૧૧ વિશ્વ ઇ૦—ભાગવતના સર્ગ આદિ નવ લક્ષણ છે અર્થાત્ એ નવ તેમા વિશેષપણે વર્ણ્યાં છે તે નવ વિષે ભાગવતમા કહે છે કે, " अत्रस र्गोविसर्गश्चस्थानपोषणमूतय मन्वतरेशानुकथानिरोधोमुक्तिराश्रय· " આ પ્રથમા સર્ગ ( અવ્યક્ત સૃષ્ટિ ), વિસર્ગ ( વ્યક્ત સૃષ્ટિ ), તેમનુ સ્થાન. પોષણ, ઊતિઓ ( વાસનાઓ ), મન્વતરની તથા તેમા થયેલા રાજાઓની કથાઓ, સૃષ્ટિનો લય, મુક્તિ, અને સર્વના અધિષ્ઠાન રૂપ બ્રહ્મનુ કથન કર્યું છે

૧૨ ઉમાધવ—શંકર. ૧૩ પરાવર—ઉત્તમ અને તેથી ઉતરતો વારૂ—સુદર—સારો ૧૪ ક્ષીર નિધિમથાન—ક્ષીર સમુદ્રનું મથન કરવાનો દંડ ચળ પર્વત મૂક—મૂગો ૧૬ કામ—મનોરથ ૧૭ સુરતરૂ—દેવવૃક્ષ તાર—સુદર

ભક્તિ લક્ષણ જેહ તરૂને, આલવાલ વિશાળ ૧૮
ત્રણસે બત્રીશ અધ્યાય, રૂપ શાખા સાર,
જેહ તરૂના શ્લોક લક્ષણ, પત્ર સહસ્ર અઢાર ૧૯
તે ભાગવત રૂપી પ્રકાશ્યો, કલ્પવૃક્ષ વિશાળ;
તે વ્યાસજીએ વધાર્યો, તે મુનિ દીનદયાળ ૨૦
જે સમે શાસ્ત્ર પુરાણ નાના, ગ્રંથ બંધ્યા વ્યાસ,
તોયે મન પ્રસન્ન ન થયુ, ન પામ્યા ઉલ્લાસ ૨૧
ન પામ્યા મુનિજન તોયે, તે શાસ્ત્રથી સંતોષ;
પછે નારદ ઉપદેશ કીધો, કૃષ્ણગુણ નિર્દોષ ૨૨
ભગવતગુણ વર્ણન સહિત, શ્રી ભાગવત આરંભ,
તે યોગ્ય મંગળ કરે વેદ—વ્યાસ વર્જિતદંભ ૨૩
પ્રથમ તો પરમેશકેરૂં, ધરૂં મનમા ધ્યાન,
સ્વરૂપે જે સત્ય છે, પરમાતમા ભગવાન ૨૪
માયાતણા ગુણ તમો રજ ને, સત્વ કા'વે એવ,
ત્યા અનુત્તમથી ઉપન્યો, જે ભૂત ઇંદ્રિય દેવ ૨૫
તે સત્યમાથી સંભવ્યા, તે માટે ભાસે સત્ય,
અધિષ્ઠાને ઓપતા, દૃષ્ટાંત સુણજો અત્ય ૨૬

---

૧૮ સ્કંધ—ઝાડના થડમાથી નીકળેના મોટા મોટા ફાટા આલવાલ—ક્યારો ૧૯ શાખા—ડાળો

૨૧ નાના—અનેક પ્રકારના ગો ઉપદેશ દીધો તે કહે છે કૃષ્ણ ઈ૦—૨૫૮ છે ૨૩ વર્જિતદંભ—( બહુવ્રીહિ ) •

૨૫ અતનુમથી—અનુત્તમ બ્રહ્મથી ભૂત—આકાશ આદિક ઇંદ્રિય—કાન વગેરે દેવ—અશ્વિનીકુમાર વગેરે તે ઇંદ્રિયોના દેવતા એ ત્રણ રૂપ આ જગતની ઉત્પત્તિ છે એમ કહેવાનુ તાત્પર્ય છે

૨૬ સત્યમાથી—સત્યરૂપ બ્રહ્મમાથી સંભવ્યા—ઉત્પન્ન થયા ભૂતાદિ સૃષ્ટિની ઉત્પત્તિ સત્યમા છે માટે તે સૃષ્ટિ પણ તત્વજ્ઞાનીને સત્ય રૂપેજ ભાસે છે

જ્યમ તેજ જળને મૃતિકા, પરગટય માંહોમાંય,
તેજ ને વળી મૃતિકામા, તોય ભાસે ત્યાય ૨૭
જ્યમ તેજકેરાં ઝાઝુઆમાં, જણાયે જળમત્ય,
તે તેજની સત્યતાથી, ઝાંઝુઆ ભાસે સત્ય ૨૮
ત્યમ જેહ ઇશ્વર સત્ય માટે, સ્વર્ગ ભાસે સત્ય,
અધિષ્ઠાન બળે કરીને, ઊપજે એ મત્ય ૨૯
વળી જે પરમેશ પોતે, સ્વય ધામ પ્રકાશ,
એક રૂપ ઉપાધિવર્જિત, તેહનો હુ દાસ ૩૦
વળી તે તટસ્થકેરૂ, અમો ધારૂં ધ્યાન;
જેથકી આ વિશ્વના છે, જન્મ સ્થિતિ ને હાણ. ૩૧
જ્યા એ છે તે સત્ય છે, જે એ વિના તે ફોક,
એ વિના નભપુષ્પ મિથ્યા, સર્વ જાણે લોક ૩૨
જે સર્વને જાણી રહ્યો, દેખી રહ્યો ભગવાન,
જ્ઞાન રૂપે રહ્યો પોતે, ધરૂ તેનુ ધ્યાન. ૩૩
તો તેહ શુ બ્રહ્મ હશે, સર્વથી પો'ળો સોય,
ના એ બ્રહ્માતણો બ્રહ્મા, ન લહે કારણ કોય. ૩૪

---

૨૭ પરગટય ( પ્રાકટય ) ઇ૦-તેજ, જળ અને મૃત્તિકાનો એક બીજા મા મિથ્યાભાસ થાય છે તોય-જળ

૨૮ ઝાઝવા એ તેજ છે તેમા જળ ભાસે છે, અને કાચ એ પૃથ્વી છે એમા જળ ભાસે છે, તે વિષે કહે છે જ્યમ ઇ૦-સ્પષ્ટ છે અધિષ્ઠાન-સ્થાન જે વસ્તુમા બીજી વસ્તુનો અધ્યાસ થાય છે તે જેમ કાચમા જળની બુદ્ધિ થાય છે માટે કાચ એ જળરૂપ અધ્યાસનુ અધિષ્ઠાન છે

૩૦ સ્વય-પોતે ધામ-તેજ ૩૧ તટસ્થ-અળગો જન્મ—ઉત્પત્તિ હાણ—નાશ ૩૨ નભપુષ્પ—આભશનુ ફુલ આકાશના ફુલની પેઠે બીજુ બધુ મિથ્યા છે

પ્રથમ બ્રહ્માને વિષે જેણે, પ્રકાશ્યા શ્રુતિ ચાર,
નમુ તે પરબ્રહ્મને, બ્રહ્માતણો કર્ત્તાર. ૩૫
વળી કોઇ કે'શે કોથકી, નથી ભણ્યા બ્રહ્મા વેદ;
જેણે હૃદયમાં મનવૃત્તિ રૂપે, પ્રકાશ્યો શ્રુતિભેદ ૩૬
જો સુપ્તઉત્થિતન્યાય બ્રહ્માએ, ભણ્યા છે શ્રુતિ તેહ;
(તો) એ બ્રહ્મ મધ્યે મોહ પામે, મહાપ્રમંડિત તેહ. ૩૭
તે માટ બ્રહ્મા તેઓ પણ છે, પરાધીન નિજ જ્ઞાન;
સ્વયં સિદ્ધજ જ્ઞાન રૂપે, એક છે ભગવાન ૩૮
જે માટ એ પરમેશ પોતે, વિશ્વકારણસ્થાન;
તે માટ એહજ સત્ય છે, હુ ધરૂં તેનુ ધ્યાન ૩૯
બ્રહ્મવિદ્યા રૂપ એહ, પુરાણ વેદ સમાન;
વ્યાસજી કે' આચરૂ છુ, ભાગવત અભિધાન ૪૦
કનકસિંહ સમેત આપે, લખાવીને જેહ;
પરમપૂરણકામ વૈષ્ણવ–ધામ પામે તેહ ૪૧

---

૩૫ શ્રુતિ-વેદ 'શ્રુતિ' શબ્દ સ્રીલિંગ છતા તેનો અર્થ 'વેદ શબ્દ પુલિંગમા હોવાથી 'પ્રકાસ્યા' ક્રિયાપદ પુલિંગમા મૂક્યુ છે ૩૬ જેણે ઈ૦–જો બ્રહ્મા વેદ કોઇની પાસેથી ભણ્યા નથી એમ કહેશો તો જેણે બ્રહ્માના હૃદયમા મનોવૃત્તિ રૂપે શ્રુતિ(વેદ)નો ભેદ પ્રકાશ્યો છે, તેજ તે બ્રહ્મ છે અર્થાત તે બ્રહ્મ પાસેથી બ્રહ્માને વેદ મળ્યા છે

૩૭ સુપ્તઉત્થિતન્યાય—જેમ સુતેલો માણસ જાગે તે વખતે તેને સુતા પેહેલા જે અધ્યયન કર્યું હોય તે સાભરે છે તેમ બ્રહ્માને પણ પૂર્વ જન્મના સસ્કાર બળથી વેદ પ્રાપ્ત થયા, એમ જો કહેશો તો–બ્રહ્મ–વેદ ૩૮ તે માટ ઈ૦–બ્રહ્મા પણ પરાધીન જ્ઞાનવાળા છે, (માટે પરમાત્મા પાસેથીજ તેમણે વેદ જાણ્યા, એમ કહેવુ ઘટે છે–અધ્યાહાર)

૩૯ વિશ્વકારણ–જગતની ઉત્પત્તિના કારણ રૂપ ૪૦ અભિધાન–નામ–નામે ૪૧ કનકસિંહ—સોનાનુ સિંહાસન (ભાગવતની પોથી મૂકવા માટે) પરમ ઈ૦–તે પરમ (અતિ) પૂરણકામ (સંપૂર્ણ મનોરથવાળો) થઇને વૈષ્ણવનુ ધામ પામે

હવે શ્રોતા સર્વ સન્મુખ, કરે વા અભ્યાસ,
સર્વ શાસ્ત્રથકી શિરોમણિ, વદે વેદવ્યાસ ૪૨
અત્ર શ્રીમદ્‌ભાગવતમા, પરમ ધર્મ પ્રકાશ,
મોક્ષ સુધી તજાવિયે, વિષયફળની આશ ૪૩
અધિકાર ઉત્તમ જેહના, નિર્મત્સર હરિજન,
પારકી મોટમ ન સૅ'તા, મત્સર જેહના મન ૪૪
સહુ જ તપાલક સતને, એ જાણવાને યોગ્ય,
પરમાર્થ વસ્તુ જેહ મધ્યે, જડે જનને ભોગ્ય ૪૫
તો વસ્તુ જાણ્યે શુ થશે, તેહનો કહેછે અર્થ,
પરમ સુખ પામે સદા, ત્રય તાપ થાયે વ્યર્થ ૪૬
હવે ગ્રથના કર્તાતણુ, સામર્થ્ય કૅ'છે સાર,
મહામુનિ નારાયણ એ, શ્રીભાગવતર્ક્તાર ૪૭
કર્મકાડ ઉપાસના ને, જ્ઞાનકાડ જે પ્રેષ્ઠ,
કાડ ત્રણેથકી એ શ્રી—ભાગવત છે શ્રેષ્ઠ ૪૮
તે માટ બીજા શાસ્ત્રથી, શુ થાશે સાધન અધ,
એની શ્રવણઇચ્છા ઇશને, સ્થિર કરે મનમા સદ્ય ૪૯
તો સર્વ કા સુણતા નથી, ત્યા કહુ કારણ ધન્ય,
પુણ્ય પાખે શ્રવણઇચ્છા, ઉપજે નહિ મૅન ૫૦

---

૪૨ સન્મુખ—ભાગવત સાભળવાને પોતાના ભણી વગેના અભ્યા-સ—સમીપમા શ્રોતાઓને સમીપમા કરેછે—એ નેઉ

૪૩ અત્ર અહી—આ ભાગવતમા મોક્ષ સુધી—અર્થાત્ મોક્ષ સુદ્ધાતની આશા પણ તજાવિયેછીએ ૪૪ અધિકાર—અધિકારી—યોગ્યતાવાળા નિર્મત્સર—મત્સર વિનાના અત્સરનુ સ્વરૂપ વર્ણુંછે પારકી ઇ૦—સ્પષ્ટ છે મન—મનમા ૪૬ ત્રય તાપ—અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ

૪૮ પ્રેષ્ઠ—અત્યત પ્રિય. ૪૯ ઇશ ઇ૦—ભાગવતની શ્રવણેચ્છા ઇશને (હરિને) મનમા સદ્ય (તરત જ) સ્થિર કરે

તે માટ સાંભળવું સદા એ, પરમ આદર આણ્ય;
સકળ શાસ્તનાણું કરે ફળ, પરમ આદર આણ્ય. ૫૧
મનકામદાતા નિગમ લક્ષણ, કલ્પવૃક્ષ વિશાળ;
તે તરૂનું ભાગવત ઇતિ–નામ ફળ શું રસાળ ! ૫૨
તે ફળ વૈકુંઠથી, નારદે આણ્યું અત્ર;
મુને આપ્યું નારદે, મે ભણાવ્યો શુક પુત્ર. ૫૩
તે ફળ મે આરોપ્યું, શુકતણા મુખ માંય;
શુકતણા મુખથી સરસ તે, પડ્યું પૃથ્વી માય. ૫૪
શિષ્યકેરા શિષ્ય તેના, શિષ્ય પાડ મસગ;
એમ અવલંબે પડ્યું, તે માટ એહ અભંગ. ૫૫
જેમ પડે ઉંચેથકી ફળ તે, પલ્લવે અફળાય;
શનૈઃ શનૈઃ અખંડિત થકું, પડે પૃથ્વીમાંય. ૫૬
અમૃતરસ છે એહમાં, શુકતણા મુખનો સ્વાદ;
શુકે ચાખ્યું સ્વાદ ફળ છે, લોકમાંહે વાદ. ૫૭
તે માટ સુણજો રસિકજન, સ્વાદના જાણનહાર;
હાથ ફળ અમૃત ફળ એ, પીઓ વારવાર. ૫૮
ત્વચા અસ્થિ તજી કેવળ, ન પીવું રસ સાર;
શ્રીભાગવત રસ સકળ પીવું, સદા અમૃતધાર. ૫૯

---

૫૧ આણ્ય–આણીને. આણ્ય–આણવાથી. ૫૨ ઇતિનામ–ભાગવત એવા નામનુ. ૫૪ શુકતણા ઇ૦–બીજા ફળ પણ જેને શુકે ( સુડે ) ચાચ મારી હોય છે તે મીઠાં હોય છે, તેમ આ ભાગવત પણ શુકના મુખમાથી નીકળ્યુ છે તેથી મીઠું હોવુ જ જોઈએ સરસ–રસ સહિત. ૫૫ અવલંબે–આધાર સહિત અભંગ–આખુ. શિષ્ય પ્રશિષ્યના આધારથી પડયુ માટે આખુ રહ્યુ છે નહિ તો ફૂટી જાત ૫૬ શનૈ શનૈ–ધીમે ધીમે ૫૭ શુકે—પોપટે.

૫૯ એ ફળમાથી છાલ ગોટલાની પેડે કાંઈ કાઢી નાખવા જેવું નથી તે કહે છે ત્વચા ઇ૦—સ્પષ્ટ છે. ત્વચા–છાલ. અસ્થિ—ગોટલો.

રસરૂપ ફળ ફળરૂપ રસ એ, અલૈકિક મહિમાય;
તે માટ એ શ્રીભાગવત ફળ, સકળ ત્યાં પીવાય. ૬૦
તે ભાગવત અમૃતતણું, ત્યાં સદા કરવું પાન;
મોક્ષ પામ્યાથકી પણ નવ, તજે શ્રદ્ધાવાન. ૬૧
શાસ્ત્રની શ્રેષ્ઠતા કહીને, સુખી કીધા દાસ;
હવે ઉત્તમ ગ્રંથનો, આરંભ માંડયો વ્યાસ. ૬૨
ઇતિ પ્રથમ સ્કંધમાં, અધ્યાય ઉત્તમ આદ્ય;
રત્ન કહે યત્ને કર્યાપદ, કહ્યો મંગળવાદ. ૬૩

## અધ્યાય ૧ લો.

## રાગ સામેરી.

એક વાર નૈમિષક્ષેત્રમાં, મુનિ શૌનકાદિક સાર;
વર્ષ એક સહસ્ર સુધી, યજ્ઞ માંડયો ત્યાર. ૧
વિષ્ણુપદને પામવાને, આવિયા તે ઠામ;
હવે કહે શામાટ છે, ક્ષેત્રનું નૈમિષ નામ. ૨
એક વાર વિધિ પાસે ગયા, મુનિ શૌનકાદિક સ્વામ;
પ્રજાપતિ જાચ્યા જઈ, તપ કરવાને ઠામ. ૩
પ્રજાપતિએ તેહને, મનચક્ર આપ્યું એક;
પછે બોલ્યા પિતામહ, સાંભળો મુનિ સવિવેક. ૪
આ ચક્ર મારૂં મનોમય, ચાલતું ચૂકે યત્ર;
ધાર ખાંડી થાય જ્યાં, તપતણું સ્થાનક તત્ર. ૫
જે માટ નૈમિષ ચક્રની, ખાંડી થઇ તે ધાર;
તે માટ નૈમિષ નામ છે, એ ક્ષેત્રનું નિરધાર. ૬

---

૬૩ આદ્ય—પેહેલો અધ્યાય. પેહેલા અધ્યાયના ત્રણ સ્લોકનું આ વ્યાખ્યાન છે.

૩ વિધિ-બ્રહ્મા. ૫ તત્ર–ત્યાં. જ્યાં મનોમય ચક્રની ધારા બૂઠી થઈ જાય ત્યાં. અર્થાત્ જે સ્થળમાં મનની કલ્પનાઓ નાશ પામે તે સ્થળ તપ કરવાને—ઈશ્વરનું આરાધન કરવાને શ્રેષ્ઠ છે.

નિમિષ નામે દૈત્ય માર્યો, કહે એવું કોય;
તે માટ નૈમિષ નામ છે, એમ અર્થ અન્યત હોય. ૭
જે સમે નૈમિષક્ષેત્રમાં, મુનિ શૌનકાદિક જેહ;
યજ્ઞ આરંભી કરીને, રહ્યા હુતા તેહ. ૮
એક સમે પ્રાતઃકાળના, મુનિવરે કીધા હોમ;
તે સમે તે વનમાં આવ્યો, સૂત અમૃતસોમ. ૯
સત્કાર કીધો સૂતને, અર્ચન ને આસન;
પરમ આદરયુજ તેહને, પૂછતા મુનિજન. ૧૦
અરે સૂત પુરાણમાં, તેં કર્યો છે અભ્યાસ;
મહાભારત આદિ મોટા, લહે તું ઇતિહાસ. ૧૧
અનાધ તું જાણે સહુ, જે ધર્મશાસ્ત્ર વિધાન;
તે ભણ્યાં ન તેં ભણાવ્યાં છે, કર્યાં છે વ્યાખ્યાન. ૧૨
વિબુધવંદિત જેહ જાણે, બાદરાયણ મુન્ય;
પરાપર વિધિ જેહ જાણે, મુનિ બીજા અન્ય. ૧૩
તું મુનિજનના અનુગ્રહથી, સર્વ જાણે તેહ;
તું સાધુ માટે ગુહ્ય પણ, તુજને કહ્યું છે જેહ. ૧૪
કહે સ્નેહી શિષ્યને નિજ, ગુહ્ય પણ ગુરૂદેવ;
તે માટ તું અમને કહે, જે તત્વ જાણે એવ. ૧૫
તમે તે તે શાસ્ત્ર જોતાં, કર્યો નિશ્ચય જાણ;
તેહ અમને કહો જેથી, પુરૂષને કલ્યાણ. ૧૬
એ કહો કલિયુગ વિષે, જનતણું આયુષ્ય અલ્પ;
મંદમતિ અતિ આળસુ, વળી વિચે વિઘ્ન અનંત. ૧૭

---

૭ અન્યત-બીજો. ૯ અમૃતસોમ-સોમના અમૃત જેવો શીતળ. ૧૩ વિબુધવંદિત-દેવ અથવા પંડિતોએ વંદન કરેલા. બાદરાયણ-વ્યાસ. પરાપર-ઉત્તમઅધમ. ૧૪ અનુગ્રહ-કૃપા. સાધુ-સજ્જન. ગુહ્ય-છાની વાત. ૧૭ વિચે-વચ્ચે

અલ્પ આયુષ્યમાં વળી, ઊપજે રોગ અપાર;
તે માટ મોટાં શાસ્ત્ર સુણવા-તણો નહિ અાધકાર. ૧૮
જે શાસ્ત્ર બહુ મોટાં ઘણાં, ત્યાં કહ્યાં કર્મ અનંત;
તે માટ સાંભળવાતણો, અભિલાષ મિથ્યા ચંત. ૧૯
તે માટ તેના સાર સઘળો, ઉદ્ધરી મતિ મંત;
સાધુ જન અમને કહો, જે થાય નિર્મળ ચંત. ૨૦
એક તો તે પ્રશ્ન પૂછ્યું, વળી પૂછે અન્ય;
પાંચ શ્લોકે કરી પૂછે, સૂતને મુનિજન. ૨૧
હે સૂત તું જાણે સહુ, તુજને હોયે કલ્યાણ;
ભક્તપતિ ભગવાન પોતે, સ્વયં પુરૂષપુરાણ. ૨૨
વસુદેવ ને વળી દેવકીમાં, પ્રગટિયા તે દેવ;
તે મધ્ય કારણ કોય છે, તે કહો અમને એવ. ૨૩
તે સર્વ સાંભળવાતણું, અભિલાષ અમને સૂત;
તમો કહેવા યોગ્ય છો, હરિચરિત્ર અતિ અદ્ભુત. ૨૪
ભૂત સહુને પાળવા, હરિ ધર્યો એ અવતાર;
આપવા સમૃદ્ધિ આવ્યા, પ્રગટ પરમ આકાર. ૨૫
મહાઘોર નર સંસાર પામ્યો, જીવ વસમો ઠામ;
તે મધ્ય કારજ આ કરે, જો કૃષ્ણનું લે નામ. ૨૬
તો તત્ક્ષણ સંસારથી, મૂકાય નિર્ભય થાય;
ભયતણે મન ભય ઉપજે, એ નામનો મહિમાય. ૨૭
જે કૃષ્ણચરણે શરણ આવી, રહ્યા મુનિજન શાંત;
તેને સમીપે સેવા કરતાં; ટળે તત્ક્ષણ ભ્રાંત. ૨૮

---

૨૦ ઉદ્ધરી-ઉદ્ધારીને-કાઢીને. ૨૩ ભગવાને વસુદેવદેવકીને ત્યાં શામાટે જન્મ લીધો તે વિષે પ્રશ્ન કરે છેઃ વસુદેવ ૪૦-૨૫૯ છે. કોય-કાંઇ-શું. ૨૫ ભૂત-પ્રાણી વગેરે. ૨૬ મહાઘોર-(સંસાર).

સત અઘ પવિત્ર કરતા, પાપ હરતા સોય;
ઘણે દિવસે સેવતાં, શુચિ કરે ગંગતોય. ૨૯
શુદ્ધ થાવા ઇચ્છતો, સંસાર મધ્યે જેહ;
કલિકલુષહારી કીર્તિ હરિની, કોણ ન સુણે તેહ. ૩૦
ભગવંત પુણ્યશ્લોક જેના, ઘણા અદ્ભુત કર્મ;
તે સુણતાં કોણ નરને, ઉપજે નહિ શર્મ. ૩૧
તેહના મહાકર્મ જેને, નારદાદિક ગાય;
કહો તે શિવ બ્રહ્મ જેની, કળા ત્યાં કહેવાય. ૩૨
વળી અન્યત પ્રશ્ન અમને, કહો હે ધીમત;
અવતારકેરી કથા ઉત્તમ, સંભળાવો સત, ૩૩
આત્મમાયાવડે કીધા, મત્સ્ય કચ્છપ દેહ;
એ કૃષ્ણલીલા સર્વ માટે, સંભળાવો તેહ ૩૪
અમો તો શ્રીકૃષ્ણ પરાક્રમ, સુણી વારવાર;
તૃપ્તિ પામતા નથી મનમાં, માનજો નિરધાર. ૩૫
રસિકજન જે હોય હરિજશ, સાંભળે આહ્લાદ;
ઘટિ ઘટિએ ઉપજે નવ-નવો તેને સ્વાદ. ૩૬
તે માટ વળી વળી કહો, કૃષ્ણપરાક્રમ સાર;
બળભદ્ર સાથે કેશવે જે, કર્યા વીર્ય અપાર ૩૭
કપટમાનવ કૃષ્ણજી, અતિ ગૂઢગતિ ભગવંત;
નરથકી નવ થાય કીધાં, કર્મ તે કહો સંત. ૩૮

---

૨૯ અઘ-પાપ ૩૦ કલિકલુષહારી—કળિયુગના પાપને હરનારી ૩૧ શર્મ-સુખ ૩૨ શિવ ઇ૦-શિવ અને બ્રહ્મા જેની કળા (અંશનો સાઠમો ભાગ) કહેવાય છે ૩૪ આત્મમાયાવડે-પોતાની માયાથી ૩૭ વીર્ય-પરાક્રમ

૩૮ કપટમાનવ—બીજાઓને મોહ પમાડવાને જેમણે માનવરૂપ ધર્યું છે એવા

વળી કલિ આવ્યો ઓળખીને, અમો આવ્યા ત્યાંય;
યાગને મિષ વિષ્ણુપદને, પામવા મનમાંય. ૩૯
વિષ્ણુકેરૂં ક્ષેત્ર જાણી, કર્યું યહાં આસન;
કૃષ્ણલીલા સુણ્યાનો, અવકાશ પામ્યા મન. ૪૦
અમારે ભાગ્યે કરીને, મળ્યો તું મહારાજ;
કલિરૂપ દુસ્તર સિંધુ તરવા, ઇચ્છતા અમો આજ. ૪૧
જે સમે મહાસિંધુ ઉતરવાતણું મન હોય;
તે સમે આવી મળે જ્યમ, નિપુણ નાવિક કોય. ૪૨
અમો જ્યારે કલિસાગર, તરવાનું મન કીધ;
તે સમે આવી કરીને, તમો દર્શન દીધ. ૪૩
હે સૂત ! અત્યંત પ્રશ્ન તમને, અમો પૂછું જેહ;
વિશદ વિસ્તારી વિચારી, વદો વાણી તેહ. ૪૪
જોગઇશ્વર કૃષ્ણ જ્યારે, થયા અંતર્ધાન;
ધર્મકેરૂં કવચ હતું, સ્વયં શ્રીભગવાન. ૪૫
બ્રહ્મપાળક પરમ પોતા-તણું પામ્યા ધામ;
કહે હમણાં ધર્મ કોને, શરણ છે વિશ્રામ. ૪૬
ઇતિ પ્રથમસ્કંધ મધ્યે, પ્રથમ અધ્યા' સાર;
જેહ અધ્યા' મધ્ય છે, પદ એકસો ને ચાર. ૪૭
રત્ન કહે યત્ને કરીને, કર્યો અધ્યા' ઇશ;
જેહ અધ્યા' વિષે સુંદર, શ્લોક છે ત્રેવીશ. ૪૮

---

૩૯ યાગને મિષ-યજ્ઞના નિમિત્તથી. ૪૧ દુસ્તર-ન તરાય એવો. ૪૨ નિપુણ-હોશિયાર. નાવિક-ખલાસી. ૪૪ વિશદ-નિર્મળ-ચોખ્ખુ.

૪૫ જોગઇશ્વર ( યોગેશ્વર )-યોગક્રિયા જાણનારાઓમાં શ્રેષ્ઠ. અંતર્ધાન થયા-આ લોકમાંથી ગયા—મનુષ્યદેહ તજ્યો. કવચ—( રક્ષણ કરનાર હોવાથી ) ૪૭ પદ-કડી.

## અધ્યાય ૨ જો.

### શ્લોક.

श्रीमद्भागवतस्ययेनसुधियाभावार्थदीप कृतो
येनेदरचितपुराणममलयेश्रोतुकामास्तथा ॥
वंदेश्रीधरमेवतमुनिवर ंदेचतव्यासक
वंदेतानपिशौनकादिकमुनीन्ग्रथस्यससिद्धये ॥ १ ॥

### દ્રુતવિલંબિત.

પ્રથમમા ષટ્ પ્રશ્ન કર્યા મુનિ,
નિમિષમા કરતા નિગમ ધ્વનિ,
દ્વિતીયમા કહે ઉત્તર ચારનો,
વિબુધ સૂત સમુદ્ર વિચારનો ૨

### શ્રીવ્યાસઉવાચ.

### રાગ કેદારો.

મુનિવરની વાણી સુણી, સૂત નિવૃત્તિ પામ્યા ઘણી,
મુનિવરના વચનતણી પૂજા કરે રે ૩

---

૧ શ્લોક—મારો આ ગ્રંથ પૂરો થવાના હેતુથી, જે બુદ્ધિમાન પુરૂષે શ્રીમદ્ ભાગવત સમજવાને તેના ઉપર ભાવાર્થ દીપિકા નામની ટીકા કરીછે, તે શ્રીધરસ્વામીને હુ પ્રણામ કરૂ છુ, તથા જેણે આ ભાગવત નામનુ નિર્મળ પુરાણ રચ્યુ છે તે મુનિવર વ્યાસને હું પ્રણામ કરૂ છુ, તેમજ એ ગ્રંથને સાભળવાની ઈચ્છા રાખનારા શૌનક વગેરે મુનિઓને પણ પ્રણામ કરૂ છુ

૨ દ્રુતવિલંબિત—( નભભર ) પ્રથમમા-પ્રથમ અધ્યાયમા નિમિષમા-નૈમિષારણ્યમા દ્વિતિયમા—બીજા અધ્યાયમા કોણ કહે છે ? વિબુધ ઇ૦—વિબુધ ( પંડિત ) તથા વિચારના સમુદ્રરૂપ એવો સૂત પુરાણી

ઉચરવા ઉદ્યમ કરે, નિજ ગુણ મનમાં ધરે;
શુકજીનું શુદ્ધ વચન મનમાં ધરે રે. ૦

ઢાળ.

ચરિત્ર શુકજીનું સંભળાવે, ઉચ્ચારી આખ્યાન;
રોમહર્ષણતણો સુત, ઉગ્રશ્રવા અભિધાન. ૫

સૂતઉવાચ.

તે મુનિ શુકદેવને, હું કરું છું પ્રણામ;
સંન્યાસ ગ્રહીને સદ્ય ચાલ્યા, તપોવનને ઠામ. ૬
ઉપવીત પહેલા પધાર્યા, સંન્યાસ ગ્રહી એ મુન્ય;
એકલા અસહાય તે, સંસારકારજ શૂન્ય. ૭
ત્યારે વિરહકાતર વ્યાસજી, ઉંચે સ્વરે દે સાદ;
હે પુત્ર ! પાછા પધારો મુજ, ગૃહસ્થાશ્રમ સ્વાદ. ૮
ત્યારે પિતાકેરો પ્રેમ જોવા, કર્યો તરૂપ્રવેશ;
પછે વૃક્ષ રૂપે કર્યો ઉત્તર, ન આવું હું એષ. ૯
જોગબળથી કરંતા, પરકાયમાં પ્રવેશ;
નમું તે શુકદેવને જે, ગર્ભ જોગી વેશ. ૧૦
સંસારકેરા લોક ઉપર, કરી કરૂણા જાણ;
શ્રીભાગવત નામે કહ્યું મહા-ગુહ્ય પાઠ પુરાણ. ૧૧
અદ્‌ભુત જેહ પુરાણનો, અનુભાવ બ્રહ્માકાર;
એક એ પુરાણ ચારે, વેદ મધ્યે સાર. ૧૨

---

૭ અસહાય-સાથે કોઇની મદદ વિનાના. ૮ વિરહકાતર-વિયોગ દુઃખ-થી કાયર થયેલા. ૯ એષ—આ. ૧૨ અનુભાવ—પ્રભાવ.

સંસાર મહાઅંધાર તરવા, ઇચ્છતા જે દાસ;
તેહને એ પુરાણ મધ્યે, જ્ઞાનદીપ પ્રકાશ. ૧૩
તે મુનિ શુકદેવનો હું, દાસ પામ્યો શર્ણ;
શ્રીભાગવત આરંભ કરવા, નમું ફરી હરિચર્ણ. ૧૪
નમી શ્રીનારાયણ, નર નરોત્તમ સાર;
સરસ્વતી ને વ્યાસને નમી, કરૂં ગ્રંથોચ્ચાર. ૧૫
કહે સૂત મુનિવર સાંભળો, તમો ભલું પૂછ્યું પ્રશ્ન;
જે પ્રશ્ન મધ્યે વર્ણવ્યા વ્યાસે, સકળ કેવલ કૃષ્ણ. ૧૬
લોક મંગળ પ્રશ્ન એ, મુનિ પરમ નર પાવન;
જેહ સાંભળતાં થશે, જનઆતમા પ્રસન્ન. ૧૭
પ્રથમ પૂછ્યું પ્રશ્ન જે કો', શાસ્ત્રકેરૂં સારં;
પુરૂષને કલ્યાણ તે શું, કહો સૂત વિચાર. ૧૮
પુરૂષને પર ધર્મ તે, જેથકી બાંધે ભક્તિ,
અચળ અવ્યભિચારિણી, જ્યાં નહિ ફળ આસક્તિ. ૧૯
ભગવંતભક્તે આતમા, પ્રસન્ન થાયે જાણ,
અહો મુનિવરે પુરૂષને તે, કહ્યું મહાકલ્યાણ. ૨૦
વાસુદેવ ભવાર્તિભંજન, સ્વયં શ્રીભગવાન,
પુરૂષે જ્યાં પ્રયોજ્યો તો, ભક્તિજોગ વિદ્વાન. ૨૧
ઉતાવળું વૈરાગ્ય આણે, પ્રમાણે મુનિ ધ્યાન;
વૈરાગ્ય વળતું ઉપજાવે, ઉપનિષદ્જ્ઞાન. ૨૨
પુરૂષને જે ધર્મ સાધ્યો—થકો સમ્યક રીત;

---

૧૫ નરોત્તમ—નરમાં ઉત્તમ ૧૯ અવ્યભિચારિણી–એકજ હરિને વિષે જે ભક્તિ તે આસક્તિ—પ્રીતિ. ૨૧ ભવાર્તિભંજન— સંસારરૂપી પીડાનો નાશ કરનાર પ્રયોજ્યો તો—જો ભક્તિજોગની યોજના કરે તો–ઇશ્વરની ભક્તિ કરે તો

વાસુદેવકથા વિષે જો, ન ઉપજાવી પ્રીત.<br>
તો તેહ નિષ્ફળ જાણવો, શ્રમ ઉગર્યો તે અર્થ;<br>
મોક્ષપ્રાપક ધર્મ મોટો, તેહ જાણે વ્યર્થ. ૨૪<br>
કોઈ કે'શે ધર્મનું ફળ, દ્રવ્ય પામે જેહ;<br>
ધર્મનું ફળ ભક્તિ પાખે, નથી કહે છે તેહ. ૨૫<br>
ધર્મનું ફળ દ્રવ્ય પામે, તોય તે ફળ નો'ય;<br>
દ્રવ્યથી સુખ વિષય પામે, તેથકી શું હોય. ૨૬<br>
અખિલ ઇંદ્રિયપ્રીત ને ત્યાં, વિષયનું સુખ નો'ય;<br>
જ્યાંલગી જીવે તેટલામાં, વિષયભોગી હોય. ૨૭<br>
કર્મ કરવાં એહ જીવ્યા—તણું ફળ નહિ તેહ;<br>
તત્વજિજ્ઞાસા સદા, જીવ્યાતણું ફળ એહ. ૨૮<br>
કોઈ કે'શે તત્વ તે તો, ધર્મકેરું નામ;<br>
સંભળાવી સૂત ઉત્તર, કહે તેણે ઠામ. ૨૯<br>
તત્વવેદી તત્વ કે'છે, એક અદ્વયજ્ઞાન;<br>
બ્રહ્મ પરમાતમા નામે, તત્વ તે ભગવાન. ૩૦<br>
તે તત્વ મોટા મુનિ પામ્યા, સદા શ્રદ્ધાવંત;<br>
જ્ઞાનવૈરાગ્યે ભગત જે, ભક્તિ ધરતા ચત. ૩૧<br>
વેદાંત શ્રવણે કરીને, જે ઠરાવી દૃઢ ભક્તિ;<br>
તેણે કરીને આત્મમાં, આત્મ દેખે મુક્તિ. ૩૨<br>
ધર્મનું ફળ ભક્તિ એવું, કરીને નિરધાર;

---

૨૩ સમ્યક રીત—સારી રીતે. ૨૪ શ્રમ ઉગર્યો ઇ૦—તે અર્થમા (કાર્યમા) શ્રમ માત્ર ઉગર્યો—બીજુ કાંઇ ફળ ન થતા શ્રમ માત્ર થયો।

૨૮ તત્વજિજ્ઞાસા—તત્વ જાણવાની ઇચ્છા. ૩૦ તત્વવેદી-તત્વ જાણનારા. અદ્વયજ્ઞાન—એકરૂપ બ્રહ્મનુ જ્ઞાન. ૩૨ મુક્તિ—મુક્તિરૂપ અથવા મુક્ત.

હવે એવા અર્થકેરો, કરે ઉપસંહાર. ૩૩
તે માટ પુરૂષે વર્ણાશ્રમ–વિભાગેકરી વિપ્ર;
યથાવિધિએ કરીને, જે ધર્મ સાધ્યો ક્ષિપ્ર. ૩૪
તે ધર્મનું ફળ એટલું જે, આરાધે હરિભક્તિ;
હરિભક્તિ હીણો ધર્મ શ્રમ, એવી જણાવી વ્યક્તિ. ૩૫
તે માટ એકે મને કરીને, ભક્તપતિ ભગવાન,
સદા સુણવો પૂજવો, ધરી ધ્યાન કરવું ગાન. ૩૬
જે કૃષ્ણકેરા ધ્યાનરૂપી, ખડગ ધારે સંત;
અહંકારરૂપી કુધર્મ છેદે, મનસ્વી મહાનત ૩૭
તે કૃષ્ણકરી કથા મધ્યે, કોણ ન ધરે પ્રીત;
કર્મને નિર્મૂલ કાપે, હરિકથાની રીત. ૩૮
હરિકથારસ જો ઉપજે, જો કરે તીર્થવાસ,
તીર્થવાસે પાપ નાસે, વિમળ મન ઉલ્લાસ. ૩૯
પછે સંતની સેવા કરે, તેથકી શ્રદ્ધા હોય,
પછે શ્રવણઇચ્છા ઉપજે, હરિકથા રૂચતા સોય. ૪૦
પોતાતણી જે કથા સુણતા, તેહ જે પરમેશ,
હૃદય મધ્યે પ્રવેશીને, હણે દોષ અશેષ. ૪૧
સતના હિતકારી જેને, વળી આપે ભક્તિ,
શ્રવણ કીર્તન જે કરે, તેહને આપે મુક્તિ. ૪૨

---

૩૩ ઉપસહાર—જે અર્થનો ઉપક્રમ કર્યો હોય તે અર્થ છેવટે સિદ્ધ કરી કહી બતાવવો તે—આરંભેલો વિષય સમાપ્ત કરવો તે.

૩૪ વર્ણાશ્રમવિભાગેકરી—વર્ણાશ્રમના ધર્મ પાળીને ક્ષિપ્ર—તત્કાળ ૩૫ હરિભક્તિહીણો—હરિભક્તિ વિનાનો ૩૭ મનસ્વી—સ્વતંત્ર મહાનત–માહાન્ત–મોટા ૪૧ અશેષ—સમગ્ર

વિષયકેરી વાસના, જે સમે પામે નાશ;
સદા સેવે ભાગવતને, તદા ભક્તિ પ્રકાશ. ૪૩
ભગવાન ઉત્તમશ્લોક મધ્યે, ભક્તિ નિશ્ચલ જેહ;
વિષયવર્જિત સાધુ સેવા–થકી પ્રગટે તેહ. ૪૪
ભક્તિ પ્રગટ્યે તમો રાજસ, કામ લોભ વિકાર;
તેણે વિવર્જિત મન શાંતિ પામે, શુદ્ધ સત્વાકાર. ૪૫
ભગવાન ભક્તિયોગથી, ( જેનું ) થયું મન પ્રસન્ન;
પછે મુક્તસંગી મુનિ તત્વ–જ્ઞાન પામે ધન્ય. ૪૬
જ્ઞાન પામ્યા પછી હૃદય–ગ્રંથિકા ભેદાય;
અહંકારવિનાશ સંશય–વર્ત ત્યાં છેદાય. ૪૭
વળી તેનાં કર્મ સઘળાં, સર્વથા છેદાય;
જે સમે દીઠો આપ ઇશ્વર, આતમા મહિમાય. ૪૮
તે માટ મુનિવર જાણજો, જે કવિ વિદ્જ્જન;
ભગવાન ભક્તિ આચરે છે, શોધવા નિજમન. ૪૯
ત્રણ બ્રહ્મા આદિ યદ્યપિ, એક આતમ રૂપ;
તેહ ભજવો યોગ્ય કે' છે, વાસુદેવ અનુપ. ૫૦
સત્વ રજ ને તમ એવા, પ્રકૃતિના ગુણ હોય;
તે ત્રણ ગુણયુત એકતનુ, પરપુરૂષ પોતે સોય. ૫૧
પાળવા ને સર્જવા, સંહારવાને ચિન્હ;
હરિ વિરંચી રૂદ્ર એવાં, નામ ભાસે ભિન્ન. ૫૨

---

૪૫ તમો–તમોગુણ. વિવર્જિત–રહિત. શુદ્ધ સત્વાકાર–( મનનું વિશેષણ ) ૪૬ પ્રસન્ન—નિર્મળ ૪૭ ગ્રંથિકા–ચૈતન્ય અને જડ એકઠાં થઇને જે અહંકાર ઉપજ્યો છે તે રૂપી ગાંઠ. વર્ત—આવર્ત—વમળ.

૫૦ ત્રણ ઇ૦—યદ્યપિ ( જો કે ) બ્રહ્મા આદિ ત્રણ દેવો છે, તથાપિ તેમાથી આત્મા રૂપ એવા એક વાસુદેવ ( વિષ્ણુ )નેજ ભજવો તે યોગ્ય છે. ૫૧ યુત—યુક્ત એકતનુ—એક શરીરવાળો

ત ત્રય મધ્યે સત્વરૂપે, વાસુદેવજ નામ;
તેથકી બહુ લોકકેરી, ફળે ઉત્તમ કામ. ૫૩
તે ત્રણ ગુણને એકેકાથી, ઉચ કે'વા શાત;
સૂત શૌનકાદિક મુનિને, જણાવે દ્દષ્ટાંત. ૫૪
ક્રિયાવર્જિત કાષ્ઠ છે ત્યમ, તમોગુણ છે જ્યમ,
કાષ્ઠથી જ્યમ ધૂમ્ર પ્રગટે, તમોથી રજ ત્યમ. ૫૫
પ્રવૃત્તિવર્જિત કાષ્ઠ છે, ત્યમ તમોગુણ કહેવાય;
કાષ્ઠથી અધિકો ધૂમ્ર ત્યાં, કાંઈ એક કારજ થાય ૫૬
ધૂમ્ર જ્યમ ધૂસરો વન્હિ, કરે કિંચિત્ કર્મ,
ત્યમ તમોગુણથી રજોગુણમા, સ્વલ્પ દર્શન બ્રહ્મ ૫૭
જ્યમ ધૂમ્રથી અધિકો સદા, સાક્ષાત પાવક સોય;
ત્રયીમય ત્યા નિગમ મારગ, હોમ સઘળો હોય ૫૮
રજો ગુણથી તથા અધિકો, સત્વગુણ વિખ્યાત,
શ્રીકૃષ્ણ લક્ષણ સત્વ ભાસે, બ્રહ્મ ત્યા સાક્ષાત ૫૯
સત્વ ગુણ જાણી કરીને, અધોક્ષજને અ ત;
પૂર્વે મુનિ ભજતા હવા, ભગવતને મહાન ત ૬૦
અદ્યાપિ જે કો તેહ મારગ, અનુસરે છે સાધ,
સંસારમા કલ્યાણ પામે, ટળે સઘળા બાધ. ૬૧
તો અન્યને કયા ભજે છે, ત્યા કહેછે દ્દષ્ટાંત,
પણ મોક્ષના અધિકારી હરિને, ભજે એકજ શાત ૬૨
જે મહાપુરૂષ મોક્ષ નામે, સદા શાતજ મન,

---

— ૫૬ પ્રવૃત્તિવર્જિત—ક્રિયા રહિત ૫૮ ત્રયીમય ૬૦—ત્રણ વેદમય નિગમ—(વેદ) માર્ગનો હોય ત્યા (તે અગ્નિમા) સઘળો હોમ (થાય) ૬૦ અધોક્ષજને-વિષ્ણુને ૬૧ સાધ—સાધુ—સારા

ઘોરરૂપી ભૂત પિતૃજ, પ્રજેશ મૂકી અન્ય. ૬૩
કલાનારાયણતાણી છે, (ઘણી) શાત ભજતા જેહ,
અન્ય બીજા દેવની, નિંદા ન કરતા તેહ ૬૪
જે રાજસા ને તામસા, ધન પુત્ર કામી હોય,
પિતૃભૂત પ્રજેશને, સમશીલ સેવે સોય ૬૫
મોક્ષના દાતાર માટે, ભજવા શ્રીભગવાન,
સાર સઘળા શાસ્ત્રનુ, શ્રીવાસુદેવજ જ્ઞાન. ૬૬
વાસુદેવજ વેદમા ને, યજ્ઞમા વાસુદેવ,
વાસુદેવજ પામવાને, કહ્યા સાધન એવ ૬૭
યોગમા ને ક્રિયામા, શ્રીવાસુદેવનિવાસ,
વાસુદેવ નિમિત્ત કરવા સર્વ એ અભ્યાસ ૬૮
વાસુદેવજ જાણવાને, જ્ઞાન માગે સત,
વાસુદેવજ પામવાને, કરે તપ મહાન ત ૬૯
વાસુદેવજ પામવાને, કહ્યા સઘળા ધર્મ,
વાસુદેવજ મળે જેથી, જાણવી ગતિ પર્મ ૭૦
તે વાસુદેવજ સર્વને, સૃજતા હતા નિરધાર,
પોતાતણી માયાવડે કરી, પ્રથમ સૃષ્ટિ સાર ૭૧
કાર્ય કારણ રૂપ માયા–વડે સર્જ્યું સર્વ,
અગુણ પોતે એક કારણ આતમા ગતગર્વ ૭૨

---

૬ ઘોર ઈ૦—તે મહાત્માઓ ઘોર રૂપી (ભયાનક રૂપવાળા) ભૂત, પિતૃઓ અને પ્રજેશ (પ્રજાપતિ દેવો) અને અન્ય (બીજા દેવો)ને મૂકી (છોડી) [નારાયણની શાત કળાઓને ભજે છે (૬૪ મી કડી સાથે અન્વય)

૬૫ સમશીલ— (ભૂતાદિના) સમાન આચરણવાળા — રજોગુણ તમોગુણવાળા

૭૨ [illegible] ઈ૦— [illegible] (જગત)રૂપ માયા અને કારણ (જગતની ઉ[illegible]) [illegible] માયા [illegible] ઈશ્વરે [illegible] સર્જ્યું અગુણ

તેણી માયાએ પ્રકારના, પ્રગટયા ગુણ જેમ,
તે મધ્યે પેશીને રમતો, પ્રગટ ભાસે તેહ ૭૩
ગુણમા પ્રકાશ્યો માટે ભાસે, ગુણી સરખો જેમ,
ચિચ્છક્તિએ ચળકો રહ્યો, તે માટ ભાસે ત્યમ ૭૪
યથા ઇંધન અનેરાને, પ્રગટ પાવક એક,
વિવિધ ઇંધન વિવિધ ભાસે, વન્હિરૂપ અનેક ૭૫
તથા ઇશ્વર વિશ્વરૂપી, પ્રાણીમા પ્રવેશ,
ભાસતો નાના વિધે, ક્ષેત્રજ્ઞરૂપ વિશેષ ૭૬
ભૂત સૂક્ષ્મ અને ઇંદ્રિય, તથા મન પ્રકાશ,
એટલે ગુણ ભાસવે, શા ભૂતમા અવિનાશ ૭૭
આ શ્રીહરિ બહુ ભૂત મધ્યે, પેશી ને માન,
તે તે વિષય જન ભોગવે ઇચ્છાવડે ભગવાન ૭૮
સૂત કૃષ્ણચરિત્ર કં, એ પ્રશ્ન પૂછ્યું અહ,
વિચારીને સૂત વળતો, કહે ઉત્તર તહ ૭૯
એ સત્ય રૂપે સવદા, લોકને પાળે ઇશ,

---

ઈ૦—પોતે તો અગુણ ( નિર્ગુણ ) છ અને એ કારણ ( ચૈતન્ય રૂપે વ્યાપક હોવાથી ) છે

૭૩ હરિનુ અન્નરૂપ વર્ણ્યું છે તે મધ્યે ઈ૦—સ્પષ્ટ છે ૭૪ ચિચ્છક્તિએ—ચિત્ ( ચૈતન્ય ) રૂપ શક્તિવડે ત્યમ—ચિદ્રૂપ—જ્ઞાનરૂપ ૭૫ ઇંધન—નામકા ઇંધન—ઈ

૭૬ ક્ષેત્રજ્ઞરૂપ—ક્ષેત્ર ( દેહ )ને જ્ઞ( જાણનાર )રૂપે—સાક્ષી ચૈતન્યરૂપે ૭૭ ભૂત—આકાશાદિ પચ ભૂત સૂક્ષ્મ—શબ્દાદિ પાચ વિષય ઇંદ્રિય શ્રોત્રાદિ પાચ ઇંદ્રિય

૭૯ સૂત ઈ૦—પાઠગ શૌનકાદિકે સૂતને પૂછ્યુ હતુ કે હે સૂત ! શ્રીકૃષ્ણનુ ચરિત્ર કહો એ પ્રશ્નનો ઉત્તર હવે સૂત આપે છે

વિશ્વકર્તા કરી લીલા, સ્વયં શ્રીજગદીશ　૮૦
દેવ તિર્યક્ નરાદિકમાં, ધરે લીલાદેહ,
કુંતીતણી સ્તુતિ વિષે કે શે, લક્ષ્મીલીલા તેહ　૮૧
ઇતિ પ્રથમ સ્કંધમા, અધ્યાય બીજો સાર,
ભગવાન વર્ણન જેહ મધ્યે, નિરોપ્યુ નિર્ધાર　૮૨
રત્ન કું' યત્ને કરીને, અધ્યાય કીધો હશ,
અગન્યાશી પદ શોભતા, ને શ્લોક છે ચોત્રીશ　૮૩

## અધ્યાય ૩ જો.

### શ્લોક

शुकरुतविल्भागवताभिध । जगतियेनरहस्यतमुदा ॥
निखिल्लोकहितायनिवेदित । विजयतेऽत्रसमृतसमाह्वय ॥१॥

### દ્રુતવિલંબિત.

તૃતીયમા　અવતાર　કથા કહે,
તિવિધ ઉત્તર મૂલ　સદા　લહે,
પુરૂષ　આવતાર　કહી　કરી,
સકલ　રૂપજ　વર્ણવિયા　હરિ　૨

---

૮૧ તિર્યક-પશુ, પક્ષી, કીડા માછના વગેરે લાનાદેહ-ભોજને અર્થે દેહ લક્ષ્મીલીલા-ભગવાનની લક્ષ્મી ( શોભા ) અને લીના ૮૨ નિરોપ્યુ —નિરૂપણ કર્યું

૧ શ્લોક—શુક મુનિએ ભાગવત નામે અતિ ગુપ્ત શાસ્ત્ર કર્યું હતુ, તે સઘળા લોકના ભલા માટે જેણે જ્ઞાન દથી શૌનકાદિ ઋષિઓને કહ્યુ, તેમને નામે પુરાણી જય પામે છે

૨ તિવિધ-તે પ્રમાણે ( પૂછેલા પ્રશ્ન પ્રમાણે ) પુરૂષ ઇ૦—આદિ અવતાર જે પુરૂપ રૂપ થયો તે પ્રથમ કરી

## રાગ ગોડી.

પ્રશ્ન પૂછ્યુ પાંચમું એહ, કથા કહો અવતારિક તેહ,
સૂત કહે તે ઉત્તર સાર, પ્રથમ કહે પુરૂષઅવતાર ૩
મહદાદિક તત્વે વિસ્તાર, જેનો પામે વિરલા પાર,
લોક સરજવા કીધો દેહ, સોળ કળાનો કીધો તેહ ૪
લોક તુલ્ય તનુ શામાટ, એ તો રૂપ લહો વૈરાટ,
ઉપાસનાને અર્થે કીધ, આદિ એ અવતાર જ લીધ ૫
કોણ રૂપ તે છે અદ્દભુત, તેનું વર્ણન કરે છે સૂત,
પ્રલયપય પોઢયા જે ઇશ, વિસ્તારી નિદ્રા યોગીશ ૬
તેહનો નાભિહ્રદ નિર્ધાર, ત્યાથી પ્રગટ્યું પંકજ સાર,
તે પંકજથી બ્રહ્મા હવા, સકળ લોકને તે સરજવા ૭
આદિ કલ્પ એહ અનુપ, હરિએ લીધો પુરૂષારૂપ,
જેને અંગ વિભાગે સાર, કાવો ચૌદ લોક વિસ્તાર ૮
શ્રીભગવાનતણું તે રૂપ, શુદ્ધ સત્વ અદ્દભુત અનુપ,
જ્ઞાની રૂપ નિહાળે એહ, જ્ઞાનચક્ષુએ દેખે તેહ. ૯
અપાર પાદ ઉરૂ ને પાણ, જેના વદન અપરિમિત જાણ,
અનંત મસ્તક મુકુટ અનંત, અનંત અંબર નાવે અંત ૧૦

---

૪ મહદાદિક—મહત્તત્વ અહંકાર અને પંચ તન્માત્રાઓવડે સોળ કળાનો—અગિયાર ઇંદ્રિયો અને પાંચ ભૂત મળીને

૫ લોક ઇ૦—કોઇ કહેશે કે એવું લોક તુલ્ય તનુ ( શરીર ) હરિએ શામાટે ધર્યું ? તેનું કારણ કહે છે એ તો ઈ૦—સ્પષ્ટ છે

૬ પ્રલય ઇ૦—જે ઈશ નિદ્રા ( યોગનિદ્રા– જ્ઞાનમય નિદ્રા ) વિસ્તારી —ધારણ કરીને પ્રલય કાળના પય( જળ )માં પોઢયા હતા

૭ નાભિહ્રદ– નાભિ રૂપી ધરો પંકજ–કમળ ૮ પુરૂષારૂપ–(અવતાર, આધાર ) ૧૦ ઉરૂ–જાંઘ પાણ–હાથ અંબર—વસ્ત્ર

અનંત કુંડળ નાસા બહુ, અંગ અનુપમ શોભે સહુ;
અન્ય અવતારતણી પેરે એહ, આવે જાય ચળે નહિ જેહ ૧૧
એહ આદિ નારાયણ રૂપ, એ લીલા અદ્‌ભુત અનુપ;
બીજા જે અવતાર સુધામ, તેને એ રે'વાનો ઠામ. ૧૨
અન્યય રૂપ જઇને એને મળે, કરી કામને એમાં ભળે;
બીજા સર્વનું જાણો એહ, અક્ષયબીજ કહાવે જેહ. ૧૩
એથી પ્રગટે એમાં શમે, નાના રૂપે એમાં રમે;
જેના અંશ વિરંચિ લહો, તેના અંશ મરીચિ કહો. ૧૪
તેણે આ સરજ્યો સંસાર, દેવ પશુ ને પુરૂષાકાર;
પ્રથમે પ્રગટયા સનતકુમાર, બ્રાહ્મણ રૂપ ધરી નિર્ધાર. ૧૫
બ્રહ્મચર્ય વ્રત પાળ્યુ વીર, ધારી ધ્યાને ધારણ ધીર;
દુષ્કર તપ કીધુ કુમાર, વ્રતાચાર અખંડિત ધાર. ૧૬
બીજુ રૂપ ધર્યું વારાહ, પાતાળે પૃથ્વી અવગાહ;
વિશ્વતણી કરવા ઉત્પત્ય, અવનિને ઉદ્ધારવા સત્ય. ૧૭
યજ્ઞરૂપ શૂકર અવતાર, સર્વ જીવની કરવા સાર;
ત્રીજે સર્ગ શિરોમણિ ઘણુ, પામ્યા ત્યાં દેવઋષિપણું. ૧૮
વૈષ્ણવતંત્ર વખાણ્યો સાર, જ્યાં કર્મે કરી કર્મપ્રહાર,
નારદપંચરાત્ર જે કહ્યો, તે મહિમા મહાનંત લહ્યો. ૧૯
ચોથે અવતારે મહાસુખી, પ્રગટયા નરનારાયણ રૂખી,
ધર્મતણી પત્નીનાતન, આત્મા સમ પાળે પાવન. ૨૦
નરનારાયણ રૂપે કરી, દુશ્ચર તપ કીધુ શ્રીહરિ;

---

૧૧ નાસા–નાક. ૧૬ વ્રતાચાર–વ્રતનુ આચરણ ૧૭ અવગાહ–ડુબકુ. ઉદ્ધારવા—બાહાર લાવવા.

૧૮ શૂકર–વરાહ સર્ગ–સૃષ્ટિ–ઉત્પત્તિ. અર્થાત્ અવતાર દેવઋષિપણુ–નારદ રૂપ ૧૯ કર્મપ્રહાર—કર્મનાશ નારદપંચરાત્ર–એ નામનો ગ્રંથ

કપિલ નામ પંચમ અવતાર, પ્રગટ્યા સિદ્ધ શિરોમણિ સાર. ૨૧
આસુરિયાભિધ બ્રાહ્મણ હતો, સાંખ્ય મારગ કીધો છતો;
કાળ ઘણે કો નવ જાણતું, તત્વશાસ્ત્ર તે કીધું છતું. ૨૨
છઠે અવતારે શ્રીહરિ, અત્રિપુત્ર થયા મન ધરી,
અનસૂયાનો પૂર્યો કામ, દત્તાત્રેય ધરાવ્યું નામ ૨૩
આત્મવિદ્યા આપે સહી, અલર્કને આગળી કહી,
પ્રહ્લાદાદિક આગળ ઘણી, આત્મવિદ્યા આપી ભણી ૨૪
સપ્તમ રૂપ ધર્યું જે ઇશ, યજ્ઞ રૂપ પ્રગટ્યા જગદીશ,
ઋષિ પ્રજાપતિકેરા તન, આકૂતિ મધ્યે ઉત્પન્ન ૨૫
યામ નામ જે કાવે દેવ, પોતાના સઘળા સુત એવ,
તેની સાથે સ્વયં ગોપાળ, સ્વાયંભૂ મન્વંતરપાળ. ૨૬
સ્વાયંભૂમન્વંતર સિદ્ધ, યજ્ઞેંદ્રપણું ત્યાં કીધ,
અષ્ટમ જેહ ધર્યો અવતાર, ઋષભદેવ નામે નિર્ધાર. ૨૭
રાજા નાભિ કહાવે તાત, મેરૂદેવી પોતાને માત,
મહાબળિયો પોતે મહાનંત, પરમહંસપદ જાણે અંત ૨૮
દેખાડ્યો તે મારગ ધર્મ, ધીર પુરૂષને દીધું વર્મ,
સર્વાશ્રમમત જાણે તેહ, ઋષભદેવ દેખાડ્યો જેહ ૨૯
સર્વે મળી મુનિએ જાચ્યા, નવમે રૂપે પાર્થિવ થાપ્યા,

---

૨૧ દુશ્ચર-દુખે કરીને આચરી શકાય એવું ૨૨ આસુરિયાભિધ—આસુરિ નામનો એ નામના બ્રાહ્મણને સાંખ્યશાસ્ત્ર કહ્યું ૨૩ કામ—કામના—ઈચ્છા

૨૪ અલર્કને—મહાત્માના પુત્રને ૨૫ આકૂતિ— એ નામની રૂચિ ઋષિની પત્ની

૨૬ યામ ઇ૦—આકૂતિના પુત્ર યજ્ઞ ભગવાનના યામ નામે દેવો હતા તેમની સાથે પોતે સ્વાયંભુવ મન્વંતરનું રક્ષણ કર્યું—પોતે ઇંદ્ર થયા હતા ૨૮ વર્મ—માર્ગ—મારગ દેખાડ્યો સર્વાશ્રમમત—સધા આશ્રમોએ માન્યો

પોતે પૃથુ રાજા અવતાર, પૃથ્વીના પોતે દોહનાર. ૩૦
પૃથ્વીમા હુતી ઔષધી, રત્ન અમૂલક હુતા અતિ,
તે અર્થ મહી દોહી ભૂપ, તે માટે એ ઉત્તમ રૂપ ૩૧
મત્સ્ય દેહ ત્યા દશમો લીધ, વૈવસ્વતમનુ રક્ષા કીધ,
ચક્ષુર્મન્વતર પ્રળભળ્યુ, સાગરનુ જળ અબર અડ્યુ. ૩૨
પૃથ્વી રૂપી નાવજ માહે, વૈસ્વત ઉગાવા ત્યાંહે,
એકાદશમો જે અવતાર, કશ્યપ ઋષિ જગદાધાર ૩૩
દાનવ દેવ મળીને યદા, સાગરમ થન કરવા તદા,
મ દરાચળ ગિરિવર જેહ, વાસા ઉપર ધાર્યો તેહ ૩૪
દ્વાદશમો ધંનવતરિ દેહ, સાગરમાથી પ્રગટ્યો તેહ,
રૂપ તેરમુ લીધુ હરિ, મોહિની રૂપે વાહ્યા અરિ ૩૫
મોહ પમાડ્યા દાનવ માન, સુરને પાયુ અમૃતપાન,
રૂપ ચતુર્દશમુ અતિ સાર, લીધો નૃસિંહાવતાર ૩૬
નખને અગ્રે દાનવ દુષ્ટ, હિરણ્યકશિપુ ચાર્યો કષ્ટ,
પદરમે છળ્યો બળિરાય કૃષ્ણે કીધો વામન કાય ૩૭
આવ્યા બળિરાજાને યાગ, ઊભા ત્રણ ક મ મહી માગ,
ભુવન ત્રણ અ ાનુ મન, વામન રૂપ ધર્યુ ભગવન ૩૮
અવતારે ઉત્તમ સોળમે, પરશુરામને રૂપે રમે,
વિપ્રદ્રોહી જે ભૂપાળ, તે ભૂપતિનો આણ્યો કાળ ૩૯
નિ ક્ષત્રી કરી પૃથ્વી સાર, દ્વિજને આપી એકવીશ વાર,
સત્તરમે અવતારે જાન સત્યવતી ત્યા કીધી માત ૪૦
પુત્ર પરાશરકેરા થયા, દીન વિપે અતિ કીધી દયા,
અ ગતિ નર મનમા ધરે, વેદતણી બહુ શિક્ષા કરે. ૪૧

અઢારમે અવતારે ભૂપ, પોતે પ્રગટ્યા રાઘવ રૂપ;
કરવા અમરતણું અતિ કામ, રાજા રામ ધરાવ્યું નામ. ૪૨
સાગરને ત્યાં શિક્ષા દીધ, પેર પેરનાં પરાક્રમ કીધ;
ઊનવિશમે વીશે વળી, રામ કૃષ્ણ પ્રગટ્યા મહાબલિ. ૪૩
જાદવમાં લીધો અવતાર, ભૂમિતણો ઉતાર્યો ભાર,
વળને કાજ ગયે નિરધાર, નિજ બાળક બુદ્ધાવતાર. ૪૪
કૈકટ દેશ ગયામાં થશે, દાનવને મન મોહ નાખશે;
કળિયુગને અંતે અવતાર, નામ કલ્કિ જગદાધારા. ૪૫
વિષ્ણુયશસ્ બ્રાહ્મણથી હવા, ચોર રૂપ રાજા મારવા;
શ્રીહરિ સત્વતણા ભંડાર, એના છે અવતાર અપાર ૪૬
યથા સરોવર સાગર જશુ, તે મધ્યેથી જળ ઉલ્લશ્યુ;
સહસ્ર મારગ ચાલે ધાર, એવા અંશ કળા અવતાર ૪૭
દાનવ દેવ અને મુનિજન, મહાબળિયા મનુકેરા તન;
સઘળા કૃષ્ણકળા જાણવા, પ્રજાપતિ પણ પ્રમાણવા ૪૮
કૃષ્ણ સ્વયં ભગવાનજ હવા, એમાં સંશય નવ આણવા,
સુરે આકુળ કીધા લોક, તેહતણો ક્ષય કીધો શોક. ૪૯
જુગે જુગે અવતારિક ઇશ, તે એ કૃષ્ણ સ્વયં જગદીશ,
જન્મ ગુહ્ય નારાયણતણું, સાંભળતાં સુખ આવે ઘણું. ૫૦
નિર્મળ મન જે નિયમે કરી, સાયં પ્રાતર શ્રદ્ધા ધરી,
જન્મ ગુહ્યને જે કો ગાયે, તે સંસારથકી મૂકાયે ૫૧

---

૪૨ અમર—દેવ ૪૩ ઊનવિશમે—ઓગણીસમે વીશે—વીસમા અવતારે. ૪૫ કૈકટ—કીકટ નામે ગયાની પાસેના પ્રદેશમાં
૪૮ કૃષ્ણકળા—કૃષ્ણના અંશના અંશ ૪૯ કૃષ્ણ ઇ૦–પણ કૃષ્ણ તો પોતે ભગવાન (સંપૂર્ણ અંશથી ઉત્પન્ન થયેલા) છે ૫૦ ગુહ્ય—ગુપ્ત (જન્મનું વિશેષણ) ૫૧ સાયં—સાંજે

કહેશો કયમ જાશે સંસાર, જ્યાં સુધી છે દેહવિચાર,
માયાજનિત અવિદ્યા જેહ, તેણે ભાસે બીજો દેહ ૫૨
તે માયા નારાયણતણી, તેની કથા સુણતાં ઘણી,
જાય અવિદ્યા વિદ્યા થાય, દૃઢ ભાવ જે ભવભ્રમ જાય ૫૩
એહ સંબંધ કહે છે સાર, પાંચ શ્લોકવડે વિસ્તાર,
આત્મરૂપ ચિદંશ અતીવ, જે ભગવાન અરૂપી જીવ ૫૪
તેનું છે આ સ્થૂળશરીર, એ મારગમાં મોહ્યા ધીર,
માયાગુણ મહદાદિક જેહ, આત્મ ઠામે આણે તેહ ૫૫
જીવતણું જે સ્થૂળ સ્વરૂપ, ગુણે જણાવ્યું આતમ રૂપ,
સ્વરૂપને આવરે સસત્વ, જે છે ત્યમ નવ ભાળે તત્વ ૫૬
તેહતણું કે'છે દૃષ્ટાંત, સાંભળજો શ્રોતાજન શાંત,
જ્યાં મેઘ વાયુમાં રહે, સર્વ લોક આકાશે લહે. ૫૭
ઉડે તુચ્છ આકાશે રહે, પવનતણી ધૂસરતા કહે,
એ વિધિ લોક અજાણ્યા જેહ, આત્મ ઠામે દેખે તેહ ૫૮
સ્થૂળથકા બીજો જે દેહ, અલ્પ સ્વરૂપી કા'વે તેહ,
તેમાં જે આતમતા રહે, એ મિથ્યા અજ્ઞાની કહે ૫૯

---

૫૨ માયાજનિત—માયાથી ઉપજેલી ૫૩ વિદ્યા—જ્ઞાન ભવભ્રમ—સંસારનો ફેરો અથવા સંસાર રૂપી ભ્રાંતિ

૫૪ ચિદંશ—ચિત્( ચૈતન્ય )નો અંશ અતીવ—ઘણો અરૂપી—રૂપરહિત ૫૫ સ્થૂળશરીર—પંચભૂતાત્મક દૃશ્ય શરીર મહદાદિક—મહત્તત્વ વગેરે

૫૬ સ્થૂળશરીરને આત્મા માનવારૂપ ભ્રાંતિ થવાનો હેતુ કહે છે સ્વરૂપને ઈ૦—સત્વ સહિત માયા સ્વરૂપને ( જીવના ખરા રૂપને ) આવરે—ઢાંકે છે, અને તેથી જે જેવું છે તે તેવું જણાતું નથી

૫૮ તુચ્છ ઉનકારજકણ ધૂસરતા—ભૂખગપણું ૫૯ સ્થૂળથકા સ્થૂળથી બીજો અલ્પ સ્વરૂપી—સૂક્ષ્મ

લિંગદેહનું સૂક્ષ્મ રૂપ, નિરાકારનું રૂપ અનુપ,
તે માટે કો દેખે નહિ, નથી સાભળ્યું કોણે સહી ૬૦
તો તે છે ત્યાં શું પ્રમાણ, જો તે જીવ ઉપાધિ જાણ,
જીવતણે રૂપે છે ત્ર્યંગ, જન્માંતરમા જેહ અભંગ ૬૧
તો કહેશો ભોગસ્થળ સ્થૂળ, જીવોપાધિ કાં નહિ મૂળ ?
તે માટે ફરી પામે અંગ, તેહતણું કારણ છે લિંગ ૬૨
સ્થૂળ સૂક્ષ્મ બે જીવોપાધિ, જન્મ ધરાવવા વળગી વ્યાધિ,
બન્ને મૂકી નિર્મળ થાય, બ્રહ્માકાર તદા કહેવાય ૬૩
અન્ય લોક જે એવું વદે, વૈષ્ણવજન તે રાખવું હદે,
સ્થૂળ સૂક્ષ્મ જ્યારે પરહરે, સ્વરૂપ સમ્યક્ જાણી ધરે ૬૪
આપઅવિદ્યા જે બે દેહ, આત્મમાં આરોપ્યા તેહ,
બન્ને રૂપ અહંમતિ તજે, બ્રહ્મ ભાવને ત્યારે ભજે ૬૫
તો પણ છે ત્યાં માયા સહી, જ્યાં સુધી ઘટમાં તે રહી,
જીવ જયહાં સુધી વિદ્યમાન, તો કયમ થાશે તેહ સમાન ૬૬
એહ સબળ સંશય ભાજવા, સૂત પુરાણી કે'તા હવા,
જદા ઈશ્વરી માયા જેહ, ભવનું કારણ દેવી એહ ૬૭
તે માયા પામશે ઉપગમ, જીવ બ્રહ્મતા પામે તે ઠામ,
મતિ મધ્યે માયાનો વાસ, વિદ્યાવિદ્યા રૂપી વિલાસ ૬૮

---

૬૧ તે છે ત્યાં–તેના અસ્તિત્વમાં અર્થાત્ સૂક્ષ્મશરીર એ જીવની ઉપાધિ છે એમ કહેવામાં શું પ્રમાણ છે ? ત્ર્યંગ—ત્રણ અંગ ( સ્થૂળ સૂક્ષ્મ કારણ ) જન્માંતરમાં ઈ૦—અર્થાત્ જેને બીજો જન્મ લેવો પડે છે તે સૂક્ષ્મ દેહ જીવની ઉપાધિ છે

૬૨ તે માટે ઈ૦–જે ફરી અંગ પામે છે તે લિંગ ( સૂક્ષ્મ ) શરીર છે, માટે તેજ જીવોપાધિ છે ૬૫ આપઅવિદ્યા–પોતાના અજ્ઞાનવડે અહંમતિ —અહંકાર ૬૮ ઉપરામ વિરામ

યદાતદા રૂપે રહે, આત્મજ્ઞાન ધણીનું દહે;
જે કાળે તે વિદ્યા થાય, જીવપણું ત્યાં ત્યારે જાય. ૬૯
નિરિંધન અગ્નિવત્ રમે, સર્વ શમાવી પોતે શમે;
બ્રહ્મભાવને પામ્યો યદા, એવું બોલે પંડિત તદા. ૭૦
પરમાનંદ વિષે પદ હોય, બ્રહ્મ સ્વરૂપે શોભે સોય;
જન્મ કર્મ જેવા જનને, તેવા કહે છે ભગવાનને. ૭૧
એહ અજન્મા જન્મજ ધરે, આપ અકર્ત્તા કર્મજ કરે;
અંતરજામી એવા થયા, મોટા કવિજન કહી ગયા. ૭૨
જેની લીલા નિશ્ચળ સાર, તે ઇશ્વર સરજે સંસાર;
પાળે ને વળી ટાળે સોય, અળગો રહે આસક્ત ન હોય ૭૩
પટાંતરે પ્રાણીમાં રહ્યો, પોતે પોતાને વશ કહ્યો;
ગંધ ગ્રહે પટ્ ઇંદ્રિયતણો, ષટ્ઇંદ્રિય વશ કર્તાતણો. ૭૪
ઇશ્વરકેરી લીલા જેહ, દુર્મતિ નર નવ જાણે તેહ,
તર્કશાસ્ત્રનો સંગ્રહ કહે, તોએ પણ લીલા નવ લહે. ૭૫
અંત:કરણે રૂપ ન લહે, વચને નામ ક્યહાંથી કહે;
નટ નાટક વિસ્તારે જથા, એવી કૃષ્ણતણી છે કથા. ૭૬
ચક્રપાણિ કર્ત્તા અજ ઇશ, અપાર વીર્યે જે જગદીશ,
તેહનો મારગ જાણે તેહ, ભાવે ભક્ત આરાધે જેહ. ૭૭
કપટરહિત ભક્તિ જે કરે, ભક્તિતણે મારગ સંચરે,
શાંત સ્વભાવે ભજતો જેહ, હરિની લીલા જાણે તેહ ૭૮
હવે તમે સાંભળજો મુન્ય આ સંસાર વિષે તું ધન્ય;

---

૬૯ યદાતદા—ગમે ત્યારે—જે તે ૭૦ નિરિંધન—બળતણ વગરનો. બળતણ વગરનો અગ્નિ જેમ સર્વ શમાવીને પોતે શમે છે તેમ તે માયા પણ વિદ્યારૂપે પરિણામ પામીને સદ સદ્ રૂપ જીવોપાધિને નાશ કરીને પછી પોતે પણ નાશ પામેછે ૭૪ ગંધ ગ્રહે—અર્થાત્ ભોગવે. પટ્ ઇંદ્રિય—૭ ઇંદ્રિય રૂપી સમુદાન કર્તાતણો—કર્તાતણે ૭૭ વીર્ય—પરાક્રમ

શકળ લોકના નાયક હરિ, વાસુદેવમાં શ્રદ્ધા ધરી. ૭૯
તમો મુનિ મોટા ભગવાન, અંતર્ગતમાં આવું જ્ઞાન;
અચ્યુતમાં આરોપ્યુ મન, એક ભાવના પામી મુન્ય. ૮૦
એક ભાવના જ્યારે થાય, જન્મ મરણ ભમરો ભુંસાય;
કહેશો શાસ્ત્ર અપૂરવ શુય, એનુ નામ કહુછું હુય. ૮૧
શ્રીભગવાન એનું અભિધાન, સર્વ દેવને ઇંદુ સમાન;
ઉત્તમ શ્લોકતણા ચરિત્ર, વેદવ્યાસ વખાણે ચિત્ર. ૮૨
વેદવ્યાસે કીધાં પુરાણ, ભાગવત નામે નિર્વાણ;
માણસને મોટુ કલ્યાણ, કરવા કીધુ એહ પુરાણ. ૮૩
મુક્તિ પદારથ આપે ધન્ય, ભક્તિ વિના નવ જાણે અન્ય;
વ્યાસજીએ પોતાનો તન, શુકજી એહ ભણાવ્યો ધન્ય. ૮૪
જ્ઞાનીનો ગુરૂ જે શુકદેવ, એહ પુરાણ ભણાવ્યો એવ,
સઘળા વેદ અને ઇતિહાસ, શુકદેવે કાધો અભ્યાસ. ૮૫
સાર સાર તેનો ઉદ્ધરી, શ્રીભાગવત સંહિતા કરી,
શુકદેવે વૈષ્ણવરૂપને, સંભળાવ્યુ પરીક્ષિત્ ભૂપને. ૮૬
ગંગાતીરે રાજા ગયો, સાંભળવાને સત્વર થયો,
અંતકાળની વેળા લહી, ગંગાતીરે બેઠો જઈ ૮૭
મોટા મુનિવર પાસે હતા, કથા સુણતા સુખ પામતા,
શ્રીહરિ અંતર્ધાનજ થયા, ધર્મજ્ઞાનને લેતા ગયા. ૮૮
કળિયુગમા કપટી નર જેહ, અજ્ઞાને અંજાયા તેહ,
અધુના કળિમા કરૂણા હવી, પુરાણ રૂપી પ્રગટ્યા રવિ. ૮૯

---

૮૦ અચ્યુતમા ઇ૦—હે મુન્ય ! તમે એક ભાવના પામીને એકાગ્ર થઈને અચ્યુત(વિષ્ણુ)મા મન આરોપ્યુ છે ૮૨ ઇંદુ (ચંદ્ર). સમાન—(અમૃતરૂપ મોક્ષ આપનાર હોવાથી). ચિત્ર—વિચિત્ર ૮૪ ધન્ય-પ્રશંસા યોગ્ય (મુક્તિપદાર્થ)

વિપ્ર રૂપી શુકજી નિર્ધાર, બ્રાહ્મણ તેજતણો ભંડાર;
ત્યાં હરિકીર્તન કરતા મુનિ, મારે કર્ણે પડી તે ધૂનિ. ૯૦
હું પણ આવ્યો તેણે ઠામ, મનમાં સાંભળવાનું કામ;
મુનિ અનુગ્રહ કીધો મને, બેસાર્યો પોતાની કને. ૯૧
તે હુ શ્રવણ કરાવીશ સહી, કથા જથામતિ જેવી લહી;
સુણી ભણી છે જેવી કથા, હુ તમને સંભળાવીશ યથા. ૯૨
સંક્ષેપે જે ભાખ્યુ વ્યાસ, હુ વિસ્તારી કહીશ અભ્યાસ;
ઇતિશ્રી ભાગવતે પ્રથમસ્કંધ, ત્રીજા અધ્યા'નો સંબધ. ૯૩
રત્ન કહે યત્ને કરી કર્યો, પીસ્તાળીશ શ્લોકે વિસ્તર્યો;

## અધ્યાય ૪ થો.

### શ્લોક.

नरवराहकुमारसुनारदामुनिवरौकपिलात्रिसुताध्वरा ॥
ऋषभसत्पृथुमत्स्यवकच्छपाभिपगथासुरमोहिनिकातथा ॥ १ ॥
नरहरिर्वीरवामनरामकावरधरासुरजोरघुनायक ॥
हरिहलायुधवुद्धसुकल्किनोनिजमवतुहरेरवतारका ॥ २ ॥

### ઇંદ્રવજ્રા.

ચોથે કહે ભાગવત પ્રબંધ,
કર્યાતણા કારણનો સંબંધ,
સંતોષ પામ્યા નહિ વ્યાસ પોતે,
શાખા કરી વેદપુરાણ જોતે ૩

---

૧—૨ શ્લોક —પુરૂષાવતાર, વરાહ, સનત્કુમાર, નારદ, નર, અને નારાયણ, કપિલ, દત્તાત્રેય, યજ્ઞ, ઋષભ, પૃથુ, મત્સ્ય, કચ્છપ, ધન્વંતરિ, મોહિની, નૃસિંહ, વામન, પરશુરામ, વ્યાસ, રામચંદ્ર, કૃષ્ણ, બળરામ, બુદ્ધ, કલ્કિ, એવા ભગવાનના ( ચોવીસ ) અવતાર પોતાના ભક્તોનું રક્ષણ કરો ૩ કર્યાતણા—ભાગવત પ્રબંધ કર્યાતણા

## રાગ કેદારો.

સુતે એમ કહ્યું જદા, મુનિએ સ્તુતિ કીધી તદા;
દીર્ઘયજ્ઞ મુનિજન કરે એ. ૪
સહુ મુનિજન મધ્યે મુખી, શૌનક નામે મહારૂખી;
ઋગ્વેદી વૃદ્ધ વિચારી ઉચ્ચરે એ. ૫

### ઢાળ.

ઉચ્ચરતા મુનિ શૌનક ત્યારે, કહો સૂત નિર્ધાર;
વક્તા મધ્યે વીર તમો કહો, પ્રશ્ન અમારૂં સાર. ૬
કથા કહો ભાગવતની અમને, ભક્તિ પ્રિય મહાપુણ્ય;
જે કથા કહે છે પરીક્ષિતને, સ્નેહ ધરી શુક મુન્ય. ૭
કવણ જુગ એ પરમ કથા થઇ, કવણ સ્થળ હરિ કીધ;
કારણ દ્વૈપાયનને કહો, કોણે એ મતિ દીધ ૮
વ્યાસતણો સૂત શુકજી કાં'વે, મહાયોગી સમદર્શી,
ભેદાભેદ નહિ જે મુનિને, એક મતિ હિતહર્ષી. ૯
માયાશયનથકી જે જાગ્યો, મઢમતિ મતિમાન;
માણસ જાણે મૂઢ સરિખો, મન ભજતો ભગવાન. ૧૦
જે કાળે સન્યાગ ગ્રહીને, શુકજી ચાલ્યા વન,
તેની પાછળ વ્યાસ પળાયા, ગ્રહેવા તે નિજ તન. ૧૧
વ્યાસ વૃદ્ધ વપુ પાછળ જાતા, વસ્ત્રસમેત શરીર;
તેને નિરખી સુરનારીએ, લજ્જાએ પે'ર્યાં ચીર. ૧૨

---

૯ હિતહર્ષી—પ્રાણીઓનુ હિત કરવામાં હર્ષવાળો ૧૦ માયાશયન—માયા રૂપી નિદ્રા ૧૨ સુરનારી—અપ્સરાઓ (જે સરોવરમા નગ્ન થઇને રમતી હતી )

વ્યાસતણો સુત મોઠ પળાયો, નગ્નતનુ શુકદેવ;
તેને દેખી સુરનારી જે, લજ્જા ન કરે એવ.　　　　૧૩
એવું કૌતુક અવલોકીને, વચન વદે મુનિ રાજ;
મારા સુતને અવલોકીને, કાં નવ કીધી લાજ.　　　　૧૪
સુરનારી કે' તારો બાળક, ભેદાભેદ ન જાણે;
નર નારી સરખી શુકજીને, ભેદાભેદ ન આણે.　　　　૧૫
એવા શુકજી મહાયોગી તે, નગરજને કયમ જાણ્યા;
ઉન્મત્ત મૂરખ મૂક સરિખા, પંડિત કેમ પ્રમાણ્યા.　　　　૧૬
કુરૂ જાંગલ જનપદને મૂકી, હસ્તિનાપુર પધાર્યા;
ગજપુર મધ્યે ગોળા સરખા, જ્ઞાની કયમ નિર્ધાર્યા.　　　　૧૭
પરીક્ષિત રાજા'રાજઋષિને, શુક કયહાં સવાદ;
શ્રીભાગવતી સાત્વત સહિતા, જેહ વિષે છે આદ્ય.　　　　૧૮
ગોદોહનવેળા લગી શુકજી, ગૃહસ્થને ઘેર રે'તા;
તેનાં મંદિર તીર્થ કરતાં, દર્શન નિજ અઘ દે'તા.　　　　૧૯
તે શુકજી પરીક્ષિતની પાસે, કયમ રહ્યા દિન સાત;
તે કહો વળી અન્ય કહો, નૃપ પરીક્ષિતકેરી વાત　　　　૨૦
અભિમન્યુકેરો અર્ભક કા'વે, ભક્તશિરોમણિ સુત;
તેનાં જે જે જન્મ કર્મ તે, અમને કહો અદ્દભુત.　　　　૨૧

---

૧૩ નગ્નતનુ—નાગા શરીરવાળો ૧૬ મૂક—મૂગો ૧૭ કુરૂ જાંગલ—
રૂ અને જાગલ નામના પ્રદેશ જનપદ—દેશ ગજપુર—હસ્તિના પુર
ાળા સરખા-ગોગમટોળ—જેના લક્ષણ ન પરખાય એવા

૧૮ સાત્વત સહિતા—વિષ્ણુ સબધી ગ્રથ ૧૯ ગોદોહનવેળા લગી -
-ગાય દોહોતા જેટલો સમય લાગે તેટલા સમય સુધી. તીર્થ—તીર્થરૂપ
'તા—દહન કરતા ૨૧ અર્ભક—બાળક

ચક્રવર્તી નૃપ પરીક્ષિત પ્રગટયો, પાંડવકુળકૃતવૃદ્ધિ,
શામાટે ગંગાતટ બેઠો, મૂકી રાજ્ય સમૃદ્ધિ. ૨૨
પરીક્ષિતપદપીઠ વિષે રિપુ, નિત્ય રહેતા શિર નામી,
ભેટ ભરેરી ભૂપતિ કરતા, પોતાના શુભકામી ૨૩
મહાદુરત્યજ નૃપલક્ષ્મીને કયમ, મૂકે પરીક્ષિત વીર,
યૌવનવયમાં જીવ તજવા, કયમ રાખ્યુ મન ધીર. ૨૪
વિષ્ણુભક્તિએ જીવે છે તે, કરવા પરઉપકાર,
પોતાને અર્થે નહિ જીવે, દીનતણા દાતાર ૨૫
લોકતણુ જે જીવન તનુ તે, કવણ કારણે પાડ્યુ;
ઘટે નહિ પરજીવન ભજન, મિથ્યા નાશ પમાડ્યુ ।। ૨૬
સુખ સંપત્તિ અતિ મોટગદાતા, લોકતણો નૃપદેહ,
વિરક્ત થઇ શામાટે પાડયો, કહોની કારણ તેહ. ૨૭
જે કિંચિત તમોને અમ પુછુ, કહો સહુ તે નિરધાર,
વેદ વિના સઘળી વાણીમાં, તમો ગયા છો પાર. ૨૮
કવણ જુગે એ કીધુ એવા, પ્રગટ કર્યા અદ્ભુત,
દ્વૈપાયનના જન્મથકી તે, ઉત્તર કહે છે સુત ૨૯

## સૂતઉવાચ

ત્રીજો જુગપરિવર્તક આવ્યો, દ્વાપર રૂપે કાળ,
વેદવ્યાસ પરાશરથી ત્યાં, પ્રગટ થયા તે કાળ ૩૦
વાસવી માતથકી મુનિ પ્રગટયા, કૃષ્ણ કળા અવતાર,
મહાજોગી શ્રુતિમારગ ભોગી, સજળ કેળાભ ડાર. ૩૧

---

૨૨ પાંડવકુળકૃતવૃદ્ધિ—પાંડવના કુળની જેણે વૃદ્ધિ કરી છે એવો ૨૩ પદપીઠ–પગના પૃષ્ઠ ઉપર ૨૪ દુરત્યજ—દુ ખે કરીને તજાય એવી ૨૬ તનુ–શરીર ૨૮ સુત બ્રાહ્મણ નહે નો માટે તેને વેદ ભણવાનો અધિકાર નહોતો, તેથી શૌનક તેને કહે છે વેદવિના ઇ૦—સ્પષ્ટ છે ૨૯ દ્વૈપાયન—વ્યાસ ૩૦ જુગપરિવર્તક–જુગનો ફેરફાર કરનારો ૩૧ વાસવી–સત્યવતી

એક સમે તે મુનિવરે કીધું, સ્નાન સરસ્વતીમાંય;
એકાકી એકાંતે આસન, વાળી બેઠા ત્યાંય. ૩૨
નિશ્ચળ અંતઃકરણ કરીને, ધરવા બેઠા ધ્યાન;
બાદરિકાશ્રમ મધ્યે બેઠા, એને ઊગ્યો ભાન. ૩૩
કાળબળે કરી ભળતા દીઠા, જુગના જે જે ધર્મ;
જુગના ધર્મ પરસ્પર ભળતા, મિશ્રિત જે જે કર્મ ૩૪
કાળતણી ગતિ કો નવ જાણે, પંડિત કેમ પ્રમાણે,
ભૂત ભવિષ્ય વિચારી જોતા, વેદવ્યાસ વખાણે ૩૫
ભૌતિક ભાવ શરીર કહાવે, તેની શક્તિ જેહ;
વેદવ્યાસે કાળબળે કરી, ઘટતી દીઠી તેહ. ૩૬
બ્રાહ્મણજીએ વળી લોક નિહાળ્યા, દુર્ભગ શ્રદ્ધાહીન,
દુર્મતિ અનિરો ઓછા આયુષ્ય, દિસતા જન દીન. ૩૭
દિવ્યચક્ષુએ જોતા મુનિવર, દુર્ભગ નરને દેખી;
સકળદૃષ્ટમુનિ વર્ણાશ્રમને, હિતની વાત વિશેખી ૩૮
વેદવિહિત જે કર્મ કહાવે, નરને કરવા સાર,
ચાર પ્રકારતણા ત્યાં હોતા, કર્મતણા કર્તાર ૩૯
યજ્ઞતણો વિસ્તાર થવાનો, કીધો એક વિચાર;
એક વેદના વેદવ્યાસે, વેદજ કીધા ચાર ૪૦
પહેલા તો ઋગ્વેદ કહાવે, યજુર્વેદ પશ્ચાત,
સામવેદ ત્રીજો ને ચોથો, કર્યો અથર્વણ જાત ૪૧
પ્રથમ વેદના ભેદ કર્યા તે, મુનિવર ચતુરસુજાણ,
પંચમ વેદ પ્રમાણ વખાણ્યો, તે ઇતિહાસ પુરાણ ૪૨

---

૩૩ નિશ્ચળ—સ્થિર ૩૮ દુર્ભગ—ભાગ્યરહિત સકળદૃષ્ટમુનિ—જેણે સઘળું જોયું છે એવા મુનિ ૯ હોતા—હોમનાર—ઋત્વિજ

પૈલમુનિ ઋગ્વેદી વિચક્ષણ, જૈમિનિ સામકવેદી;<br>
વૈશંપાયન વાડવ કીધા, યજુર્વેદીના ભેદી. ૪૩<br>
વેદ અથર્વણકેરો વક્તા, સુમંતુ મુનિ સાક્ષાત;<br>
અતિ ઉત્તમ ઇતિહાસ પુરાણી, કર્યા હર્ષે સુજતાત ૪૪<br>
નિજનિજ નિગમતણા જે મુનિએ, કીધા ભેદ અનેક;<br>
શિષ્યશિષ્ય ન તેને શિષ્યે, શાખા કીધી વિવેક. ૪૫<br>
વેદવ્યાસ નિવાસ દયાના, શ્રીભગવાન પ્રમાણ્યા,<br>
દુર્મતિનરને મનમાં ન આવે, એવા વેદ વખાણ્યા. ૪૬<br>
નારી નર ને શૂદ્ર વર્ણ ત્રયથી, ભ્રષ્ટ થયા જે કોય,<br>
વેદત્રયીનું શ્રવણ કરવા, યોગ્ય નહિ ત્યાં સોય ૪૭<br>
કર્મરૂપ કલ્યાણથકી તે, મૂઢ થયા નિર્વાણ,<br>
તેને એ આખ્યાનથકી ત્યાં, થાવા અતિ કલ્યાણ. ૪૮<br>
એ કારણ કરૂણા કરી મુનિએ, કૃત ભારતઆખ્યાન,<br>
તથાપિ મન પ્રસન્ન થયું નહિ, વ્યાસજીનુંજ નિદાન. ૪૯<br>
જદ્યપિ લોકતણું હિત કરતા, આ વિધ વ્યાસ પ્રવર્ત્યા,<br>
તથાપિ સર્વાત્માભાવેકરી, હૃદય વિષે ન નિવર્ત્યા ૫૦<br>
સરસ્વતી સુંદર તટનિકટે, બેઠા વેદવ્યાસ,<br>
હૃદય વિષે અતિ હર્ષ ન પામ્યા, કરતા શ્રુતિ અભ્યાસ. ૫૧<br>
એકાંત સ્થળ આસન બેઠા, કરતા ચિત્ત વિચાર,<br>
ધર્મજ્ઞાની મુનિવર વળતો, એમ કર્યો ઉચ્ચાર. ૫૨<br>
પ્રતિ નિકર્મ સદા છે મારી, વ્રતધારી હું સિદ્ધ;<br>
સદા કાળ મેં નિગમગુરૂ ને, પાવક પૂજા કીધ. ૫૩

---

૪૪ હર્ષ—રોમહર્ષ ૪૬ નિવાસ દયાના—દયાના સ્થાન રૂપ ૪૯ કૃત-કર્યું ૫૦ ન નિવર્ત્યા— નિવૃત્તિ પામ્યા નહિ ૫૩ પાવક—અગ્નિ

એહતણું અનુશાસન પાળું, સેવા વેદ સમાન;
ફળ અભિલાષ ધર્યો નહિ મનમાં, પૂજ્યા દેવ વિધાન. ૫૪
ભારતને મિષે મે દેખાડ્યો, વેદારથપથ પર્મ;
સ્ત્રીશૂદ્રાદિક પણ જ્યાં નિરખે, નાના વિધના ધર્મ. ૫૫
દેહતણો અભિમાની આત્મા, જીવાત્મા ત્યાં નામ;
વસ્તુગત જોતાં તે જદ્યપિ, ઇશ્વર પૂરણ કામ. ૫૬
તથાપિ તે મુજ જીવાત્મા, ત્યાં અળગો અદ્યાપ;
પરમાત્માશું તદાકાર ત્યાં, ન થયો આપોઆપ. ૫૭
શ્રવણ અને અધ્યયન કરતાં, વાધે તેજ અપાર;
બ્રહ્મચર્ય ત્યાં તેને કહે છે, પંડિત ગુણભંડાર. ૫૮
બ્રહ્મચર્ય તે મધ્યે મારો, જીવાત્મા છે મોટો;
પરમાત્મતા નવ પામ્યો તે, માટે ભાસે ખોટો. ૫૯
પ્રાયે જે જે મેં નથી નિરૂપ્યા, ભગવતમારગ ધર્મ;
જાણું છું જે તે માટે મુજ, મનનો ન ગયો મર્મ. ૬૦
પરમહંસને પ્રેમ ઘણો જ્યાં, હરિના વલ્લભ એહ;
ભાગવતના ધર્મ અહો મેં, નથી નિરૂપ્યા તેહ. ૬૧
જેણે કાળે એ વિધ વ્યાસે, લહ્યો આતમા શૂન્ય;
ખેદ પામતા મુનિવર એવે, આવ્યા નારદ મુન્ય. ૬૨
સરસ્વતીને તીરે આશ્રમ, કહ્યો પૂરવે અત્ર;
કૃષ્ણદ્વૈપાયનની પાસે, નારદ આવ્યા તત્ર. ૬૩
નારદ આવ્યા અંતરલોકી મુનિ, ઊઠ્યા આકસ્માત;
સન્મુખ જઇ ઋષિ સેવા કીધા, સંતોષ્યા સાક્ષાત. ૬૪
વ્યાસજીએ વારૂ વિધ કીધી, નારદજીની સેવ;

---

૫૪ અનુશાસન—આજ્ઞા. ૫૫ પથ—માર્ગ. ૫૬ વસ્તુગત—( વસ્તુગત્યા )—વસ્તુ રૂપે. ૬૦ પ્રાયે ( પ્રાયઃ )—વિશેષે કરીને.

પરમાદરશુ તે મુનિ પૂજ્યા, જેને પૂજે દેવ. ૬૫
ઇતિશ્રી ભાગવતે પ્રથમસ્કંધે, અધ્યાય ચારૂ ચતુર્થ;
નારદનો આગમ જે મધ્યે, વ્યાસવિબોધન અર્થ. ૬૬
જે અધ્યા' મધ્યે અતિ ઉત્તમ, ત્રેસઠ શ્લોક સુજાણ;
રત્ન કહે યત્ને કરી કીધાં, ચોસઠ પદ પ્રમાણ. ૬૭

## અધ્યાય ૫ મો.

### શ્લોક.

सरस्वतीतीरसमीरहर्षी । पराशरार्भ मभुरात्मदर्शी ॥
विस्तीर्णवेदाबुधितत्वहर्त्ता । द्वैपायन पातुपुराणकर्ता ॥ १ ॥

### રથોદ્ધતા.

પાચમે સકળ ધર્મ શોધતા,
કૃષ્ણકીર્તન મહાન બોધતા;
વ્યાસમન પરસનતા થવા,
નીતિ નારદ નિવેદતા હવા ૨

### રાગ ધન્યાશ્રી.

### સૂતઉવાચ.

નારદ આવ્યા વીણાપાણિ જી, વદન હસાવી બોલ્યા વાણી જી,
આસન બેઠા સુખ સંતોષશુ જી, જેની સત્તામા ચૌદભુવન વશ્યુ જી;

---

૬૫ વાર વિધ-સારી રીતે ૬૬ આગમ-આવવુ વ્યાસવિબોધન — વ્યાસને જાગ્રત કરવા રૂપી.

૧ શ્લોક—સરસ્વતીના કાંઠા ઉપરના પવનવડે હર્ષિત થયેલા ભગવાન આત્મદર્શી પરાશરના પુત્ર દ્વૈપાયન વ્યાસ, જેણે વિશાળ વેદસમુદ્રનો સાર કાઢ્યો છે એવા પુરાણના કર્તા મહામુનિ સર્વેનુ રક્ષણ કરો.

૨ રથોદ્ધતા— ( र, न, र, ल, ग, )

વિપ્રઋષિ જે વ્યાસનિકટે રહે છે, દેવઋષિ જે નારદ એમ કહે છે. ૩

## ઢાળ.

એમ કહે નારદ દેવઋષિ મહા—ભક્તજન મધ્યે મુખી;
હે પરાશરસુત મહાભાગ્ય, સર્વદા વરતો સુખી. ૪
કે' શરીરાભિમાની આત્મા, શરીરે સુખવંત છે ?
તમ મનોવર્તી આતમા, મનસા વડે સંતુષ્ટ છે ? ૫
તમો જાણવા જે ઇચ્છતા, સહું ધર્મકેરી સારતા;
અદ્ભુત આદર આચર્યો, તે લહુ કો' નિરધારતા. ૬
તમો મહાભારત કર્યું પૂરણ, પરમ દિવ્ય પુરાણ જે;
જ્યાં સર્વ ધર્મ પ્રકાશ ભાસે, મૂઢમતિ તમ ભાણ જે. ૭
જે સનાતન પરબ્રહ્મ છે તે, વિચારી પામ્યા તમો;
કે' તોએ શોચ્યા શિદ કરો, અકૃતાર્થશા દેખુ અમો. ૮
એમ નારદ પૂછ્યુ યદા, શ્રીવ્યાસને વિનયે કરી,
તે પછે વેદવ્યાસ વાણી, ઉચ્ચર્યા મનમાં ધરી. ૯

## વ્યાસઉવાચ.

તમો નારદ જે કહ્યુ તે, સર્વ છે મારે વિષે,
તોય તન મનને વિષે, સુખ નથી થાતુ નિમિષે ૧૦
તે અસુખનું કારણ કહો, જેહને કો જાણે નહિં;
જેહનો બોધ અગાધ નારદ, તે અમો પૂછું સહી. ૧૧

---

૩ જેની ઇ૦—સ્પષ્ટ છે ( ભગવાનના અંશ હોવાથી )
૫ મનોવર્તી—મનમા રહેનારો અર્થાત્ સૂક્ષ્મશરીર નિવાસી ૭ મૂઢમતિ ઇ૦-મુઢમતિરૂપી તમ( અંધકાર )ને નાશ કરનાર ભાણ ( ભાનુ—સૂર્ય ) જેવુ ૧૦ નિમિષે—પળ વારપણ

આત્મભૂ બ્રહ્માથકી (તમો), પ્રાકટય પામ્યા છો રૂખી,
તે માટ સહુ જાણો તમો મા'-મુનિજન મધ્યે મુખી. ૧૨
જે સર્જે પાળે સંહારે, ગુણવડે ઇચ્છાએ કરી;
કાર્ય કારણ નિયતાપણ, અસંગી જે છે હરિ ૧૩
તે કૃષ્ણ પુરૂષપુરાણ મુનિ, તમો ઉપાસ્યા એકાંતમાં;
તે માટ ગુહ્ય સમસ્ત જાણો, પ્રમાણે પરમાતમા. ૧૪
(તમો) ત્રૈલોકમાંહે અટણ કરતા, અર્કવત્ દેખો સદા;
વાયુવત્ અંતર જઇ મન, વરતી જાણો સર્વદા. ૧૫
મે જોગથી પરબ્રહ્મ મધ્યે, સ્નાન કીધુ છે સહી,
વળી વ્રતાચરણે વેદપથમા, સ્નાન મે કીધુ રહી. ૧૬
તે માટ એવા હુ વિષે જે, ન્યૂન સાધનતા લહો;
શ્રીવ્યાસ કે' નારદ મુનિને, વિચારી મુજને કહો ૧૭

## શ્રીનારદઉવાચ.

શ્રીવ્યાસની વાણી સુણીને, વદે નારદજી સહી,
તમે તો ભગવાનજીના, વિમળ જશ ગાયા નહિ. ૧૮
ભગવાન જશ પાખે તમો જે, ધર્મ વર્ણનના કરી;
તે એક ધર્મજ્ઞાનથી, સતોષ નવ પામે હરિ. ૧૯
ભગવાન સંતોષ્યા નહિ, એટલી તમમાં ન્યૂનતા;
શ્રીકૃષ્ણને સંતોષશો મુનિ ! તદા થાશે પૂર્ણતા ૨૦
જ્યમ ધર્મ નાના ભાત્યના, મુનિ શિરોમણિ વર્ણવ્યા;
ત્યમ મુખ્ય માની વ્યાસજી, ગોવિંદના ગુણ નવ કવ્યા. ૨૧

---

૧૨ પ્રાકટ્ય—પ્રકટપણુ. ૧૩ ગુણવડે–માયાના ગુણવડે ૧૪ પુરૂષપુરાણ—પુરૂષોમા જુનો (આદિ) પુરૂષ—ઈશ્વર

જો ચતુર્ભુજચરિત્ર વિણ, નરચતુરતા વાધે ઘણી;
તોય મિથ્યા માનવું, મુનિ કરે નિંદા તેતણી. २२

જે વચનમાં પદ પરમ સુંદર, અને કૃષ્ણકથા નહિ;
જક્ત પાવન પરમ હરિજશ, જે વિષે વર્ણ્યો નહિ. २३

તે વચન વાયસતણું, તીરથ લહો નિછારા સમે;
જ્યાં હંસ હરિજન માન-સરોવર વાસી પ્રીતે નવ રમે. २४

ગોવિંદગુણવિણ વચન ચાતુરી, લહો નિછારાજશી;
જ્યાં કાક સરખા રમે કામી, જે વિષય રસના રસી. २५

(પણ) સત્ય માનસ વિષે રમતાં, હંસ સમ કો વય નહિ;
તે બ્રહ્મવાસી કૃષ્ણવર્જિત, કથા માન્ય કરે નહિ २६

તે વચનનો ઉચ્ચાર ઉત્તમ, અખિલ જનપદ આચરે;
જ્યાં યશો અંકિત નામ હરિનાં, સાધુજન શ્રવણે ધરે. २७

જ્યાં પ્રતિશ્લોક પ્રબંધમાં, અપશબ્દતા દીસે ઘણી;
તોય હરિગુણયુક્ત વાણી, સર્વ ગ્રંથ શિરોમણિ. २८

તે સાધુ પુરૂષ સાંભળે, હરિનામનો વક્તા સતે;
વળી કહે કો શ્રોતા સતે, કો ગાય વળી મનને મતે. २९

જો નિરંજન નિઃકર્મ નિર્મળ, જ્ઞાન છે જ્ઞાનીતણું;
તે તોય અચ્યુતભક્તિવર્જિત-થકું નવ શોભે ઘણું. ३०

તો સાધનનાં ફળ પામતાં, જે કર્મ દુઃખદાતા સહી;
તે કામ અથવા અકામી, કે' ઇશને અર્પ્યું નહિ. ३१

તે કર્મ શોભે ક્યાંથકી, જે ભક્તિ પાખે આચરે;
તે માટ વેદવ્યાસજી, હરિચરિત્રનુ વર્ણન કરે. ३२

---

२४ નિછાગ સમે—નિછારા ( મેલ-અગદા ) સરખુ રસી—રસવાળા.
२६ વય—પક્ષી. २७ જનપદ—દેશ. યશો અંકિત—યશરૂપી નિશાનીવાળા.
२९ સતે—છતા.

હવે હરિનાં ચરિત્ર ચેષ્ટા, વર્ણવો મન સ્થિર કરી,
જે ચરિત્ર સુણતાં સાધુ જન, અવતાર પામે નવ ફરી　　૩૩
તમો ભાગવાન મુનિવર, સત્યવાદી છો સદા;
યથાર્થ જાણોછો શુચિવ્રત, આચરોછો સર્વદા.　　૩૪
તે માટ તમને કહુ જે કો, કૃષ્ણચેષ્ટા પરહરે;
અન્ય મતિ ને અન્યઅર્થે, અન્યનું વર્ણન કરે　　૩૫
તે વિવિધ વર્ણન કરતામાં, નામ રૂપ કહે બહુ;
તે થકી મતિ સદા નિર્મળ, ઠામ નવ પામે કહુ.　　૩૬
પવન મારે ડોલતી જ્યમ, નવ રહે નોકા રતિ,
તથા મતિ નિશ્ચળ નહિ તે, અન્ય ભક્ત્યનવસ્થિતિ　　૩૭
તમો મહાભારત કર્યું ત્યા, દોષ સામો છે બહુ,
ધર્મ ઠામ અધર્મ પ્રગટયો, સાભળો તમને કહુ.　　૩૮
સ્વભાવે સંસારમા નર, સકામિક વર્તે સહુ,
તમો કામિકકર્મ નિંદિત, વખાણ્યા તેમા સહુ　　૩૯
તમારા વાક્યથી નર, વિશ્વાસ દૃઢ પામી રહ્યા,
મુખ્ય ધર્મજ એહ છે એમ, કામ્યકર્મ વિષે ગ્રહ્યા.　　૪૦
પછે વિદ્વજ્જન વારી ગયા તે, જ્યારથ માને નહિ,
પ્રવૃત્તિ માર્ગ વિષે વવા'યા, સત્યમતિ મુખમા રહી　　૪૧
તે માટ એ અન્યાય, મુનિવર તમારો માનુ અમો;
જે મહાભારત વિષે કામિક, કર્મ ઉપદેશ્યાં તમો　　૪૨
જો પ્રવૃત્તિપથ નિષેધ કરીને, નિવૃત્તિમા હરિને લહે,

---

૩૭ રતિ—લગાર અન્ય ઇ૰—બીજાની ભક્તિએ કરીને અવસ્થિતિ (સ્થિરતા) વિનાની (મતિ) ૩૯ સકામિક—ઇચ્છાવાળા કામિકકર્મ—કામ્યકર્મ નિંદિત—(કર્મનુ વિશેષણ) ૪૧ વારી ગયા—અટકાવી ગયા —કામ્યકર્મ ન કરવા યોગ કહેતા ગયા

( તો ) કૃષ્ણજી કીર્તન કામ શુ, આ શંકાનો ઉત્તર કહે. ૪૩
કો નિપુણ નરની નિવર્તી જો, સર્વ કારજવાસના,
તદાનદસ્વરૂપવિભુની, થાય મનમા ભાસના ૪૪
તો પ્રવૃત્તિવર્તિક પુરૂષને, કયમ થાય જ્ઞાન સ્વરૂપનુ ,
જે દેશ કાળ અપાર આત્મા, અર્પિત ઇશ અનુપનુ ૪૫
તે માટ ગુણાકાર નરનુ (તે), સગુણ કહી સશે' દહો,
કામ્યકારજ તજાવીને, કૃષ્ણની ચેષ્ટા કહો ૪૬
હવે કે' છે તજાવીને, નિમિત્તિક ને નિત્યતા,
હરિભક્તિ એ ઉપદેશવી, એવુ કહે છે સત્યતા ૪૭
નિજ ધર્મ મૂકી પદામ્બુજ, પરમેશનુ જે કો ભજે,
તે ભજન પથમા ના રહ્યો (જો), અધૂરો થકો તેને ત્યજે ૪૮
તોય જ્યા ત્યા તે ભક્તિ કરતા, સુયોનિમા અવતરે,
તોએ દુષ્ટ ગતિ પામે નહિ ફરી ભક્તિ કેશવની કરે ૪૯
ભક્તિ નાર સહી આ પુરૂષને, ભક્તિપથવાળી જડે,
પણ ભક્તિ પાખે ધર્મ પોષે, પડ્યો તે ફરી નવ ચઢે ૫૦

---

૪૩ થી ૬૦—જો કર્મ કરવા રૂપ પ્રવૃત્તિ માર્ગને નિદ્ય ( નિદવાયોગ્ય ) કરીને નિવૃત્તિ માર્ગ( કર્મથી વિરામ પામવા રૂપ માર્ગ—કર્મ ન કરવા રૂપ માર્ગ )નો આશ્રય કરવાથી હરિ મળતા હોય તો પછી કૃષ્ણનુ કીર્તન પણ શુ કરવા કરવુ ? એ આશંકાનો ઉત્તર કહે છે

૪૪ નિવર્તી—નિવૃત્ત પામી તદાનદસ્વરૂપવિભુની—ત્યારે આનદસ્વરૂપ પરમાત્માની ૪૫ તો ૪૦-તો (સર્વને આત્મસ્વરૂપનુ પ્રત્યક્ષ ભાન થવુ સુલભ નથી માટે ) પ્રવૃત્તિમા વર્તનારા પુરૂષને દેશકાળવડે અનત એવા આત્માને વિષે અર્પણ કર્યા છે ગુણો જેણે એવા અનુપમ ઇશનું જ્ઞાન ક્યાંથી થાય ?

૪૬ ગુણાકાર નરનુ સગુણ ઇશ્વરનુ કામ્યકારજ—કામ્ય ( સવાસનિક) કર્મ ૪૭ નિમિત્તિક—નૈમિત્તિક કર્મ નિત્યતા—નિત્ય કર્મ ૫૦ પોષે—પોષણ કરે-આચરે

કોઇ કે'શે ધર્મ પાળ્યે, પિતૃલોક પામે સહી;
કહે નારદ નિરર્થક પિતૃયે ક, ત્યાં સુખની સ્થિરતા નહિ ૫૧
તે વસ્તુ ઉત્તમ પામવાનું, યત્ન કરવું પંડિતે;
અધ ઉર્ધ્વલોકે સુખ કરે ને, તાપત્રયને જે હતે. ૫૨
ઉપરિતન બ્રહ્મા લગી ને, વળી અધો સ્થાવરતા યહાં;
ભ્રમણ કરતાં જીવ શોધે, યત્ન બહુ કરવો ત્યહાં. ૫૩
વિષયસુખ પ્રારબ્ધવશથી, નરકમાં પણ પામિયે;
જ્યથા દુઃખ અણગમ્યું આવે, તથા સુખ પણ પામિયે. ૫૪
વળી જે કહ્યુ જનમાન્તરે પણ, ભક્તિરસ ભૂલે નહિ;
તે અર્થ પુનરપિ સ્પષ્ટ કરીને, કહે નારદજી સહી. ૫૫
જે કુયોનિ પામ્યાથકા પણ, કૃષ્ણસેવક છે સહી;
સકર્મીવત્ કદાચિત્, સંસાર ફરી પામે નહિ. ૫૬
આનંદકંદમુકુંદપદઆલિંગનસુખ સમરે ફરી,
તે ફરી તજવા ન ઇચ્છે હરિ–ભક્તિરસ વ્યસને કરી. ૫૭
પ્રાધાન્ય હરિજશ વર્ણવો, એમ ઉચર્યું મુનિ નારદે;
તે હવે કે' ભગવાન કેવો, કવણ લીલા તે વદે. ૫૮
આ વિશ્વ તે ભગવાન છે, ભગવાન એથી એકલો;
પરપંચ હરિથી પ્રકટ નહિ, પરપંચથી હરિ વેગળો. ૫૯

---

૫૨ અધઉર્ધ્વલોક—પાતાળ અને સ્વર્ગ લોક. તાપત્રય—અધ્યાત્મ વગેરે હતે–હણે. ૫૩ ઉપરિતન—ઉપર. અધો—નીચે સ્થાવરતા—સ્થાવર વસ્તુ ૫૬ સકર્મીવત્—કર્મ કરનારની પેઠે

* ૫૭ કેમ સસાર ન પામે તેનુ કારણ કહે છે. આનદ પૂ૦—પૂર્વ જન્મમા થયેલુ આનદકદ એવા મુકુંદના પદના આલિગનનુ સુખ તે ફરીને સભાર છે માટે. ૫૮ પ્રાધાન્ય–મુખ્યત્વે કરીને. ૫૯ પરપચ–(પ્રપચ) સંસાર.

( તો ) કૃષ્ણજી કીર્તન કામ શું, આ શંકાનો ઉત્તર કહે. ૪૩
કો નિપુણ નરની નિવર્તી જો, સર્વ કારજવાસના;
તદાનંદસ્વરૂપવિભુની, થાય મનમાં ભાસના. ૪૪
તો પ્રવૃત્તિવર્તિક પુરૂષને, કેમ થાય જ્ઞાન સ્વરૂપનું ;
જે દેશ કાળ અપાર આત્મા, અર્પિત ઇશ અનુપનું. ૪૫
તે માટ ગુણાકાર નરનું (તે), સગુણ કહી સશે' દહો,
કામ્યકારજ તજાવીને, કૃષ્ણની ચેષ્ટા કહો. ૪૬
હવે કે' છે તજાવીને, નિમિત્તિક ને નિત્યતા,
હરિભક્તિ એ ઉપદેશવી, એવું કહે છે સત્યતા ૪૭
નિજ ધર્મ મૂકી પદાબુજ, પરમેશનું જે કો ભજે,
તે ભજન પથમાં ના રહ્યો (જો), અધૂરો થકો તેને ત્યજે ૪૮
તોય જ્યાં ત્યાં તે ભક્તિ કરતા, સુયોનિમાં અવતરે,
તોએ દુષ્ટ ગતિ પામે નહિ, ફરી ભક્તિ કેશવની કરે ૪૯
ભક્તિ નાર સહી આ પુરૂષને, ભક્તિપથવાળી જડે,
પણ ભક્તિ પાખે ધર્મ પોપે, પડયો તે ફરી નવ ચઢે ૫૦

---

૪૩ ને ૪૦—જો કર્મ કરવા રૂપ પ્રવૃત્તિ માર્ગને નિંદ્ય ( નિંદવાયોગ્ય ) કરીને નિવૃત્તિ માર્ગ( કર્મથી વિરામ પામવા રૂપ માર્ગ—કર્મ ન કરવા રૂપ માર્ગ )નો આશ્રય કરવાથી હરિ મળતા હોય તો પછી કૃષ્ણનું કીર્તન પણ શું કરવા કરવું ? એ આશંકાનો ઉત્તર કહે છે

૪૪ નિવર્તી—નિવૃત્ત પામી તદાનંદસ્વરૂપવિભુની—ત્યારે આનંદસ્વરૂપ પરમાત્માની ૪૫ તો ૪૦—તો ( સર્વને આત્મસ્વરૂપનું પ્રસક્ષ ભાન થવું સુલભ નથી માટે ) પ્રવૃત્તિમાં વર્તનારા પુરૂષને દેશકાળવડે અનંત એવા આત્માને વિષે અર્પણ કર્યા છે ગુણો જેણે એવા અનુપમ ઇશનું જ્ઞાન ક્યાંથી થાય ?

૪૬ ગુણાકાર નરનું—સગુણ ઇશ્વરનું કામ્યકારજ—કામ્ય ( સવાસનિક) કર્મ ૪૭ નિમિત્તિક—નૈમિત્તિક કર્મ નિત્યતા—નિત્ય કર્મ ૫૦ પોપે—પોષણ કરે—આચરે

કોઇ કે'શે ધર્મ પાળ્યે, પિતૃલોક પામે સહી;
કહે નારદ નિરર્થક પિતૃલોક, ત્યાં સુખની સ્થિરતા નહિ. ૫૧
તે વસ્તુ ઉત્તમ પામવાનું, યત્ન કરવું પંડિતે;
અધ ઉર્ધ્વલોકે સુખ કરે ને, તાપત્રયને જે હતે. ૫૨
ઉપરિતન બ્રહ્મા લગી ને, વળી અધો સ્થાવરતા યહાં;
ભ્રમણ કરતાં જીવ શોધે, યત્ન બહુ કરવો ત્યહાં. ૫૩
વિષયસુખ પ્રારબ્ધવશથી, નરકમાં પણ પામિયે;
જથા દુઃખ અણગમ્યું આવે, તથા સુખ પણ પામિયે. ૫૪
વળી જે કહ્યું જનમાન્તરે પણ, ભક્તિરસ ભૂલે નહિ;
તે અર્થ પુનરપિ સ્પષ્ટ કરીને, કહે નારદજી સહી. ૫૫
જે કુયોનિ પામ્યાથકા પણ, કૃષ્ણસેવક છે સહી;
સકર્મીવત્ કદાચિત્, સંસાર ફરી પામે નહિ. ૫૬
આનંદકંદમુકુંદપદઆલિંગનસુખ સમરે ફરી;
તે ફરી તજવા ન ઇચ્છે હરિ–ભક્તિરસ વ્યસને કરી. ૫૭
પ્રાધાન્ય-હરિજશ વર્ણવો, એમ ઉચર્યું મુનિ નારદે;
તે હવે કે' ભગવાન કેવો, કવણ લીલા તે વદે. ૫૮
આ વિશ્વ તે ભગવાન છે, ભગવાન એથી એકલો;
પરપંચ હરિથી પ્રકટ નહિ, પરપચથી હરિ વેગળો. ૫૯

---

૫૨ અધઉર્ધ્વલોક—પાતાળ અને સ્વર્ગ લોક. તાપત્રય—અધ્યાત્મ વગેરે. હતે—હણે. ૫૩ ઉપરિતન—ઉપર. અધો—નીચે. સ્થાવરતા—સ્થાવર વસ્તુ.૫૬ સકર્મીવત—કર્મ કરનારની પેઠે.

૫૭ કેમ સંસાર ન પામે તેનું કારણ કહે છેઃ આનંદ ૯૦—પૂર્વ જન્મમાં થયેલું આનંદકંદ એવા મુકુંદના પદના આલિંગનનું સુખ તે ફરીને સંભાર છે માટે. ૫૮ પ્રાધાન્ય—મુખ્યત્વે કરીને. ૫૯ પરપંચ-(પ્રપંચ) સંસાર.

જેના થકી આ જગતનાં સ્થિતિ, નાશ સંભવ સભવે;
તે તમો આપણપે લહો છો, કવણ તમને શીખવે? ૬૦
આચાર્યયુત જાણે સહુ, એ વેદવાકય પ્રમાણવા;
અમો ઇશ્વર એક દેશે, ઓળખાવ્યા જાણવા. ૬૧
તમારો આચાર્ય શો, અવતાર ઇશ્વર છો હરિ;
હવે આશંકા ધરીને, ઉચ્ચરે નારદ ફરી. ૬૨
હે સકળદૃષ્ટિ સાંભળો, તમો આપ આપણપું લહો;
પર પુરૂષ પરમાતમાના, અંશ તે એને કહો ૬૩
એ અજન્મા પણ જગતને, કલ્યાણ કરવા અવતર્યા,
તેમાટ હરિનાં પરાક્રમ, વર્ણવો ભક્તિએ ભર્યા. ૬૪
પુરૂષને તપતણું ને, શાસ્રતુ ફળ એવુ લહ્યુ,
વળી યજ્ઞ દાન સુબુદ્ધિનુ, ફળ એટલુ કવિએ કહ્યુ ૬૫
સહુ સુકૃતનુ ફળ એહ ઉત્તમ–શ્લોકગુણવર્ણન કરે;
સત્સગતે હરિ મળે નિજ, દષ્ટાંત નારદ ઉચ્ચરે. ૬૬
અહો મુનિવર સાભળો, દષ્ટાતપથ મારો ઘણો;
હુ પૂર્વ કલ્પે પૂર્વ જન્મે, પુત્ર દ્વિજદાસીતણો ૬૭
જેની દાસી માત મારી, તે દ્વિજે હિત વાધવા,
હુ બાલવયમા મોકલ્યો, મહાનતસેવા સાધવા. ૬૮
ત્યા ચતુર્માસે મળી રે'વા, મુનિશ્વર આવ્યા યદા,

---

૬૦ સભવ–ઉત્પત્તિ આપણપે–પોતાની મેળે ૬૧ આચાર્યયુત ઇ૦–દમાવે કહ્યુ છે કે " આચાર્ય ( ગુરૂ ) યુત ( વાળો ) પુરૂષ ઇશ્વરને જાણે છે, એ વાકયનુ પ્રમાણ કરવા મે ( નારદે ) તમને ( વ્યાસને ) એક દેશે ( એક પક્ષે ) ઇશ્વર ઓળખાવ્યા અર્થાત્ વેદના વચનને માન આપવાને હુ તમારો ગુરૂ થયો છુ, નહિ તો તમો ગુરૂરૂપજ છો ૬૩ સકળદૃષ્ટિ—સર્વજ્ઞ આપણપુ–પોતના સ્વરૂપને ૬૬ ઉત્તમશ્લોક—ભગવાન ૬૭ દૃષ્ટાતપથ—દૃષ્ટાતનો મારગ

તેઓની તેણુ સેવા કરવા, હુજ મૂક્યો સર્વદા. ૬૯

હું ચપળતા મૂકી રહ્યો, અતિ શાંત બાળક દીસતો;
રમતમારગ નવ જતો, મુનિ મધ્ય હેતે હીસતો. ૭૦

હું સદા સુશ્રૂષા કરૂં ને, સ્વલ્પ વાયક ઉચ્ચરૂં;
પછી કૃપા કીધી મુનિવરે, મુજ અનુગ્રહનું મન ધર્યું. ૭૧

ભિક્ષાતણા ભાજન વિષે, ઉચ્છિષ્ટ જે વળગી રહે;
એક વેળા અશન મારે, જોગીજન જ્યારે કહે. ૭૨

તે ભક્તભાજન શેષથી, ત્યાં અખિલ અઘ મારૂં ગયુ;
એમ કરતાં અનુક્રમથી, પછે મન નિર્મળ થયુ. ૭૩

તેમને ઉચ્છિષ્ટઅશને, તેહવી મતિ ઊપની,
હરિભજન મન ભાવ પ્રગટ્યો, રૂચિ થઇ હરિરૂપની. ૭૪

ત્યાં ગાન કરતા પ્રશ્ન ઉત્તર, કથા કૃષ્ણતણી સુણુ;
મુનિ અનુગ્રહથી મનોહર, હરિકથા સાંભળતો ઘણું. ૭૫

તે શુદ્ધ શ્રદ્ધાએ સુણી મે, કથા ત્રિભુવનભૂપની;
પછે ત્યા પરમેશ મધ્યે, પ્રીત્ય મુજને ઉપની. ૭૬

શ્રવણવલ્લભ હુ સદા, પરમેશની પામ્યો રૂચિ;
મહામુનિ ! મારી પછી, મતિ થઇ અસ્ખલિતા શુચિ. ૭૭

જેણીએ મતિએ કરી હુ, યથારથ જાણુ સહુ;
સ્થૂલ સૂક્ષ્મ દેહ બે નિજ, અવિદ્યા કલ્પ્યા લહું. ૭૮

હુ બ્રહ્મમય મારે વિષેથી, અવિદ્યા અળગી થઈ;
જેણીએ મતિએ કરી મુજ, કર્કશતા દૂર થઇ ગઇ ૭૯

---

૭૧ સુશ્રૂષા–સેવા ૭૨ ભાજન–પાત્ર અશન—ભોજન ૭૭ શ્રવણ-વલ્લભ—સાભળવાની પ્રીતિવાળો. અસ્ખલિતા—માયા રહિત—નિર્મળ ૭૯ કર્કશતા—મનની કઠણતા

શુદ્ધ બુદ્ધ પદાર્થ જાણે, દેહની ભ્રમતા ટળી,
હવે કહે છે રજ તમસવિણ, ભક્તિ દૃઢ પ્રગટી વળી. ૮૦
એમ શરદઋતુ વર્ષાઋતુ મેં, વિમળ હરિજશ સાભળ્યું;
મહાપુરૂષ મુનિએ વિખાણ્યુ તે, પ્રમાણ્યુ મનથુ મળ્યું. ૮૧
એમ નિરંતર ચર્ચા સુણી ને, ભક્તિ શ્રીહરિની હવી;
તમોરજ ટાળી કરીને, સત્વ રૂપે સભવી. ૮૨
હું એહવો અનુરક્ત ને વળી, વિનયવત અપાતકી;
શાંત બાલક સદા પાલક, શુદ્ધ મન શ્રદ્ધાથકી. ૮૩
તે માટ મુનિવર ! મુને મુનિએ, જ્ઞાન ગુહ્ય કહ્યું ઘણું;
દયા કીધી દીન હિત જ્યારે, થયું મન જાવાતણું. ૮૪
તે જ્ઞાન અતિશે ગુહ્ય છે, સાક્ષાત ભગવંતે કહ્યુ;
હવે કહે છે જેથકી મે, ચરાચર સર્વે લહ્યું. ૮૫
જે જ્ઞાનથકી ભગવાન વેદ્યા, વાસુદેવતણી સતી;
માયાતણો મહિમા લહ્યો, જેથકી તત્પદની ગતિ ૮૬
હવે તત્પદ સાધવાને, ગુહ્ય કર્મ કહે ઋષિ,
જે ગુહ્ય ધર્મ પ્રકાશ સુણતાં, સર્વજન થાશે સુખી. ૮૭
મુનિ સૂચવ્યુ મે તાપત્રૈણે—તણુ ઔષધ એહ છે;
ભગવાન ઇશ્વર બ્રહ્મમધ્યે, કર્મઅર્પણ જેહ છે. ૮૮
વળી કોઇ કેંશે કર્મ તો, સંસારકારણ કાંવશે;

---

૮૧ સાભળ્યુ—હરિજશ (યશસ્ શબ્દ નપુંસક છે માટે) મહાપુરૂષ ઇ૦—મહાપુરૂષ એવા મુનિઓએ જે હરિનુ સ્વરૂપ વખાણ્યુ હતુ તે મને મળ્યુ એમ મે મનથી પ્રમાણ્યુ

૮૩ અનુરક્ત—પ્રીતિવાળો અપાતકી—પાપ વિનાનો ૮૪ દીનહિત–દીનનુ હિત ઇચ્છીને ૮૬ વેદ્યા–જાણ્યા વાસુદેવ-ભગવાન તત્પદ-ની–તેના પદની.

તેજ પોતે કર્મ કથમ, સંસારનું નાશન થશે. ૮૯
તે ભેદ સામગ્રીતણો, જે કર્મ કાપે કર્મને,
તેહનુ દૃષ્ટાંત નારદ, કહે ઉત્તમ ધર્મને. ૯૦
જ્યા આમય ઉપજે, જે ઘૃતાદિક દ્રવ્યે કરી;
તે ઘૃતાદિક બીજે પ્રકારે, પ્રયોજ્યે રૂજલે હરી. ૯૧
ત્યમ કર્મ જે પુરૂષે કર્યાં, સંસારનુ કારણ કહે;
તે કર્મ ઇશ્વરને સમર્પ્યે, સર્વ આપણપુ દહે. ૯૨
એટલામા જાણવી મુનિ, અનુત્તમતા એહની;
પ્રથમ સેવા સંતની, તેથકી કરૂણા તેહની. ૯૩
સતકરૂણાથકી સજ્જન, ધર્મશ્રદ્ધા સંપજે,
શ્રદ્ધાથકી ભગવતકથામા, શ્રવણ આદર ઉપજે ૯૪
શ્રવણથી હરિ પ્રીતિ પ્રત્યે, પૃથક એ તનુ ભાનતા;
તેથકી દ્રઢ ભક્તિ, ભક્તિથી, કૃષ્ણતત્વજ્ઞાનતા. ૯૫
પછે કૃષ્ણની કૃપાથકી, સર્વજ્ઞતાદિક જેહ છે,
ભગવાન ગુણ પોતાવિષે, એમ અનુત્તમતા એહ છે. ૯૬
કોઇ કહેશે જ્ઞાનથી, અજ્ઞાનકર્મ ગળે સહી;
જ્ઞાન ભક્તિએ ઉપજે તો, બ્રહ્માર્પણ મતિ કાં નહિ ૯૭

---

૮૯ નાશન-નાશનુ સાધન ૯૦ ભેદ સામગ્રીતણો-સામગ્રી( સાહિત્ય )ના ભેદથી-જૂદા સાહિત્યનો યોગ થવાથી-સાહિત્ય બદલાવાથી

૯૧ જ્યા ઇ૦-જેમ ઘૃતાદિકથી આમય ( રોગ ) ઉપજે છે, પણ તેનો જૂદા પદાર્થો સાથે યોગ કરીને આપવાથી તેજ ઘૃત રૂજ રોગને હરીલે-છે ૯૩ અનુત્તમતા-શ્રેષ્ઠતા ૯૪ સંપજે-સાંપડે—પ્રાપ્ત થાય

૯૫ પૃથક્ ઈ —એ તનુ ( સ્થૂળ અને સૂક્ષ્મ ) પૃથક ( જૂદા ) છે એવુ ભાન થાય છે જ્ઞાનતા-જ્ઞાન.

૯૬ ભગવાન ઇ૦—ભગવાનના સર્વજ્ઞતા વગેરે ગુણ પોતાનામાં ( ભક્તમા ) આવે ૯૭ બ્રહ્માર્પણ-બ્રહ્મને સર્વ કર્મ અર્પણ કરવા મુ ૬

શ્રીકૃષ્ણને સંતોષવાને, કર્મ જે કરીએ યહાં;
ભક્તિયોગે જ્ઞાન તત્વ—જ્ઞાન આવેછે ત્યહાં. ૯૮
ભગવાનની શિક્ષાથકી, જે કર્મ નાના આચરે;
તે કૃષ્ણને નિત્યે સ્મરે, ગુણ નામ ગાન સદા કરે ૯૯
તે માટ કર્મવિનાશ જાણો, સમર્પણકર્મે કરી;
ભગવાન શિક્ષા પાર્થને, ગીતા વિષે બોલ્યા હરિ ૧૦૦
શ્રવણકીર્તનતણું કારણ, કૃષ્ણઅર્પણ કર્મ છે,
હવે કે' છે તેહ કર્મજ, જ્ઞાનકારણ પર્મ છે. ૧૦૧
ओंनमोभगवतेतुम्यवासुदेवायधीमहि ।
प्रद्युम्नायानिरुद्धायनम सकर्षणायनमोसहि ॥ ૧૦૨
ઇતિ મૂર્ત્યભિધાનથી એ, મન્ત્રમૂર્ત્તિ અમૂર્ત્તિને;
યજ્ઞપુરૂષને યજે, જે સર્વજ્ઞાનસ્ફુર્તિને. ૧૦૩
તેહ નરને જડે સમ્યક્, તત્વદર્શનતા ખરી;
હવે કે' છે એમ કરતા, મુને સ્મૃતિ આવી ખરી. ૧૦૪
પોતાતણો ઉપદેશ મે, પાળ્યો નિહાળી કેશવે,
જ્ઞાન ને ઐશ્વર્ય આપ્યું, ભક્તિ નિજ આપી હવે ૧૦૫
તમો પણ અતિ શાસ્ત્રવિત્, તે માટ હરિજશ વર્ણવો;
જ્યા જ્ઞાન જ્ઞાનીતણું થાકે, એહવો જશ (કહો) અભિનવો. ૧૦૬

---

૯૯ નાના—અનેક પ્રકારના-૧૦૨ ઓમ્—બ્રહ્મનો વાચક નમો ઈ૦—તમો ભગવાન્ વાસુદેવનુ હું ધ્યાન કરૂં છું. પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સંકર્ષણ, એવા તમોને નમસ્કાર છે સહિ—પ્રાસપૂરણાર્થક—નિશ્ચય

૧૦૩ ઇતિ—એ પ્રમાણે મૂર્ત્યભિધાનથી—મૂર્ત્તિ રૂપી નામથી મન્ત્ર મૂર્ત્તિ—મન્ત્ર રૂપ મૂર્ત્તિ અમૂર્ત્તિ-રૂપરહિત યજ્ઞપુરૂષ—ભગવાન્ યજે-પૂજે. સર્વજ્ઞાનસ્ફુર્ત્તિને—સર્વ પ્રકારનુ જ્ઞાન જેને પ્રાપ્ત છે એવા ભગવાનને ૧૦૪ મુને—નારદને ૧૦૬ શાસ્ત્રવિત્—શાસ્ત્રને જાણનારા. અભિનવો—નવો.

કૃષ્ણજશવિણ દુઃખપીડિત, લોક સુખ પામે નહિ;
તે માટ હરિજશ વર્ણવો, એમ નારદ શિક્ષા કહી. ૧૦૭

ઇતિશ્રીમદ્ભાગવત, પુરાણ પ્રથમસ્કંધમાં;
પાંચમો અધ્યાય નારદ, વ્યાસગોષ્ટિ સંબંધમાં. ૧૦૮

શ્લોક છે અધ્યા' વિષે, ચાળીશ ઇશ્વરતત્વના;
રત્ન કે' યત્ને કર્યાં પદ, સાત ને શત તત્વનાં. ૧૦૯

## અધ્યાય ૬ ઠો.

### શ્લોક.

द्वैपायनांतःकरणप्रकाशप्रभाकरःसिद्धसभाविभूषः ॥
दुःशास्त्रसिद्धांतसमूहहारीश्रीनारदःपातुपरोपकारी ॥ १ ॥

### ભુજંગપ્રયાત.

હવે ષષ્ટમે વ્યાસ વિશ્વાસકારી,
કહ્યું નારદે પૂર્વનું ભાગ્ય હારી;
હરિભક્તથી ભાગ્ય મારૂં થયું છે,
ઇતિ નારદે વ્યાસજીને કહ્યું છે.

### સૂતઉવાચ.

### ઢાળ.

સૂત કહે એમ સાંભળ્યું, તે સમે વેદવ્યાસ;
દેવઋષિ નારદતણાં જે, જન્મકર્મવિલાસ. ૩

૧૦૮ વ્યાસગોષ્ટિ—વ્યાસની વાતચિત. ૧ શ્લોક—વ્યાસ મુનિના અંતઃકરણમાં પ્રકાશ કરનાર સૂર્ય જેવા, સિદ્ધ લોકોની સભાના અલંકાર રૂપ, દુષ્ટ શાસ્ત્રોના સિદ્ધાંતના સમુદાયનો નાશ કરનાર એવા પરોપકારી શ્રીનારદ સર્વેનું રક્ષણ કરો. ૨ ઇતિ—એવું—એ પ્રમાણે.

પછે નારદ પ્રત્યે પુછે, સત્યવતીનો તન;
નારદ જે આચર્યું, તે આચર્યાનું મન. ૪

## શ્રીવ્યાસઉવાચ.

જ્યારે ગયા ભિક્ષુક દૂર તે, વિજ્ઞાનના દાતાર;
ત્યારે બાલ્યવયમાં તમો નારદ, કર્યો કોણ પ્રકાર. ૫
હે સ્વયભૂભવ પછે ઉત્તર, રહ્યું આયુષ્ય જેહ;
તે કોણ રીતે નિર્ગમ્યું, કયમ તજ્યો અંતે દેહ. ૬
પૂર્વ કલ્પતણું તમારૂં, જ્ઞાન એ સુર સાર;
કલ્પાંત કાળે કાં ન ટળ્યું, કહો તે નિરધાર. ૭

## શ્રીનારદઉવાચ.

હવે નારદ ઉચ્ચરે, સાભળો વેદવ્યાસ;
વિજ્ઞાનના દાતાર ભિક્ષુક, ગયા તીર્થનિવાસ. ૮
*ત્યારે બાલ્યવયમાં વર્તતો, કૃતકાળનિર્ગમ આમ,*
તે કહે ત્રય શ્લોકમાં, વ્યાસને નારદસ્વામ. ૯
તે સમે મારી માતને, હું એક પુત્ર પ્રમાણ;
તે શુ કરે પર કિંકરી, યોષિતા મૂઢ અજાણ. ૧૦
મારે જનુનીવિણ કો, નહિ અન્ય સહાય;
મુજ માત મારે વિષે બાંધ્યો, પ્રેમ ક્ષેમ ઉપાય. ૧૧
તે પરાધીન શું દીન નિજ બળ-હિન હુતી માત;
જતન કરીને ઇચ્છતી, મુજ ઉદર પૂરણ વાત. ૧૨

---

૪ સત્યવતીનો તન ( તનય-પુત્ર )—વ્યાસ. ૬ સ્વયભૂભવ—બ્રહ્માના પુત્ર—નારદ । ઉત્તર-બાલ્યવય પછીનુ. ૭ કલ્પાંત કાળે—કલ્પનો અંત થવાને સમયે. ૯ કૃતકાળનિર્ગમ—કર્યો છે કાળનો નિર્ગમ જેણે એવો. ૧૦ પરકિંકરી—બીજાની દાસી. યોષિતા—સ્ત્રી. ૧૧ માત—માતાએ.

પરમેશને વશ લોક છે, તે જાણે જન કોય;
જ્યમ કાષ્ટકેરી પૂતળી, તે પારકે વશ હોય. ૧૩
હું એ પણ તે વિપ્રના, કુળમાં વશ્યો તે માટ;
સ્નેહછેદન માતના, મર્ણની જોતો વાટ. ૧૪
તે સમે હું પંચવાર્ષિક, હતો બાળક દેહ;
દેશકાળવિભાગ જાણું, પ્રમાણું ગતિ એહ. ૧૫
એક સમે જનની ધેનુ દો'વા, નીસરી નિશ એહ;
મારગે મહાસર્પ ચંચળ, ચર્ણે ચાંપ્યો તેહ. ૧૬
તે દિન દૈવાધીન સર્પે, ડશી ત્યાં નિરધાર;
તત્કાળ મર્ણ પામી માત મુજ, સર્પ તો પ્રેરક કાળ. ૧૭
તે અનુગ્રહ ઇશનો માન્યો, ભક્તિપતિ ગોપાળ;
પછે ઉત્તર દિશા પ્રત્યે, પળાયો હું બાળ. ૧૮
હું દેશ નાના નિરખતો, તે દેશ ઉત્તર માંય;
સર્વમાં સમદૃષ્ટિ ચાલ્યો, મહાવન છે જ્યાંય. ૧૯
નગર ને વળી ગ્રામ જોતો, નેહ ને મણિખાણ્ય;
ખેટ ખર્વટ વાટિકા વન, અને ઉપવન જાણ. ૨૦
જ્યાં વસે ઝાઝા ખેટકી જન, ખેટ તેનું નામ;
તેહ ખર્વટ જે સમે, ગિરિ નદી નિકટે ગામ. ૨૧
પૂગ પુષ્પ સમેત વાટી, આરોપી તવ હોય;
જે મધ્ય વાંચ્છ્યાં વૃક્ષ વાધે, લહો ઉપવન સોય. ૨૨

---

૧૪ સ્નેહછેદન ઈ૦—સ્નેહનું બંધન કાપનાર એવા માતાના મરણુની વાટ જોતો હતો. ૧૫ પંચવાર્ષિક—પાંચ વરસનો. દેશકાળવિભાગ—જે દેશમાં અને જે સમયે જે કરવું જોઇએ તે. ૧૬ નિશ—રાત્રે.

૨૦ નેહ—ભરવાડ કે રબારીનાં રેહેઠાણ. ખેટ—ખેડું—ખેડૂતોનું ગામડું. ખર્વટ—પર્વતના તટ ઉપરનાં ગામ. ૨૧ ખેટકી—ખેડૂત. ૨૨ વાટીનું લક્ષણ કરે છેઃ પૂગ ઇ૦—જેમાં સોપારી વગેરેનાં ઝાડ અને ફૂલ વગેરે થતાં હોય તે.

કનકરાજત આદિકેયુત, જુગત પર્વત જેહ;
ગજભગ્ન શાખા જેહની, એવા વૃક્ષ દીઠા તેહ. ૨૩
વિમળ જળ ભર સરોવર, કમલ ભ્રમર સમેત;
ઇત્યાદિ નાનાદેશ રચના, નિરખતો વન તેહ. ૨૪
મનોહર સ્વર વિહગમ ને, ભ્રમર શોભા જ્યાય;
એવા કમળનાં સ્થળ તજી, ચાલ્યો મહાવન માંય. ૨૫
મહાવન દીઠું તદા મે, ભયંકર આકાર,
જ્યાં વાંસ ને વાળાતણાં, થઇ સ્થૂળ મૂળ મસાર. ૨૬
દર્ભ ઝાઝા જે વિષે, વળી વંશ કીચક જાત્ય;
સર્પ ઉલૂક અને ફાલુ, રમે જ્યાં બહુ ભાત્ય. ૨૭
( એવા ) ગહન વનમાં હું ગયો, જે વિષે કોઇ ન જાય;
મહાવન મન સ્થિર રહ્યું, હરિભક્તિનો મહિમાય. ૨૮
ક્ષુધાતુરને તૃષાતુર વળી, શ્રમિતઇંદ્રિય જેહ;
નદીમા જળપાન સ્નાને, સુખી બેઠો તેહ. ૨૯
તે મનુષ્ય રહિત અરણ્યમાં, આશરો પિપ્પલમૂળ;
સ્થિર બુદ્ધિએ કરી ચિતવ્યો, પરમાતમા અનુકૂળ. ૩૦
ભક્તિયશ ચિત્તે ધર્યું, હરિપદકમળનુ ધ્યાન,
આંસુ લોચન શનૈ શનૈ, મનમાં વશ્યા ભગવાન. ૩૧
પ્રેમસાગર પૂરથી, મમ પુલક પ્રગટ્યાં અંગ;
અત્યંત મતિ નિવૃત્તિ પામ્યો, વિરામ્યો જન સંગ. ૩૨

---

૨૩ રાજત ( રજત )—રૂપું. ગજભગ્ન—હાથીએ ભાગેલી શાખા —ડાળ ૨૪ વિમળ—નિર્મળ. ૨૫ વિહગ—પક્ષી

૨૭ વંશ કી૦—કીચક જાતના વાંસ ઉલૂક—ઘૂડ ૨૯ શ્રમિતઇંદ્રિય—થાકેલી ઇંદ્રિયોવાળો ૩૦ પિપ્પલમૂળ—પીપળાના ઝાડનું મૂળ ૩૧ ભક્તિ રસના અનુભાવ કહેછે આંસુ લો૦—આંખમાંથી આનંદાશ્રુ આવવા લાગ્યા શનૈ શનૈ—ધીમે ધીમે ૩૨ પુલક—રોમાંચ મતિ—મતિમા.

આનંદ પૂરપ્રવાહમાં, હું લીન પરમાનંદ;
પોતાતણું પરપણું તે પણ, વીસર્યો સ્વચ્છંદ. ૩૩
ભગવાનનું રૂપ સુંદર, શોકનાશન જેહ;
નિરખી અકસ્માત ઊડયો, વિકળ વિહ્વળદેહ. ૩૪
તે ફરી જોવા ઇચ્છતો, મેં કર્યો ઉદ્યમભૂપ;
હૃદયમાં મન સ્થિર કરીને, નિહાળ્યું મૂળરૂપ. ૩૫
તોપ તે દીઠો નહિ મેં, ફરી હરિ આકાર;
અતૃપ્ત આતુર સરિખો, શોધતો અંતર બા'ર. ૩૬
એમ ગહનવનમાં જતન કરતો, ઇશ રૂપ અજાણ;
ભગવાન વાચા અગોચર, હું પ્રતિ બોલ્યા વાણ. ૩૭
ગંભીર સુંદર વાણીએ કરી, શમાવાને શોક;
આકાશવાણી દીન જાણી, કહે પતિ ત્રિલોક. ૩૮
અહો જન તું આ જનમ, મને નથી જોવા યોગ્ય;
કામાદિમળ બાળ્યા વિના, (નહિ) કુયોગીને નહિ ભોગ્ય. ૩૯
તેહ મુજને ન દેખે જે, જોગમાં અસમર્થ;
એક વાર દર્શન કરાવ્યુ, તેહનો સુણ્ય કહું અર્થ. ૪૦
એક વાર સ્વરૂપ મારૂ, જોવરાવ્યુ જેહ;
હે નઘ મુજ અનુરાગ તુજને, ઉપજાવે તેહ. ૪૧
મારે વિષે અનુરાગ રાખે, શનૈ શનૈઃ જે સાધ;
સદ્ય તે જનનો જશે, સહુ કામકેરો બાધ. ૪૨
તુને જદ્યપિ સ્વલ્પ સજ્જન–સેવનાથી વીર;
મારે વિષે દૃઢ બુદ્ધિ તુજને, ઉપની અતિ ધીર. ૪૩

---

૩૫ ઉદ્યમભૂપ—અર્થાત્ મોટો ઉદ્યમ. ભૂપઃ ( ફરીને ) એવો શબ્દ અહીં જોઇએ, પણ પ્રાસને અર્થે કવિએ કે લેખકે ' ભૂપ ' કર્યો જણાયછે.
૩૭ જતન—યત્ન. ૩૮ ત્રિલોક— ત્રિલોકના. ૪૧ હે નઘ—હે અનઘ ( નિષ્પાપ ) । ૪૩ જદ્યપિ—જો કે.

હવે તુ આ દેહ મૂકી, નરક નિંદા કૂપ,
સુખે કરી પામીશ મારૂ, પરમ પાર્ષદ રૂપ ૪૪
મારે વિષે બાંધી મતિ તે, નહિ ચળે કો વાર,
મુજ અનુગ્રહથી જ્ઞાન રહેશે, જો થશે સંહાર ૪૫
એટલુ કહી તે રહ્યુ, તે મહાભૂત અનુપ,
આકાશરૂપી અરૂપી જે, સ્વયં ઇશ્વર રૂપ. ૪૬
મોટા વિષે મોટુ ઘણુ પણ, ન દીઠુ તે ધામ,
મુને કૃપા કીધી મસ્તકે કરી, કર્યો મે પ્રણામ ૪૭
નિત્ય ભણુ નામ અનંતના, લજ્જા તજી નિરધાર,
કલ્યાણકારી કર્મહારીને, સ્મરૂ ગુહ્ય વિચાર ૪૮
અટન અવનિમાંય મારૂ, સંતુષ્ટ મન સુખ લીન,
સ્પૃહાવર્જિત મદવર્જિત, થયો મત્સરરહીન ૪૮
એમ સાંભળ વિપ્ર ! મારી, કૃષ્ણમય થઇ મત્ય,
અસંગી અલગો રહુ હુ, અમળ આતમ અત્ય ૫૦
નિજ અવસરે પછી ઉદે પામ્યો, મરણકાળ વિશાળ,
કાળ આકસ્માત આવ્યો, જથાવિધ વિશાળ ૫૧
મુને ભગવાને કહ્યુ તુ, ધરીશ પાર્ષદ દેહ,
શુદ્ધ ભાગવતીતનુ, પામીશ નિ:સંદેહ ૫૨
પ્રારબ્ધકર્મ સમાપ્ત અવધિ, ઉપન્યો જે કાળ,
પાંચભૂતિક દેહ તતક્ષણ, પડયો ત્યાં તે કાળ ૫૩
કલ્પાંત કાળે વિશ્વ સઘળુ, સમેટી જગદીશ,

---

૪૪ પાર્ષદ—હરિના પાસે રહેનારા સેવક ૪૫ અનુગ્રહ—કૃપા સંહાર—લય ૪૮ અટન—ભ્રમણ ૫૦ વિપ્ર—વ્યાસ ૫૨ ભાગવતીતનુ—ભગવાન સરખો દિવ્ય દેહ ૫૩ પ્રારબ્ધ ઇ૦–પ્રારબ્ધ કર્મ સમાપ્ત થવાનો અવધિ આવ્યો ત્યારે

ઉદન્વાનતણા ઉદકમા, સ્વપ સૂતા ઇશ ૫૪
શયન કરવા ઇચ્છતા, જે સમે બ્રહ્મા દેવ,
નિશ્વાસ મળતો પ્રવેશ્યો, તેના વદનમા હુ એવ. ૫૫
પછે સહસ્રયુગઅવસાન ઊઠ્યા, સરજવા વિધિ મન,
વિરચ્યાદિક તથા હુ, ઇંદ્રીથકી ઉત્પન્ન ૫૬
ત્રિલોકીમા મધ્ય બાહેર, ફરૂ ચારે પાસ,
અખડિતવ્રત સદા મારૂ, બ્રહ્મચર્ય પ્રકાશ. ૫૭
મહાવિષ્ણુજીના અનુગ્રહથી, ભક્તિનો મહિમાય,
ત્રેણ લોક વિષે કદી મારી, ગતિ નવ હણાય ૫૮
આ વિષ્ણુજીએ મુને વીણા, સમર્પી છે સાર,
સ્વરબ્રહ્મભૂષિત સદોદિતને, સદા બ્રહ્માકાર ૫૯
સપ્ત સ્વર સૌજે પ્રકાશે, ષડ્જ ઋષભ નિષાદ,
ગાધાર ધૈવત તથા પચમ, અને મધ્યમ નાદ ૬૦
તે મૂર્છના આલાપ કરીને, વજાડુ હુ નિત્ય,
હરિકથા ગાતો ફરૂ, સર્વદા સઘળે ગત્ય ૬૧
હરિકથા હરિને ઘણુ પ્રિય, જેહના તીર્થપાગ,
તે સદા વીરજ વિષ્ણુના, હુ આલાપુ અનુરાગ ૬૨

---

૫૪ કલ્પાત સમયે મારૂ શુ થયુ તે કહે છે કલ્પાત ઈ૦—સ્વપ્ઇ છે ઉદન્વાન–સમુદ્ર

૫૬ સહસ્રયુગ અવસાન—હજાર જુગની અતે વિરચ્યાદિક—બ્રહ્મા વગેરે ઇંદ્રીયથી—ઇંદ્રિયોથકી

૫૮ નવ હણાય—અટકે નહિ ૫૯ સ્વરબ્રહ્મભૂષિત—સ્વર રૂપી બ્રહ્મવડે અલકૃત સદોદિત—સદા તૈયાર

૬૧ મૂર્છના—સાત સ્વરના એકવીશ ભેદમાનો એક એક ભેદ ૬૨ તીર્થપાગ—જેના પગ તીર્થરૂપ છે એવા. ૬૨ વીરજ—વીર્ય-પરાક્રમ

તે માટ તેડયા તેણી પેરે, તતક્ષણ જગદીશ;
મારા મનમાં દિવ્ય દર્શન, સદા આપે ઇશ. ૬૩
જેને વિષયકેરા ભોગની, વાસનાઆતુરભાવ;
તેને હરિગુણગાન તે, ભવસિંધુ તરવા નાવ. ૬૪
લોભ મોહે હણ્યો હા હા! વિષયવશ જે જન;
તેનુ સંયમાદિક જોગ મારગ-થકી ન શમે મન. ૬૫
આનંદકંદ મુકુંદ સેવા-થકી જે સુખ હોય;
સયમાદિક જોગ મારગ-થકી તે સુખ નોય. ૬૬
જો કૃષ્ણની સેવાથકી, જનમન નિશ્ચળ થાય;
તો પછે શું કહેવુ ત્યાં, જે અહર્નિશ ગુણ ગાય. ૬૭
હ તમો પૂછયુ મુજને, તે જન્મ કર્મજ મુજ;
તમારૂ સતોષ કારણ, કહ્યુ સર્વે ગુહ્જ. ૬૮
સૂત કહે સુણો એ, વ્યાસનારદવાદ;
વ્યાસજીને નારદ મળી, કર્યો એ સંવાદ. ૬૯
ભગવાન નારદ વ્યાસજીને, કહી એવી વાણ;
આમન્યા માગી વળાવે, જતે વીણાપાણ. ૭૦
ત્રણ લોક ગતિ કરે મુનિ, સર્વજનના સાખ;
આપણી ઇચ્છાએ રમે, નવ ધરે મન અભિલાખ. ૭૧
અહો નારદ દેવઋષિ, એ ધન્ય છે ભગવાન;
શારગધન્વા શ્યારજીતુ, કરે કીર્તન ગાન. ૭૨

---

૬૩ તેડયા તેણી પેરે—બોલાવ્યા હોયની શું ? તે પ્રમાણે. ૬૪ વાસનાઆતુરભાવ—વાસના રૂપી પીડા.

૬૫ સંયમાદિક—યમ નિયમાદિક. ૬૮ ગુહ્જ—ગુહ્ય—છાની વાત. ૭૦ નારદ—નારદે. ૭૨ શારગધન્વા—શાર્ઙ્ગ નામના ધનુષ્ય વાળા—વિષ્ણુ.

મધુર સ્વર વીણા ભણે, હરિકથા સુંદર છંદ,
સંસારઆતુર લોકને, ઉપજાવે આનંદ. ૭૩

ઇતિશ્રી પ્રથમ સ્કંધમા, અધ્યાય છઠ્ઠો સાર,
વ્યાસનારદતણો જ્યાં, સંવાદ છે નિરધાર ૭૪

શ્લોક અધ્યા ' વિષે છે, એક ઊણુ જે ચાળીશ,
રત્ન કહે યત્ને કર્યાં પદ, પચાસ ને એકવીશ ૭૫

## અધ્યાય ૭ મો.

### શ્લોક.

दृष्ट्वात्यसारान्त्रिजगन्मसारवीणाधराविघ्नहरस्फुरत ।
ब्रह्मात्मजब्रह्ममयमहेशश्रीनारदव्यासनतंनमामि ॥ १ ॥

### વસંતતિલકા.

શ્રીમાનભાગવતપાન કથા સબંધ,
શ્રોતા પરીક્ષિતતણો કહ્યો દેહબંધ,
સંસુપ્ત બાળકવધે કૃતવિપ્રદંડ,
એવી કથા કથી સુસપ્તમમા પ્રચંડ. ૨

---

૭૫ એક ઉણુ જે ચાળીશ—ચાળીશમા એક ઓછો—ઓગણચાળીશ
૧ શ્લોક—પ્રકાશમાન, બ્રહ્મમય, મોટા ઐશ્વર્યવાળા અને વ્યાસે જેમને નમસ્કાર કરેલો છે એવા બ્રહ્માના પુત્ર શ્રીનારદ, જે ત્રણ લોકના પ્રસારને અત્યંત સાર વિનાનો જોઇને વીણા ધારણ કરીને લોકોના વિઘ્ન હરે છે તેમને નમસ્કાર કરૂં છું

૨ શ્રીમાન—શોભાયમાન દેહબંધ—દેહ ધારણ કરવો તે સંસુપ્ત—સૂતેલા બાળકવધે—બાળકોનોવધ કરવાથી કૃતવિપ્રદંડ—જેમા બ્રાહ્મણ ( અશ્વત્થામા )ને દંડ કર્યો છે તે

## શૌનકઉવાચ

### રાગ રામગ્રી.

શૌનક બોલ્યા સાંભળ સૂત જી, તારી વાણી અતિ અદ્દભુત જી;
જ્યારે ચાલ્યા નારદદેવ જી, અમૃતવાણીવકતા એવ જી.　　૩
પરાશરસુત મુનિ ભગવાન જી, નારદજીનુ સુણી વ્યાખ્યાન જી;
વળતો કીધો કોણ ઉપાય જી, તેના અમને કહો મહિમાય જી.　　૪

### ઢાળ.

મહિમાય અમને કહો એવું, સૂત સુણતા વાર;
શૌનકાદિક મુનિ પ્રત્યે, વચન બોલ્યા સાર.　　૫

### સૂતઉવાચ.

નદી નામ સરસ્વતી, દ્વિજવૃંદમંડિત દેહ;
તેહને પશ્ચિમ તટે, આશ્રમ વ્યાસજીનો તેહ.　　૬
નામ આશ્રમતણું ' શમ્યા–પ્રાસ ' છે નિરધાર,
સદા બ્રહ્મ વિચાર રૂપી, કર્મવર્ધન સાર.　　૭
તે અમલ આશ્રમ વિષે બદરી–ખંડમંડિત પાસ,
જળ આચમી આસન વિષે, મન ઠામ આણ્યુ વ્યાસ.　　૮
ભક્તિ જોગે કરી સમ્યક્, કર્યું નિશ્ચળ મન;
ત્યાં પૂરણ પૂરણ નિહાળ્યો, માયા તદાશ્રિત ભિન્ન.　　૯

---

૬ દ્વિજ ઈ૦—બ્રાહ્મણોના વૃંદ( ટોળા )વડે મંડિત ( શોભાયમાન ) દેહવાળો ૮ અમલ—નિર્મળ બદરીખંડ—બોરડીના ઝાડનો ભાગ

૯ પૂરણ-પૂર્ણબ્રહ્મ પૂરણ—પરિપૂર્ણ ( ક્રિ વિ ) તદાશ્રિત—તે મા યા જેને આશરીને રહી છે તે બ્રહ્મ ભિન્ન–માયાથી જૂદો

જેણીએ માયાએ કરીને, મોહ પામ્યો જીવ,
ત્રણ ગુણ રૂપી થયો છે, સ્વય યદ્યપિ શિવ ૧૦
ત્રિગુણહીણો જીવ પામે, ત્રિગુણકેરૂં માન,
અહં કર્તા લહે એ, માયાતણું અજ્ઞાન. ૧૧
સાક્ષાત શ્રીહરિ ભક્તિયોગે, ટળે અન્ય અનર્થતા,
સાત્વતસંહિતા કરી મુનિ, અજાણ્યા જનઅર્થતા ૧૨
જે ભાગવત સંહિતા સુણે, ત્યાં ભક્તિ હરિમાં હોય,
હરિભક્તિ વળતી લોભ મોહ, વિકાર સઘળો ખોય ૧૩
શ્રીભાગવતસંહિતા કરી, ત્રણ વાર શોધી એવ,
વ્યાસજીએ નિવૃત્તિપર સુત, ભણાવ્યો શુકદેવ ૧૪
સૂતની વાણી સુણીને, વદે શૌનક મુન્ય,
હે સૂત ! શુક તો નિરખ્યો, નિવૃત્તિતત્પર પુણ્ય ૧૫
તેહને શું કાર્ય હતું જે, સુણ્યું દીર્ઘ પુરાણ,
પરમ આત્મારામ શુકજી, સદા નિસ્પૃહ જાણ ૧૬

## સૂતઉવાચ.

અરે શૌનક મુનીશ્વરને, ગ્રંથનું નહિ કામ,
ગ્રંથતત્વશું પાર પો'ત્યા, જથા આત્મારામ ૧૭
તોય પણ એ ઉરૂક્રમની, ભક્તિ કરતા સોય,

---

૧૧ ત્રિગુણહીણો—ત્રણ ગુણ વગરનો શુદ્ધ જીવ—હું કાર્યનો કર્તા છું એમ લહે (માને) ૧૨ સાત્વતસંહિતા—ભાગવત જનઅર્થતા—જનને અર્થે

૧૩ હરિભક્તિ—(પ્રાપ્ત થાય) ૧૪ શોધી—શુદ્ધ કરી નિવૃત્તિપર—નિવૃત્તિ ધર્મ જેણે પર (શ્રેષ્ઠ) માન્યો છે એવા ૧૭ પો'ત્યા—પોહોચ્યા

કામનાવર્જિત કરે એ, કૃષ્ણનો ગુણ કોય. ૧૮
તે માટ હરિગુણગૃહીતમતિએ, વ્યાસસુત ભગવાન;
વિષ્ણુજનવલ્લભ ભણ્યો એ, ભાગવત આખ્યાન. ૧૯
ભાગવતવ્યાખ્યાનને મિષ, વિચાર્યું શુકદેવ;
વિષ્ણુજન સુજને મળે એ, ભણ્યું તેથી એવ. ૨૦
સૂત કહે શુકદેવજીનો, કહ્યો એ સંકેત;
હવે રાજા પરીક્ષિતની, કહે ઉત્પત્તિ હેત. ૨૧
પરીક્ષિતનાં જન્મ ને વળી, કર્મ ને વળી મુક્તિ;
પ્રસ્થાન મહાપાંડવતણું, હું કહું સર્વે યુક્તિ. ૨૨
શ્રીકૃષ્ણજીની કથાનો, આરંભ કરવા કાજ;
કથા ભાખીશ પાંડવી, કહે સૂતમુનિ મહારાજ. ૨૩
પરીક્ષિતનો જન્મ કં'વા, કથા કહે છે એહ;
ગર્ભમાં ગોવિંદજીએ, કરી રક્ષા જેહ. ૨૪
તે સમે પાંડવ તથા કૌરવ—તણા રણને માંય;
વીર પામ્યા વીરગતિએ, સ્વર્ગ સ્થાનક ત્યાંય. ૨૫
સંગ્રામઅંત્યે જે સમે, ધૃતરાષ્ટ્રસુત પ્રચંડ;
વૃકોદરની ગદાઘાતે, ભગ્નજંઘાદંડ. ૨૬

---

૧૮ ઉરુક્રમ—વિષ્ણુ. કામના—ઇચ્છા. કૃષ્ણનો ઇ૦—એ કોય ( કોઇક ) ન કહેવામાં આવે એવો કૃષ્ણનો ગુણ (મહિમા) છે. ૧૯ હરિ ઇ૦—હરિના ગુણવડે ગૃહીત એવી મતિવડે. વિષ્ણુજનવલ્લભ—( ભાગવતનું વિશેષણ ).

૨૨ પ્રસ્થાન—( હિમાલયમાં ) ગમન. ૨૫ વીરગતિએ—વીર પુરુષોની ગતિવડે—પરાક્રમવડે.

૨૬ સંગ્રામ અંત્યે—ભારતની લડાઇની આખરે. ધૃતરાષ્ટ્રસુત—દુર્યોધન. વૃકોદરની—ભીમની. ગદાઘાતે—ગદાના પ્રહારથી. ભગ્ન ઇ૦—ભાગ્યો છે જંઘા રૂપી દંડ જેનો એવો દુર્યોધન.

ત્યારે દ્રોણપુત્રે વિચાર્યું, ધૃતરાષ્ટ્રસુતનુ હેત;
નિજ ભૂપનું ગમતું કરવા, વિચાર્યો સંકેત. ૨૭
ત્યારે કુંવર કૃષ્ણાતણા સુતા, હતા જેણે ઠામ;
તે ઠામ જઇને શીશ છેદ્યા, સઘ અશ્વત્થામ. ૨૮
આચાર્યપુત્રે આપણું પણ, કર્યું અપ્રિય અંત;
તે કર્મ અશ્વત્થામાનું, અદ્યાપિ નિંદે સંત. ૨૯
તેહની માતા દ્રોપદી, લઘુબાળનુ સુણી મર્ણ,
ઘોરતર પરિતાપ પામી, અહો સ્વામી શર્ણ. ૩૦
ત્યારે રૂદન કરતી દ્રૌપદીને, નયન વહે જળબિંદુ;
તેહની સાંત્વના કરવા, કહે કિરીટ કુંડળઇંદુ ૩૧
કહે પારથ સુણય કલ્યાણી, તારૂં શોકઅશ્રુ જેહ;
શત્રુશિર છેદી કરી તે, સમે ટાળીશ તેહ ૩૨
બ્રાહ્મણાધમ આતતાયી—તણુ મસ્તક જ્યાર,
ગાંડિવશર કર ધરીશ કાપીશ, માનજો નિરધાર. ૩૩
પછે દાહ કરવો પુત્રનો, નાયકા નિશ્ચે માન,
રિપુશીશનુ આસન કરીને, પછે કરજો સ્નાન. ૩૪
અગ્નિદાતા ગરલદાતા, શસ્ત્રપાણિ જેહ;
ધન ક્ષેત્ર નારીતણો હર, ખટ આતતાયી એહ ૩૫

---

૨૭ દ્રોણપુત્રે—અશ્વત્થામાએ ૨૮ કૃષ્ણા—દ્રૌપદી અશ્વત્થામ—અશ્વત્થામાએ ૨૯ અંત—છેવટે

૩૦ ઘોરતર—અત્યંત ભયાનક ૩૧ સાંત્વના—મનનુ સમાધાન કિરીટી—અર્જુન કુંડળઇંદુ—કુંડળ રૂપી ઇંદુ(ચંદ્ર)વાળો—અર્જુન

૩૩ બ્રાહ્મણાધમ-બ્રાહ્મણોમા અધમ આતતાયી—દુષ્ટ અગ્નિ મૂકનારો, ઝેર આપનારો, હથિયારવડે વધ કરનાર, ધનહારક, પુત્રહરણ કરનાર, સ્ત્રીહરણ કરનાર, એ ૭ ને આતતાયી કહેછે (જુઓ કડી ૩૫ મી). ૩૪ નાયકા—મુખ્ય સ્ત્રી આતતાયીનુ લક્ષણ કહેછે અગ્નિ ઇ૰—૨૫૯ છે

એવું મનોહર વચન કહીને, કર્યું આશ્વાસન;
જેનો સારથી ને મિત્ર હરિ, એહવો જે અર્જુન. ૩૬
તે પ્રિયા પ્રત્યે એમ વાયક, ઉચ્ચરે મહાવીર;
પછે અશ્વત્થામા પાછળ, ધરી ધાયો ધીર. ૩૭
કવચધર ગાંડિવકર, કપિરાજધ્વજ ગાજંત;
ગુરૂપુત્ર પાછળ પળ્યો પારથ, કોપકરી અત્યંત. ૩૮
તે આવતા અર્જુનને, દૂર દેખી વિપ્ર;
પોતાતણા સામર્થ્યમાને, ધરી ધાયો ક્ષિપ્ર. ૩૯
બાળહંતા કરે ચિંતા, પ્રાણપ્રાપ્તિ કાજ;
તે સમે દૃષ્ટાંત ઉત્તમ, ઉચ્ચરે મુનિરાજ. ૪૦
હતો વિદ્યુન્માલિ રાક્ષસ, સદાશિવનો દાસ;
તેહને હેમ વિમાન અર્પ્યું, શિવે પરમ પ્રકાશ. ૪૧
તે કરે સુરતણી સ્પર્દ્ધા, કરે રજનીલોપ;
તેમાટ રવિએ પૃથ્વી પાડયો, સહિત વાહન કોપ. ૪૨
ત્યાં ઈશ આણી રીસ ધાયા, તપન પાછળ સદ્ય;
રવિ પડયો કાશીતે વિષે, લોલાર્ક નામે અદ્ય. ૪૩
તથા અશ્વત્થામ આગળ, પળાયા અર્જુન;
જયા સુરજતણી પાછળ, પળ્યા શિવ પાવન. ૪૪
જ્યારે નાસતાં દ્વિજરાજકેરા, અશ્વ થાકયા ચાર;
ત્યાં શર્ણ પોતાતણું કોઇએ, ન દીઠું નિરધાર. ૪૫

---

૩૯ સામર્થ્યમાને—સામર્થ્ય પ્રમાણે ૪૦ બાળહતા—બાળને મારનારો ૪૨ સ્પર્દ્ધા—બરાબરી. રજનીલોપ—રાત્રીનો નાશ સૂર્યના જવાથી જ્યારે રાત્રી થાય ત્યારે પોતાના સોનાના વિમાનવડે પાછો પ્રકાશ કરીને તે રાત્રીનો લોપ કરતો હતો કોપ—કોપ કરીને ૪૩ ઈશ—મહાદેવ. તપન—સૂર્ય ૪૪ આગળ—( અશ્વત્થામા ).

તદા આતમ રાખવાને, લહ્યો એક ઉપાય;
આજ મુજને ઉગારે, બ્રહ્માસ્ત્ર મહામહિમાય. ૪૬
એટલા ઉપરાંત અપને, આચમી દ્વિજરાજ;
સમાહિતમન સાધતો, બ્રહ્માસ્ત્રને નિજકાજ. ૪૭
સંહરી તેહ રીતે ન જાણે, પણ શું કરે દ્વિજ તેહ;
પ્રાણસંદેહ ઉપન્યો, તે માટ સાધ્યું તેહ. ૪૮
પછે પ્રગટ્યું તેજ અદ્દભુત, સર્વતોદિશ સન્ન;
પ્રાણહારી વિચારી, ઈશને કહે અર્જુન. ૪૯

## અર્જુનઉવાચ.

મહાબાહુ કૃષ્ણ હે, હે સ્વભક્ત નિર્ભય ઠામ;
તું એક છે સંસારપાવક, પડ્યા નરવિશ્રામ. ૫૦
તું આદ્ય પુરૂષ પ્રકૃતિથી પર, સાક્ષાત ઈશ્વર શ્યામ;
માયારહિત ચિચ્છક્તિએ, કૈવલ્ય આત્મારામ. ૫૧
જે તમો માયા તજી, તે તમો પ્રત્યક્ષ,
માયાવિમોહિત લોકના, અભિલાષ પૂરો લક્ષ. ૫૨
તથા આ અવતાર હરિ, ભૂભાર હર ભગવાન,
અવકાશ કીધો ભક્તજનને, ધારવાને ધ્યાન ૫૩
તે માટ કહો આ કયાથકી, શું તેજ આવે પ્રૌઢ;
દેવ દેવ દયાળ તે હું, ન જાણું મહામૂઢ. ૫૪

---

૪૭ અપને—જળને સમાહિતમન—એકાગ્ર કરેલા મનથી ૪૮ સંહરી—પાછું વાળી પ્રાણસંદેહ—જીવનો સંશય. ૪૯ સર્વતોદિશ—સઘળી દિશાઓ. સન્ન—પાસે ઈશને—કૃષ્ણને

૫૦ સંસાર ઇ૦—અસારરૂપી પાવક( અગ્નિ )માં પડેલા પુરૂષોનો વિશ્રામરૂપ ૫૧ ચિચ્છક્તિએ ઇ૦-માયા રહિત એવી ચિત્( ચૈતન્ય ) શક્તિવડે તું કૈવલ્ય( મોક્ષ ) રૂપ તથા આત્મારામ ( આત્માનંદ સુખવાળો ) છે

સકળ દિશ વ્યાપી રહ્યું છે, પરમ દારૂણ તેજ;
આ જુઓ આપણ પાસ આવે, ન જાણું તે હેજ. ૫૫

## ભગવાનઉવાચ.

ભગવાન કહે સુણ્ય ભૂપ એ તું, લહે છે નિરધાર;
દ્રોણસુતનું અસ્ત્ર કા'વે, બ્રહ્મ નામે સાર. ૫૬
એણે પ્રાણનાશે પ્રગટ કીધું, અસ્ત્ર એ નિરધાર;
એને પ્રયોજી જાણે કૃપણ પણ, ન જાણે સંહાર. ૫૭
અન્ય બીજું અસ્ત્ર નહિ, એને શમાવાને સાર;
એ તેજ અદ્દભુત અસ્ત્રનું, અસ્ત્રને તેજે વાર. ૫૮
તું મૂક્ય નિજ બ્રહ્માસ્ત્ર તેમાં, ભળી જાશે તેજ;
તે તેજ સામું સંહરીને, શમી જાશે એજ. ૫૯
તે તેજ એ વિધ સંહરો, મન વિષે રાખી ધીર;
તું અસ્ત્રવિદ્યા વિષે કુશળ, સબળ બળિયો વીર. ૬૦

## સૂતઉવાચ.

કહે સૂત શૌનક સાંભળો, તે સમે સુંદર વાણ્ય;
નિજ વાણ્ય નારાયણે કહી, તે સાંભળી નૃપ જાણ્ય. ૬૧
વર વીર હરતા ધીર અર્જુન, આચમી અપ ત્યાર;
પછી પાર્થે પરિક્રમણા, કરી હરિની સાર. ૬૨
અવિનાશની આજ્ઞાથકી, આદર્યો અર્જુન અધ;
બ્રહ્માસ્ત્રનો ભય શમાવા, બ્રહ્માસ્ત્ર સાંધ્યું સદ્ય. ૬૩

---

૫૫ હેજ—એજ( ? ) ૫૭ કૃપણુ—દીન. ૫૮ અસ્ત્રને તેજે—સામું બ્રહ્માસ્ત્ર મૂકીને તેના તેજથી વાર—અટકાવ.

૬૨ વર હીં૦—વર ( ઉત્તમ ) વીરની ધીરને હરતા ( હરણ કરનાર ). અપ—પાણી. ત્યાર—ત્યારે. પરિક્રમણા—પ્રદક્ષિણા.

પછે તે પ્રજ્ઞાસ્ત્ર બન્ને—તણું તેજ અપાર;
પરસ્પરશરસાધ્ય ટોળે, મળી વાધ્યું ત્યાર. ૬૪
સ્વર્ગ ધરણી ગગન સર્વે, આવરી તે જ્યોત,
અર્કઅગ્નિતુલ્ય વાધી, થયું અતિ ઉદ્યોત ૬૫
અર્જુન અશ્વત્થામના, અસ્ત્રતેજ અજીત,
( જાણે ) ત્રિલોકી તાપે બળે, એ વિધ ભાસે ભીત ૬૬
દાઝવા લાગ્યા લોક સહુ, ને શોક પામ્યા ત્યાય,
કલ્પાત અગ્નિ ઉદે પામ્યો, માનતા મન માય. ૬૭
પ્રજાનો ભય વિચેં કીને, લોકકેરો નાશ,
હરિતણો પણ મત એવો, એમ વિચારે બે પાસ. ૬૮
પછે અર્જુને અસ્ત્ર બન્ને, સહાર્યા નિરધ્ધાર,
લોક સહુ આનંદ પામ્યા, હવો જય જયકાર ૬૯
પછે શીઘ્રગતિ આવી ગ્રહ્યો, અર્જુને દારૂણ કામ
ગૌતમીનો પુત્ર અશ્વ–ત્થામા જેનું નામ ૭૦
પછે રક્તલોચન રીસથી, અર્જુને બાંધ્યો સોય;
પશુને રજ્જુ જેમ બાંધે, યથા યાજ્ઞિક કોય. ૭૧
પછે બળે બાંધી અરિને, આવતા અર્જુન ત્યાય,
રચ્યા અંબરતણા મંદિર, સબળ સુંદર જ્યાય ૭૨

---

૬૪ પરસ્પર ઇ૦— એક બીજાના શર( બાણ )વડે સાધ્ય થયેલું (ઉપજેલું) ૬૫ આવરી-ઢાંકી અર્ક ઇ૦-તે જ્યોત અર્ક(સૂર્ય) અને અગ્નિ, એ બેની બરોબર વધી ઉદ્યોત—પ્રકાશ ૬૬ ભીત (ભીતિ)—ભય ૬૭ કલ્પાત-કલ્પના અંતકાળનો

૭૦ ગતિ—ગતિવડે દારૂણ કામ-દારૂણ ( કઠણ ) કામ કરનાર-અશ્વ. ત્થામા ૭૧ રજ્જુ-દોરડું ૭૨ અંબરતણા—લૂગડાના સબળ-મજબૂત.

ત્યારે કમળલોચન કૃષ્ણજી, ભગવાન શારંગપાણ;
કોપ કરીને ઉચ્ચર્યા, અર્જુન પ્રત્યે વાણ ૭૩
હે પાર્થ એને પાળવો નવ, ઘટે તુજને એહ,
એ બ્રહ્માધમ મારવો, એમા નહિ સંદેહ ૭૪
જે નિશામા સૂતા હતા, બાળક પાચે જેહ,
અપરાધવિણ એણે હણ્યા, તે માટ હણવો તેહ ૭૫
શત્રુને પણ સૂતો થકો, ત્યમ બાળક હણવો વ્યર્થ,
તે ધર્મ નહિ એવા પ્રકારે, કહે અન્યત અર્થ ૭૬
મદમત્ત મદિરામત્ત ને, ઉન્મત્ત જે હરિ! હોય,
સુપ્ત બાળક તથા નારી, ન હણવો રિપુ સોય ૭૭
અનુદ્યમ ને શરણ આવ્યો, વિરથને ભયભીત,
એવો અરિ નવ મારવો, જે કોઇ જાણે નીત ૭૮
જે પારકે પ્રાણેકરી, નિજ પ્રાણ પોષે દુષ્ટ,
તેહનો વધ તેહને, કલ્યાણકારી સ્પષ્ટ ૭૯
જો પાપ કીધા પછી તેનો, ન પામે નર દંડ,
તો પાતકે પડ્યો થકો, તે પડે નરકે લંડ ૮૦
જો પુરૂષ પાતક કર્યા પૂઠી, દંડ દે રાજાન,
તો શુદ્ધ થઇસ્વર્ગે પળે, તે પુણ્યવાન સમાન ૮૧
તમો પાચાળી પ્રતિ, એમ ઉચર્યા છો વાણ,
તે સમે સાભળતો હતો હુ, સુણો ગાડિવપાણ ૮૨
હે માનિની તારા સુતનો, મારનારો જેહ,

---

૭૪ બ્રહ્માધમ—અધમ બ્રાહ્મણ ૭૬ મ્હે—(પ્રથમર—વ્યાસ)
૭૭ મદમત્ત—કેફ વગેરેથી અસાવધ હરિ—અર્જુન સુપ્ત—સૂતેલો
૭૮ અનુદ્યમ—યુદ્ધનો ઉદ્યોગ નહિ કરનારો-જડ વિરથ—રથ વગરનો
નીત—નીતિ—રાજ્યનીતિ

તેહનુ શિર હરવુ હાવે, એમાં નહિ સંદેહ ૮૩
તો આતતાયી મારવો, પાપિષ્ટ એહ અનાર્ય,
પોતાતણા સ્વામીતણું, એણે કર્યું આજ અકાર્ય ૮૪
પોતાતણા પરિવારને એ, માગ્નો કરનાર,
તે માટ પારથ મારય એને, આજ કુળઅંગાર ૮૫
એણે પ્રકારે પરીક્ષિત, પરમેશ્વરે તે પાર્થ,
ધર્મ મારગમા પ્રયોજ્યો, સાધવાને સ્વાર્થ ૮૬
તેણે પણ ગુરૂપુત્ર જે, નિજ પુત્રનો હણનાર,
તેને મારતા મન ન માને, એ માટ છે શુ વિચાર ૮૭
પછે પારથ વસ્રમંદિર, પાસ આવ્યા ત્યાર,
ગોવિંદસરખા જેહને રથ—સારથી આધાર ૮૮
પછે પુત્રને શોચ્યા કરે, જે દ્રૌપદી વર વામ,
પ્રિયાને પારથ કહે, આ જુઓ અશ્વત્થામ ૮૯
એમ અવગણ્યો પશુતણી પેર, પાશ બાંધ્યો જેહ;
લાજતે નીચે મુખે, અપરાધ જાણી તેહ ૯૦
તેને નિહાળી પાંચાલીને મન દયા આવી જાણ,
ગુણવતી ગુરૂસુતને નમીને, પછે બોલ્યા વાણ ૯૧
સતી તેનુ બંધનાનયન, ન સે'તી અવશ્યમેવ,
મૂકય મૂકય મહીશ ! એ દ્વિજ, આપણો ગુરૂદેવ ૯૨
જેહના અનુગ્રહથકી શીખ્યો, ધનુર્વેદ વિચાર,
અસ્ત્રયૂથ પ્રયોગ શીખ્યો, તથા ઉપસંહાર ૯૩

---

૮૪ અનાર્ય—દુષ્ટ પોતાના સ્વામીનુ—દુર્યોધનનું અકાર્ય-ભૂડુ ૮૬ પરીક્ષિત-પરીક્ષા કરી ૮૮ વસ્રમંદિર—તંબુ ૯૦ અવગણ્યો તિરસ્કાર કર્યો ૯૨ બંધનાનયન—બંધન કરીને આણવો તે મહીશ—રાજા ૯૩અસ્ત્રયૂથ—અસ્ત્રનો સમુદાય

એહને બંધન નવ ઘટે, એ દ્રોણનુ છે રૂપ;
મજા રૂપે રહ્યો પોતે, દ્રોણાચારજ ભૂપ. ૯૪
પુત્ર પૂરૂ અંગ યાચે, અંગના અર્ધંગ;
પુત્રમાતા માટ પતિને, આપ ન ગઈ સંગ. ૯૫
હે ધર્મમૂર્ત્તિ મહાભાગ, જગતથકી નિરધાર,
ગુરૂતણુ કુળ ન પામે દુઃખ, પૂજવા અધિકાર ૯૬
એહની જનની ગૌતમી, તે રખે રોતી હોય;
તે સર્વથા છે સાધવી, પતિવ્રતા રખે રોય. ૯૭
જેથી મુજને દુઃખ પડ્યું ને, રડુ વારવાર;
મુઆ બાળક નિહાળીને, મુખે આસુ ધાર. ૯૮
અપ્રતિષ્ઠિત અધમક્ષત્રિય, વિપ્રકુળને જેહ,
કષ્ટ દઈ કોપાવશે, તે થશે દુઃખી દેહ. ૯૯
તે વિપ્રનુ કુળ ભૂપકુળને, દહે ત્યા તતકાળ,
પરિવાર સાથે શોકસાગર, પડે તે ભૂપાળ. ૧૦૦
તે દ્રૌપદીનુ વચન વારૂ, ધર્મન્યાયસમેત,
દયાકારી દુઃખહારી, વિચારી નૃપ હેત. ૧૦૧
વળી સર્વજીવસમાનવાણી, રાણીએ કહી જેહ;
ધર્મરાયે વિખાણી, સાભળો પાડવ તેહ. ૧૦૨
નકુળ ને સહદેવ સાત્યકિ, ધનંજય ભગવાન,
સહુ યોષિતાએ વખાણી, દ્રૌપદીવાણી માન ૧૦૩
ત્યા કોપ કરી કે' વૃકોદર, એહનો વધ કલ્યાણ,

---

૯૫ અર્ધંગ—અર્ધાંગ— અરધુ શરીર પુત્રમાતા— દીકરાની મા
૯૯ અપ્રતિષ્ઠિત—પ્રતિષ્ઠા રહિત ૧૦૧ હેત—હેતે ૧૦૨ સર્વ જી૦—સર્વે જીવને જેમા સમાન ગણેલા છે એવી વાણી

નિશા સુતા શિશુના જે, વૃથા લીધા પ્રાણ. ૧૦૪
પોતાતણો ને પતિનો, નવ અર્થ સીધ્યો એક;
બાળઘાતી એહ માટે, મારવો અવિવેક. ૧૦૫
ભીમ ને દ્રૌપદીનું, વચન સુણી નારાંણ;
મિત્રનું મુખ નિહાળી, ઉચ્ચર્યા ઉત્તમ વાણ. ૧૦૬
'એ બ્રહ્મબંધુ ન હણવો, જો આતતાયી હોય;
આતતાયી મારવો એવુ, કહે છે સહુ કોય'. ૧૦૭
તે ઉભય મત મેં પ્રમાણ્યા, હું શાસનનો કરનાર;
તે માટ મારી આજ્ઞા એવી, માનવી નિરધાર. ૧૦૮
આતતાયી આવતો, વેદાંતપારગ હોય;
મારતાને મારવો ત્યાં, બ્રહ્મહત્યા નો'ય. ૧૦૯
તે વચન બન્ને પળે પારથ, કરો તેહ ઉપાય;
ભૂપાળ તારી પ્રતિજ્ઞા, જેથકી પૂરણ થાય. ૧૧૦
તે સાધવીને સંભળાવ્યુ, સાંત્વતામા જેહ;
તારા સુતને મારનારને, હણુ હુ નિઃસંદેહ. ૧૧૧
ભીમનું ને દ્રૌપદીનુ, થાય ગમતુ જ્યમ;
મારે મન ગમે અર્જુન, તમો કરવુ ત્યમ. ૧૧૨
ભીમ કહે એ મારવો, જીવાડવો કહે નારય;
પ્રતિજ્ઞા પારથ કરે, શ્રીકૃષ્ણ ને બે સારય. ૧૧૩

## સૂતઉવાચ.

સુત કહે શૌનક સુણો, સર્વ વાક્યપ્રમાણ;

---

૧૦૫ પતીનો—દુર્યોધનનો અવિવેક—અવિવેકવાળો—અશ્વત્થામા. ૧૦૬ નારંણ—નારાયણ ૧૦૮ શાસન—આજ્ઞા. ૧૦૯ વેદાંતપારગ—વેદાંતમા પાર પામેલો ૧૧૧ સાત્વતામાહે—તેનુ સાંત્વન કરતી વખતે.

૧૧૩ પ્રતિજ્ઞા ઈ૦—પાર્થે (તે) જે પ્રતિજ્ઞા કરી છે તે અને શ્રીકૃષ્ણ (જે બોલ્યા છે તે), એ બે (બન્ને) સારય—સિદ્ધ કરય.

હરિતણું હારદ લહ્યુ પારથ, ખડ્ગ ઝાલ્યો પાણ. ૧૧૪
મણિ જે મસ્તકતણો તે, સમે કાપી લીધ;
અભિપ્રાય ઇશ્વરનો લહી, સર્વનું ગમતુ કીધ ૧૧૫
સબદ્ધ છોડયો બાળહત્યા—થકી દીસે દીન;
કાઢી મૂકયો ત્યાંથકી, મણિતણે તેજે હીન. ૧૧૬
વપન કરવુ દ્રવ્ય હરવુ, દેશનિષ્કાસન;
વિપ્રને એ દંડ દેવો, નહિ દૈહિક અન્ય ૧૧૭
પુત્રને શોકે કરીને, અતિઘણો આતુર ભૂપ;
પાચ પાંડવ તથા પાંચા—લી પડ્યાં દુ ખરૂપ. ૧૧૮
પોતાતણા જે પડચા રણમાં, મરણ પામ્યા ત્યાર;
તેહનુ સાધન સર્વ કો, કરતા હવા સસાર ૧૧૯
ઇતિ પ્રથમસ્કંધમા, અધ્યા' થયા શુભ સાત;
જેહ અધ્યા' વિષે અશ્વ—ત્થામાનુ ઉતપાત. ૧૨૦
શ્લોક અઠાવનજ અધ્યા'—માય છે સવિવેક,
રત્ન કહે યત્ને કર્યા, પદ વિશ ને શત એક. ૧૨૧

## અધ્યાય ૮ મો.

### શ્લોક.

द्रोणपुत्रकृतवैकृतक्षम सर्वपक्षपरिरक्षणोद्यम ॥
विप्रमस्तकमणे सहारक पातुमात्रिभुवनैकतारक ॥ १ ॥

---

૧૧૬ સબદ્ધ ઈ૦—જે બાળહત્યા કરવાથી દીન દીસતો હતો તેને સબદ્ધ કરેલો છોડયો ૧૧૭ વપન કરવુ—માથુ મૂડી નાખવું દેશ-નિષ્કાસન—દેશમાથી કાઢી મૂકવો ૧૧૯ સાધન—ઉત્તર સાધન.

૧ શ્લોક—દ્રોણના પુત્ર અશ્વત્થામાએ કરેલા અપરાધની ક્ષમા કરનાર તથા પોતાના સર્વે પક્ષનુ રક્ષણ કરવામા ઉદ્યોગવાળા એવા અશ્વત્થામાના

## દ્રુતવિલંબિત.

કુપિત દ્રોણસુતાસ્ત્રથી અષ્ટમે,
કર્યું પરીક્ષિતરક્ષણ કષ્ટમે;
હરિતણી સ્તુતિ કીધજ કુંતીએ,
નૃપતિશોકદસ્થાનક વર્ણિયે. ૨

## સૂતઉવાચ.

## રાગ કેદારો.

સુત કહે સુણ દ્વિજપતિ, પાંડવ દુખ પામ્યા અતિ,
રણ ઘણા મરણ થયા પોતાતણા એ ૩
તેહ ઉદકને ઇચ્છતા, કૃષ્ણ સહિત ના'વા જતા;
આપવા અંજલિ જળ ગંગાતણું એ ૪

## ઢાળ.

અંજલિ આપણનાને દેવા, પાંડવ ના'વા જાય;
આગળ કીધી અબળા સઘળી, પાછળ પોતે પળાય. ૫
ઉદક દાન દે ત્યાં નૃપ કલપ્યા, વિલપ્યા વારવાર;
હરિપદ પાવન ગંગાજળ, નાહ્યા તે નિરધાર. ૬
ત્યાં બેઠા જે રાય યુધિષ્ઠિર, ભીમાદિક લઘુ ભ્રાત;
ધૃતરાષ્ટ્ર ગાંધારી સુતનો, શોક કરે ઉતપાત. ૭
કુંતાજી ને કૃષ્ણ કરે ત્યાં, કુંવરતણો અતિ શોક;
સરવે કો સુરસરિતા તીરે, શોક ધરંતાં ફોક. ૮

---

માયાના મણિનું હરણ કરનારા અને નણુલોકના તારનારા ભગવાન મારું રક્ષણ કરો

૨ કુપિત—કોપેલા કષ્ટમે—કષ્ટમાં નૃપતિશોકદસ્થાનક—યુધિષ્ઠિરને શોક આપનારા સ્થાન ૮ સુરસરિતાતીરે—ગંગા નદીને કાંઠે

સ્વજન મરણથી શોકજ કરતા, સરિતાને તટ રોય;<br>
તેને આશ્વાસન કરતા હરિ, મુનિવર સઘળા સોય. ૯<br>
સર્વ ભૂતમાં કાળતણી ગતિ, એનો નહિ પ્રતીકાર;<br>
સર્વ કોઇ કાળે સમ કીધા, કહે નિદર્શન સાર. ૧૦<br>
અરે સુંદરી શોક મ આણો, દુઃખતણું ઘર એહ;<br>
સર્વ ભૂતની એહ અવસ્થા, અંતે ત્યજવા દેહ. ૧૧<br>
ચક્રવર્તી નૃપનાં સત્ય ચળ્યાં, ઇંદ્રને કહ્યે જ્યારે;<br>
કાળતણે બળ કોઈ ન છુટ્યા, દીવા પવન પ્રહારે. ૧૨<br>
ત્રિકૂટ પર્વત કોટ કહાવે, સાગર સરખી પરિખા;<br>
રાક્ષસ સરિખા જોધા જેને, મિત્ર કુબેર સરિખા. ૧૩<br>
શુક્રાચાર્યે શાસ્ત્ર ભણાવ્યુ, નિત્યે નિર્મળ મત્ય;<br>
તે પણ રાવણ કાળતણે વશ, પામ્યો પરમ વિપત્ય. ૧૪<br>
મગરમચ્છ સ કુલ સાગર, શોષે એવા વીર;<br>
શશિ સૂર્યને ગ્રસવા સમરથ, ધરણી ઢળિયા ધીર. ૧૫<br>
તે પણ કાળે કૃતાંતમુખમાં, (નાખી) કીધા કુંચા કુચા;<br>
કાળતણી ગતિ એવી જાણી, શીદ કરો છો શોચા. ૧૬<br>
હાવાં હરિએ અજાતશત્રુ, રાય યુધિષ્ઠિર કાજ;<br>
ધૂર્તધરણીપતિ પાસેથી, પાછુ આપ્યુ રાજ. ૧૭<br>
કૃષ્ણાકેરા કેશ નિહાળી, આયુષ્ય ઓછાં જેનાં;

---

૧૦ પ્રતીકાર—ઉપાય નિદર્શન—દૃષ્ટાંત ૧૧ મ—મા—નહિ. ૧૨ દીવા ઈ૦—જેમ પવનના પ્રહારથી દીવા ઓલવાઈ જાય છે તેમ. ૧૩ પરિખા—ખાઇ-નગરની ચોપાસ ખોદાવેલી ખાડી ૧૭ ધૂર્ત ધરણીપતિ—ઠગ રાજા—દુર્યોધન

શ્રીપતિએ પાંડુસુત પાસે, શિર છેદાવ્યાં તેનાં. ૧૮
અશ્વમેધ યજ્ઞ પાંડવને, પછે યજાવ્યા ત્રણ;
કુંતીસુતનુ જશ વિસ્તાર્યું, શકસમું શુભ વર્ણ. ૧૯
પાંડુપુત્રની ગ્રહી આજ્ઞા, ઉદ્ધવ સાત્યકિ સાથ,
જગત્‌ પૂજ્ય વ્યાસાદિક વિપ્રે, પૂજ્યા યદુનાથ. ૨૦
જાવા મતિ કીધી જદુનાથે, દ્વારામતીમાં જ્યારે,
રથ ઉપર આવીને બેઠા, કૌતુક દીઠું ત્યારે. ૨૧
એવે અવલોકી મળી સામી, ઉત્તરા પરીક્ષિતમાત,
ભયે વિહ્વળ શ્વાસ ભરાતી, ધાતી અતિ ઉત્પાત ૨૨
પાળ પાળ પરમેશ્વર હે હે, દેવ દેવ જગનાથ,
તુથી બીજો કોઇ ન દેખુ, શરણાગતનો સાથ. ૨૩
જે માટે આ લોક વિષે છે, માહોમાહે મરણ;
તે માટે તમો અજર અમર છૌ, શરણાગતના શરણ. ૨૪
અહો ઇશ આ સન્મુખ આવે, તપ્ત લોહમય બાણ;
ગર્ભપાત એ રખે કરતો, હરતો મારા પ્રાણ ૨૫
સૂત કહે સાભળજો શૌનક, ભક્તપતિ ભગવન;
ઉત્તરા રાણીકેરી વાણી, તત્ક્ષણ આણી મન. ૨૬
અપાંડવી પૃથ્વી કરવાને, દ્રોણાચારજ તને;
બ્રહ્માસ્ત્ર અગ્નિમય મેલ્યુ, તે જાણ્યુ ભગવને. ૨૭
સૂત કહે છે તેણે કાળે, સાભળ શૌનક સચ;
પાંચ પાંડવ સન્મુખ આવ્યા, ઝળહળતા શર પચ. ૨૮
પોતાના સનમુખ શર દેખી, પાંચે પાડવ બીતા,
અસ્ત્ર શસ્ત્ર ને આયુધ સાહ્યાં, ભૂપતિ અતિ ભયભીતા. ૨૯

૨૪ ઇશ્વરના અજરામરણપણાની અપેક્ષા બતાવે છે જે માટે ઇ૦-
૨૫૯ છે ૨૮ શર—બાણ

જેને અન્ય સહાય નહિ કોઇ, એવા પાંડવ વીર;
તેનું તેવું દુઃખ દેખીને, સુંદરશ્યામશરીર. ૩૦
પોતાનું જે આયુધ કહાવે, સાર સુદર્શન નામ;
તેણે પોતાના સેવકની, રક્ષા કીધી શ્યામ. ૩૧
સર્વ ભૂતના અંતરજામી, જોગેશ્વર જગદીશ;
પછે ઉત્તરાઅંતર પેશી, ગર્ભ આવર્યો ઇશ. ૩૨
અભિમન્યુ નારી ઉપર વિહારી, વિસ્તારી નિજ માયા;
પાંડવનો પરિવાર વધારણ, સૂક્ષ્મ રૂપ સમાયા. ૩૩
યદ્યપિ અસ્ત્ર સફળ બ્રહ્મા, નિષ્ફળ કયહું ન થાતુ;
તોયે વિષ્ણુતેજ વિલોકી, ફોક ફરી થઇ જાતુ. ૩૪
હરિને એ આશ્ચર્ય ન માનો, સર્વ કાર્ય અપાર;
માયાએ સરજે ને પાળે, સહારે સંસાર. ૩૫
બ્રહ્માસ્ત્રઅગ્નિથકી છૂટ્યાં, તનય તથા વધૂ કૃષ્ણા;
પ્રયાણકાળે કૃષ્ણતણી કરે, સ્તુતિ કુંતી સતૃષ્ણા. ૩૬
નમું તુંને હું આદ્યપુરૂષને, પ્રકૃતિપરેશ્વર દક્ષ;
સર્વ ભૂત મધ્યે બહિરંતર, રહ્યા તોયે અલક્ષ. ૩૭
માયા રૂપ જવનિકા મોટી, આચ્છાદ્યો તું શ્યામ;
તે માટે તુજ રૂપ ન દેખુ, કેવળ કરૂં પ્રણામ. ૩૮
ઇંદ્રિય જ્ઞાનથકી તુ આઘો, અવાચ્ય કોવિદ કેંતા;
દેહતણા અભિમાની મૂરખ, અજ્ઞાની નવ લેંતા ૩૯

---

૩૨ આવર્યો—ઢાંક્યો ૩૪ યદ્યપિ ઇ૦—યદ્યપિ બ્રહ્માસ્ત્ર સફળ છે—ધારેલુ કાર્ય કરે એવુ છે ૩૫ હરિને—હરિને વિષે ૩૬ સતૃષ્ણ—કૃષ્ણના દર્શનથી તૃપ્ત નહિ થયેલી

૩૭ પ્રકૃતિ પરેશ્વર—પ્રકૃતિ(માયા)થી પર એવા ઈશ્વર બહિરંતર—બાહેર અને માહે ૩૮ જવનિકા—પડદો ૩૯ અવાચ્ય-વાણીથી વર્ણી ન શકાય એવો

નાટક વિષે જેમ નટવો આવે, પડદે રહીને પેખે,
અંહે રહ્યો મહાનાદ કરે પણ, તેને કોઇ ન દેખે. ૪૦
પરમહંસજી મોટા મુનિવર, પવિત્ર અંત કર્ણ;
તે સરખા તુજને નવ દેખે, સેવે તારા ચર્ણ ૪૧
તો ભક્તિજોગ આચરવાને અમો, સમર્થ ક્યાથી સ્વામી,
નાગી નૈટ અમો અવિચારી, સંસારી સુખકામી ૪૨
વાસુદેવ ને કૃષ્ણ નમો નમો, પ્રણમુ દેવકીનંદ,
નંદગોપના કુંવર નમો નમો, નમો નમો ગોવિંદ ૪૩
પંકજનાભ નમો નમ તુજને, પ્રણમુ પંકજમાલ,
પંકજલોચનને પ્રણમુ નમો, પંકજપાદ વિશાળ. ૪૪
માતાથી મુજ મધ્યે તારી, પ્રીત ઘણેરી ભાસે,
એવું કહ્યુ કે હવા કુંતાજી, ગુણ ગોવિંદના પ્રકાશે. ૪૫
કંસે રૂંધી જ્હદા દેવકી, દેવ તમો મૂકાવી;
તેથી અતિ ઉપકાર કર્યો મુને, દેખાડું જ ગણાવી ૪૬
ઘણે દિને દેવકી મૂકાવી, તે પણ એકજ વાર,
તેના પુત્ર નથી મૂકાવ્યા, મુને ઘણો ઉપકાર ૪૭
હું તો ઘણી વિપત્તિથી રાખી, તે હો વારવાર,
મારા તો બાળક ઉગાર્યા, કહુ તેનો પ્રતીકાર. ૪૮
વિષમોદકથી વીર વૃકોદર, લાક્ષાગૃહથી રાખી,

---

૪૪ પંકજનાભ—જેની નાભિમાથી પંકજ (કમળ) ઉપજ્યુ છે એના. પંકજમાલ—કમળની માળાવાળા પંકજલોચન—કમળ સમાન નેત્રવાળા પંકજપાદ—કમળ સમાન પગવાળા.

૪૫ કવિ કહે છે ભાગવતમા એવુ કહ્યુ છે કે હવે કુંતાજી ગોવિંદના ગુણ પ્રકાસે છે "तत्कृतोपकारानतुस्मरति" એ વાક્યનો અર્થ

હિડિંબાદિક રાક્ષસથી ને, દ્યૂતસભાથી સાખી. ૪૯
રણરણ મધ્યે મહારથ ગણના, અસ્ત્રથકી ઉગારી;
અશ્વત્થામા અસ્ત્રથકી હું, ઉગારી ગિરિધારી. ૫૦
તે તે વિપત્તિ વિષે મેં શશ્વત, સંપત્તિનું સુખ લીધું;
જગતગુરૂ ગોવિંદ તે જ્યાં, પ્રગટ દર્શન દીધું. ૫૧
દેવ તમારા દર્શનથી નવ, ભવનું દર્શન થાય;
સંપત્તિ મહાસુખની હણનારી, કહું તેનો મહિમાય. ૫૨
સત્ કુળ જન્મ અને અધિકારજ, સુત ને સંપત્તિ જેહ;
તેથી પુરૂષને મદ વાધે, સાધે નહિ શુભ તેહ. ૫૩
તમો અકિંચન જનને દર્શન, આપોછો ભગવાન,
મદમાતા ઉન્મારગ જાતા, નવ દેખે ધનવાન. ૫૪
નમો અકિંચિત્ ધનને તમને, નિવૃત્તિગુણ ! નમસ્કાર;
શાંત આત્મારામ નમો નમો, કેવળપદ દાતાર. ૫૫
કાળરૂપ તે તુજને દેખું, દેવકીપુત્ર તે દેખું;
વિશ્વતણો વશ કર્ત્તા તાંરો, આદિ અંત ન પેખું. ૫૬
સર્વ ભૂતમાં સરખા વર્તો, સમર્થ સ્વામી નિત્ય,
માહોમાંહે કંકેશ કરે નૃપ, તેમાં તમો નિમિત્ત. ૫૭
માણસના કાર્ય અનુસરતા, માણસકેરૂં તન;
હે ભગવાન તમારૂં કર્તવ્ય, કોઇ ન જાણે જન. ૫૮

---

૪૯ વિષમોદકથી-ઝેરના લાડુથી ૫૧ શશ્વત્—નિરંતર ૫૨ ભવનું-સંસારનું. અર્થાત્ ફરીને સંસાર લેવો નહિ પડે ૫૩ અધિકાર—ઐશ્વર્ય

૫૪ અકિંચન—કેવળ દરિદ્રી—જેની પાસે કાંઈ નથી એવો ઉન્મારગ—ઉનટે મારગે ૫૫ અકિંચિત્ ધનને—જેની પાસે લગાર પણ ધન નથી એવાને કેવળપદ—મુક્તિ ૫૭ નિમિત્ત-નિમિત્ત માત્ર

નરને રૂપ રહ્યા છો માટે, વિષમપણું જન જોય;
તેહ તમારે વસ્તુગત્યા નહિ, વા'લું વેરી કોય. ૫૯

આપ અજન્મા જન્મ ધરો છો, કરો અકર્ત્તા કર્મ;
આત્મારામ તમારે એ તો, અતિ આશ્ચર્ય પર્મ. ૬૦

પશુમાં શૂકર વામન ઋષિમાં, માનવ રૂપે રામ;
જળજંતુમાં મત્સ્ય થયા વળી, કરતા નરનાં કામ. ૬૧

એક સમે અપરાધ કર્યો, દધિભાજન કટકા કીધું;
માત યશોદા તમ કરબંધન, નિજકર દામણુ લીધું.. ૬૨

અંજન આંસુએ થઇ વહી, ચાલી ધારા કાળી;
ભય પામીને ઊભા સ્વામી, નીચું રહ્યા નિહાળી. ૬૩

એહ અવસ્થા ઇશ તમારી, મુજને મોહ ઉપજાવે;
તાડયાનો ભય તારે શો ! તું–થી ભયને ભય આવે !! ૬૪

કોઇ કહે તું અજન્મા પણ, જન્મ્યો છે એ કાજ;
રાય યુધિષ્ઠિરકેરી કીર્ત્તિ, વિસ્તારવાને રાજ. ૬૫

કોઇ કહે યદુકીર્ત્તિ કરવા, જન્મ્યા છો ભગવન;
મલયાચળની કીર્ત્તિ કરવા, ચંદન જ્યમ ઉત્પન્ન. ૬૬

કોઇ કહે વસુદેવે જાચ્યા, પુત્રપણે પરમેશ;

---

૫૯ તેહ–તે—વિષમપણું. વસ્તુગત્યા–ખરી રીતે જોતાં. 'નહિ'નો અન્વય બન્ને બાજુએ કરવો. એટલે, તમારામાં વસ્તુતઃ વિષમપણું નથી કે વાહાલું વેરી પણ નથી. ૬૦ તમારે–તમારે વિષે. પર્મ—પરમ—હે પરમ !

૬૧ કરતા—( કૃષ્ણઅવતારમાં ). ૬૨ કૃષ્ણાવતારનું કર્મ કહેછેઃ એક ઈ૦—સ્પષ્ટ છે. દધિભાજન–દહીંની ગોરસી. કરબંધન—કરબંધન માટે.

૬૩ તેથી તમો રડવા લાગ્યા, તે કહેછેઃ અંજન ઈ૦–આંસુએ આંખનું અંજન ધોવાઇને તેની કાળી ધારા ચાલી.

દેવકીજીમાં દેહ ધર્યાં તમો, શ્યામળ સુંદર વેશ. ૬૭
કોઇ કહે આ વિશ્વતણી, અવતરિયા કરવા સાર;
દેવતણા શત્રુ દાનવનો, વધ કરવા અવતાર. ૬૮
કોઇ કહે મહાભારે ભૂમિ, મહાદુઃખ પામી મા'વ;
ભારે ચંપાતી સીદાતી, સાગરમાં જ્યમ નાવ. ૬૯
તે દેખીને બ્રહ્માજીએ, કરી પ્રાર્થના તારી;
ભૂમિભાર હરવા હરિએ, લીધું રૂપ મુરારિ. ૭૦
કોઇ કહે નર આપ અવિદ્યા—કામકર્મે પીડાય;
તેને શ્રવણ સ્મરણ કરાવા, કૃષ્ણે કીધી કાય. ૭૧
સુણે ભણે ને ગૃણે પુનઃ પુનઃ, સમરે ને આનંદે;
તેહ તત્ક્ષણ ભવભંજન તુજ, પદપંકજને વંદે. ૭૨
હવે તમે અમને હરિ હમણા, શામાટે તજી મૂકો;
અમો તમારાં અનુજીવી ને, સુહૃદ સગામાં ચૂકો. ૭૩
પોતાના જનકેરાં કારજ, કરવા ઇચ્છો મન;
શ્રીમદ્‌પદપંકજ વિણ અમને, નથી આશરો અન્ય. ૭૪
અમો કર્યા અપરાધ ઘણા, બહુ રાજાને દુઃખ દીધાં;
તેહ અમારો વાંક નથી સહુ, કહ્યાં તમારાં કીધાં. ૭૫
યાદવ સરખા બાંધવ તારે, પાંડવ સરખા તન;
દીનવચન તો શાને કહે છે, એમ કે'શો ભગવન. ૭૬
જાદવ પાંડવ નામે રૂપે, તેહથકી શો અર્થ;

---

૬૯ મહાભારે — પાપના મહાભારથી. સીદાતી— દુઃખી થતી. ૭૧ અવિદ્યા કામકર્મ—અવિદ્યા ( અજ્ઞાન ), કામ અને કર્મથી. ૭૨ ગૃણે—વખાણે પુન પુનઃ—ફરીફરીને. ૭૩ અનુજીવી—સેવક સુહૃદ—વાહાલાં.

દેવ તમારાં દર્શન પાખે, સર્વે જાણો વ્યર્થ ૭૭
સ્વામી જો સન્મુખ નહોતો, યાદવ પાડવ ખોટા;
નામે રૂપે વ્યર્થ કહાવે, ગાંડ થયા છો મોટા. ૭૮
ઈંદ્રિય સકળતણો વશકારી, જીવ કહાવે જેહ;
તેહ વિના જ્યમ મિથ્યા જાણો, નામ રૂપ ને દેહ. ૭૯
હમણાં જ્યમ આ અવનિ શોભે, તારે ચરણે સ્પર્શી;
તમો ગયા પૂઠે આ પૃથ્વી, નહિ શોભે હિતહર્ષી. ૮૦
દેશ અમારા સમૃદ્ધિ સયુત, અન્ન ઔષધી વૃદ્ધે,
વન પર્વત ને સાગર સરિતા, વાવે તારે દષ્ટે ૮૧
પધારો તો પાડવ દુખિયા. રહો તો યાદવ થાય;
બન્ને પાસ મને દુ ખ માધવ, માગુ એક ઉપાય. ૮૨
વિશ્વેશ્વર ! વિશ્વાત્મન્ ! મારૂ, વિશ્વમૂર્તિ ! દુખ વેદો;
પાડવપુત્ર વિષેથી મારો, સ્નેહપાશ દઢ છેદો ૮૩
અન્યથકી ઉતારી એવી, માધવજી મતિ મારી;
તુજમા મીન સદૈવ પામજો, સઘળા વિઘ્ન વિચારી. ૮૪
પ્રીતિ સહિત મતિ તુજમા જોઈએ, વારી વિઘ્ન અસગા;
(જ્યમ) પૂર સહિત સાગરમા જાતા, વિઘ્ન ગણે નહિ ગંગા. ૮૫
હે શ્રીકૃષ્ણ સખા અર્જુનના, હે કૃષ્ણ પરબ્રહ્મ,
ભૂમિના ભયકારી ભૂપતિ, કુવસ હારીકર્મ ૮૬
અક્ષયવીર્ય ગોવિંદ ! ગોબ્રહ્મ-દેવતણા દુ ખહારી;

---

૭૭ નામે—કીર્તિમા રૂપે—સમૃદ્ધિમા ૭૮ છો—ભતે ! ૮૦ હિતહર્ષી—હિતવડે હર્ષ પામનારી (પૃથ્વી) અથવા સ્વભક્તનુ હિત કરવામા હર્ષ માનનાર (ભગવાન)

૮૨ પધારો—જાઓ ૮૩ વેદો-જાણો (મારૂ દુ ખ) ૮૫ વારી—અટકાવીને અસગા-સગરહિત (મતિ)

યોગેશ્વર હે જગતગુરૂ, પ્રણમુ ભગવાન મુરારિ　　　૮૭

## સૂતઉવાચ.

કુંતાએ એમ કોમળ વાણ્યે, કહ્યો સકળ મહિમાય;
મોહ કરે માયા જે હળવે, હસતા વૈકુંઠરાય.　　　૮૮
કુ તાજીએ માગ્યુ જે મુજ, મતિ તુજમા અનુરાગી;
કુતાને તે વારૂ કહીને, પછે આજ્ઞા માગી　　　૮૯
વળતા હસ્તિનાપુરમાં પેશી, સ્ત્રીશુ થયા વિદાય,
પધારતા પ્રેમે કરી રાખ્યા, કૃષ્ણ યુધિષ્ઠિર રાય.　　　૯૦
(હવે) ભીષ્મતણો મૃત્યુ ઉત્સવ કે'વા, અન્યકથોપોદ્ઘાત;
એ કથા એટલેથી સોતી, સાભળ શૌનક વાત.　　　૯૧
હવે રાય યુધિષ્ઠિર શોક કરે બહુ, માને નહિ પ્રતિબોધ,
વ્યાસ આદિ મોટા મુનિ બોધે, તોયે ન ટળે રોધ.　　　૯૨
ઇશ્વરની ઇચ્છા કો ન લહે, થનારૂં જે પ્રશ્ન,
માહે મળ્યા પોતે પ્રતિબોધે, અદ્ભુતકર્મા કૃષ્ણ　　　૯૩
હરિને મન જે યુધિષ્ઠિર સાથે, ભીષ્મ પ્રતિબોધાશે,
કુરૂક્ષેત્રમા એકે કાળે, બન્ને કારજ થાશે　　　૯૪
બા'ર કહે પણ અતરજામી, અ'તર રાખે શોક,
કૃષ્ણતણી ગતિ કોઈ ન જાણે, શિક્ષા દેતા ફોક.　　　૯૫

---

૮૭ અક્ષયવીર્ય—નાશ ન પામે એવા પરાક્રમવાળા ગોવજ—ગાયના ટોળા ૮૮ માયા—માયાવડે ( મોહ કરે ) ૯૦ સ્ત્રીશુ—સ્ત્રીઓ સહિત રાખ્યા—અટકાવ્યા ૯૧ અન્યકથોપોદ્ઘાત-ઉપોદ્ઘાત રૂપ અન્યકથા ( કહે છે ) ૯૩ અદ્ભુતકર્મા—આશ્ચર્યરૂપ કર્મવાળા

૯૫ બા'ર ઇ૦—યુધિષ્ઠિરને ભીષ્મદ્વારા ઉપદેશ કરાવવો છે માટે અતરજામી તેને બાહારથી ( બોધવાક્ય કહે છે ) ખરા, પણ તેના અતરમા શોક રાખે ( રહેવા દે છે ).

રાય યુધિષ્ઠિર ચિંતવતા મન, સુંદર સગાનો નાશ,
અવિવેકી અંત કરણે કરી, પડ્યો મોહને પાશ ૯૬
અહો જુઓ અજ્ઞાન અમારૂં, હૃદયા વિષે ઉત્પન્ન,
દુષ્ટ સ્વભાવ અમારો જો જો, કઠિન અમારા મન ૯૭
શ્વાનશિયાળતણું ભક્ષણ, એ સદા પારકો દેહ,
તેને અર્થે બહુ અક્ષૌહિણી, હણ્યા સૈન્ય મેં જેહ ૯૮
હવે અક્ષૌહિણી પ્રમાણ કહું, જે વેદવ્યાસે ભાખ્યું,
કોઇ પુરાણતણું કહે છે તે, જોઇએ મનમાં રાખ્યું ૯૯
રથની સંખ્યા સાભળજો, એકવીશ હજાર વિચાર,
અવર આઠસે ઉપર સિત્તેર, રથની સંખ્યા સાર ૧૦૦
અક્ષૌહિણીમાં ગજની સંખ્યા, રથ પ્રમાણે હોય,
હવે કહે નરની સંખ્યા, સાભળજો સહુ કોય ૧૦૧
એક લાખ નવ સહસ્ર તથા, શત ત્રણ ને પંચાસ,
નરની સંખ્યા એહ પ્રમાણી, અક્ષૌહિણી ઇતિહાસ ૧૦૨
પાસેઠ સહસ્ર છસે દશ હયવર, અક્ષૌહિણીમાં હોય,
રાય યુધિષ્ઠિર કહે એવી, બહુ મારી મે સોય ૧૦૩
બાળક દ્વિજ સબંધી ને વળી મિત્ર પિતાના ભ્રાત,
ભ્રાત ગુરૂનો દ્રોહ કર્યો મે, કીધું અતિ ઉત્પાત ૧૦૪
તે માટે હું નરકથકી યુગ—કોટિ નહિ મૂકાઉં,
અયુત અયુત વહી જાતે વર્ષે, ક્યમે પવિત્ર ન થાઉં ૧૦૫
સંગ્રામે જે શત્રુ હણવા, રાજાને નહિ પાપ,
એહ શાસ્ત્રનું શાસન છે પણ, નવ માનું હું આપ ૧૦૬
જેના નાથ હણ્યા તે નારી—કેરો દ્રોહ પ્રકાશ,

૧૦૫ અયુત અયુત—દશ હજાર દશ હજાર—એક કોટિ, અથવા લાખો કરોડો

તે પાતક હું ગૃહસ્થકર્મે, કરી શકું નહિ નાશ. ૧૦૭
જીવતણી હત્યા ઘણી થઇ તે, યજ્ઞથકી નવ જાય;
યજ્ઞ વિષે તો જાણી પ્રીછી, વધવો પશુનો કાય. ૧૦૮
કર્દમથકી જે કલુષ થયું તેને, કર્દમ ક્યમ કરી ક્ષાલે;
સુરાપાનકૃતપાતકને ક્યમ, સુરાપાન ફરી ટાળે. ૧૦૯
તે માટે મુને પાતક પ્રકટ્યું, સૈનાવધનું જેહ;
અશ્વમેધ આદિક બહુ યજ્ઞે, ફરી નહિ જાયે તેહ. ૧૧૦
ઇતિ ભાગવતે પ્રથમસ્કંધે, અષ્ટમ અધ્યા' સાર;
જે અધ્યા'માં રાય યુધિષ્ટિર–કેરો શોકવિચાર. ૧૧૧
બાવન શ્લોકે બાંધ્યો અધ્યા', કુંતીસ્તુતિની વાત;
રત્ન કહે યત્ને કરી કીધાં, પદ શત ને ઉપર સાત. ૧૧૨

## અધ્યાય ૯ મો.

### શ્લોક.

उत्तरोदरगतार्भपालको मुक्तपुत्रपृथयाकृतस्तुतिः ॥
योयुधिष्ठिरमनोंबुजासन स्तंनमामिपरमेश्वरंपरं ॥१॥

### દ્રુતવિલંબિત.

પ્રથમ ભીષ્મતણા મુખથી ગણ્યા,
ધરમરાય યુધિષ્ઠિર સાંભળ્યા;

---

૧૦૭ ગૃહસ્થકર્મે—ઘરમહી મનુષ્યો જેવા યજ્ઞાદિ કર્મ કરે તેવાં કર્મવડે. ૧૦૮ વધવો—મારવો. ૧૦૯ કર્દમ—કાદવ. કલુષ—મલિનતા ક્ષાલે—ધુએ.

૧ શ્લોક—જે ઉત્તરાના ઉદરમાં રહેલા બાળકનું પાલન કરનાર છે તથા જેનાવડે પોતાના પુત્રો સહ આપ્રાદિક દુઃખમાંથી મુક્ત થયા છે માટે કુંતીએ જેની સ્તુતિ કરી છે, તેમજ જે યુધિષ્ઠિરના મન રૂપી કમળમાં આસન કરીને રહ્યા છે એવા પરમ પરમેશ્વરને હું પ્રણામ કરું છું.

હરિતણી સ્તુતિ, મુક્તિ પછે કહી,
નવમમાંહ્ય કથા સુયથા સહી. ૨

## સૂતઉવાચ.

## રાગ સામેરી.

સૂત કહે પામ્યો ભૂપતિ, કુંતાસુત મહારાજ્ય રે,
પ્રજાદ્રોહપાતકથી બીન્યો, ચિંતવતો નિજ કાજ રે. ૩
સર્વ ધર્મ જાણવા કાજે, ભૂપતિ કુંતાજાત રે,
કુરૂક્ષેત્રપ્રતિ આવ્યો જ્યાં છે, ભીષ્મપિતા મહાપાત રે. ૪
સકળ સહોદર સુંદર હયવર, સકળ થયા અસવાર રે,
પાછળ પળતા હય ઝળહળતા, સોનાના શણગાર રે. ૫
સાંભળ શૌનક કોઇ ચાલ્યા, રથ બેશી નરનાથ રે,
દ્વૈપાયન ધૌમ્યાદિક ચાલ્યા, ગય યુધિષ્ઠિર સાથ રે. ૬
અર્જુનશું રથ ઉપર બેઠા, પોતે પણ પરબ્રહ્મ રે;
યક્ષ વિષે કુબેર વિરાજે, ત્યમ ત્યાં રાજા ધર્મ રે. ૭
ભીષ્મ નિહાળ્યા ભૂમિપડ્યા જાણે, સ્વર્ગથકી ચ્યૂત દેવ રે,
સપરિવાર પાંડવ શ્રીહરિએ, પ્રણમ્યા ભીષ્મ એવ રે. ૮
બ્રહ્મઋષિ ને દેવઋષિ વળી, રાજઋષિ સહુ કોય રે,
ભરતપતિ ભીષ્મને જોવા, આવ્યા હુતા સોય રે ૯
પર્વત નારદ ધૌમ્ય મુનિ ને, દ્વૈપાયન ભગવાન રે;
બૃહદશ્વ ભરદ્વાજ શિષ્યશું, પરશુરામ મુનિજન રે. ૧૦
વસિષ્ઠ ને વળી ઇંદ્રપ્રમદ મુનિ, ત્રિત નામે મુનિ આવ્યા રે,
ગૃત્સમદ ને વળી અસિત મહામુનિ, કુરૂક્ષેત્રમાં આવ્યા રે ૧૧

---

૨ ગણ્યા—(ધરમ-ધર્મ) સ્તુતિ—(ભીષ્મે કરેલી) મુક્તિ—(ભીષ્મ-ની) ૪ કુંતાજાત—યુધિષ્ઠિર મહાપાત—બાણશય્યામાં શયન ૮ ચ્યુત—પડેલો

કક્ષીવાન્ ગૌતમ ને અત્રિ, કૌશિક તપના રાશ રે;
મુનિ સુદર્શન ઇંદ્રિયકર્શન, આવ્યા ભીષ્મની પાસ રે. ૧૨
અન્ય વળી શુકદેવ સરિખા, નિર્મળ મુનિ હરિ હેત રે;
કશ્યપ મુનિ બૃહસ્પતિ આદિ, આવ્યા શિષ્ય સમેત રે. ૧૩
મહાભાગ્ય મુનિ મળ્યા નિહાળી, ભીષ્મ ધર્મ જે જાણે રે;
પૂજા કરતા મુનિવરકેરી, દેશ કાળ પ્રમાણે રે. ૧૪
જગદીશ્વર હરિ આગળ બેઠા, આપે ઉત્તમ દેહ રે;
હૃદયા વિષે હુતા હરિ ભીષ્મે, પ્રેમે પૂજ્યા તેહ રે. ૧૫
માયાએ જે મનુષ્ય થયા પણ, પોતે પૂરણબ્રહ્મ રે;
ભીષ્મપિતામહ પરમેશ્વરનો, મહિમા જાણે પર્મ રે. ૧૬
પાંડુતણા સુત પાસે બેઠા, પ્રેમવિનય મન જાણી રે;
હર્ષાશ્રુજળ ઝાંખે નયને, નિરખી બોલ્યા વાણી રે. ૧૭

## ભીષ્મઉવાચ.

અહો મહા એક કષ્ટ કહાવે, મોટા મહાઆચાર્ય રે;
અહો પાંડવ સમર્થ થઇને, તજવા ઇચ્છો કાય રે ! ૧૮
વિપ્રતણો ને ધર્મતણો વળી, આશ્રય સાર તમારે રે;
અચ્યુતનો વળી આશ્રય મોટો, અખિલ દુરિત હરિ વારે રે. ૧૯
અતિશય એવો પાંડુ પિતા તે, જ્યારે પામ્યો રિષ્ટ રે;
ત્યારે તમો બાળક સાથ વધુજન, કુંતા પામ્યાં કષ્ટ રે. ૨૦

---

૧૨ રાશ-રાશિ-ઢગલો (તપના ઢગલારૂપ). ઇંદ્રિયકર્શન-ઇંદ્રિયોને સૂકવી નાખનારા. ૧૫ હૃદયા ઇ૦-જે હરિ ભીષ્મના હૃદયમાં હતા તેજ આ મોટા આગળ આવ્યા છે એમ જાણીને ભીષ્મે તેમને પૂજ્યા.

૧૭ હર્ષાશ્રુજળ ઇ૦-હર્ષનાં અશ્રુરૂપી જળ આવવાથી ઝાંખી થયેલી આંખોએ. ૧૯ અખિલ-સઘળું. દુરિત-પાપ. વારે-નિવારે. ૨૦ રિષ્ટ-મૃત્યુરૂપી દુર્ચિન્હ.

તદા તમારે અથ કુંતા, પામ્યા અતિશે કલેશ રે,
નાના બાળક પાલવવાને, વનિતા વિહ્વળ વેશ રે. ૨૧
તમને જે જે કષ્ટ પડ્યા તે, કાળ તણા સહુ કામ રે,
અહો કાળનું કૌતુક મોટું, કોણ લહે નર નામ રે ! ૨૨
કાળતણા વશવર્તી જાણો, લોક સહુ મતિમંદ રે,
વાયુતણા વશવર્તી છે જ્યમ, મેઘતણા બહુ વૃંદ રે ૨૩
ધર્મકુંવર સરખા જ્યા રાજા, ધર્મધુર ધર આપ રે,
જ્યા ગદાધર વીર વૃકોદર, ગાંડિવ સરખું ચાપ રે. ૨૪
જ્યા ધનુર્ધર અર્જુન સરખા, માધવ સરખા મિત્ર રે,
તોય વિપત્તિ પડી એ વાયક, અમને ભાસે ચિત્ર રે. ૨૫
અરે રાયજી આ હરિકેરૂં, હારદ લહે ન કોય રે,
જેનું હારદ જાણવા માટે, મોહ્યા કવિજન કોય રે ૨૬
તે માટે એ દૈવતણે વશ, જાણીને જંજાળ રે,
ઇશ્વરનો અનુવર્તી નાથ, અનાથપ્રજાને પાળ રે ૨૭
આ ભગવાન પુમાનજ આદિ, નારાયણ સાક્ષાત રે,
વૃષ્ણિમા વિચરે છે છાના, માયા મોહન જાત રે ૨૮
એનો મહિમા ગુહ્ય ઘણો છે, જાણે શિવ ભગવાન રે,
દેવઋષિ નારદ જાણે કે, કપિલ મુનિ રાજાન રે ૨૯
એને તું અજ્ઞાને માને, માતુલ કેરો તન રે,
સુહૃદ સગો ઉપકારી આપત, તે પોતે ભગવન રે ૩૦
પોતાનો પ્રધાન પ્રયોને, દૂતપણે પણ હાંક્યો રે,

---

૨૩ વશવર્તી—વશમા રહેનારા—આધીન ૨૫ વાયક—વચન ચિત્ર—આશ્ચર્યકારક ૨૭ અનુવર્તી–અનુવર્તી થઇને

૨૮ પુમાન પુરૂષ વૃષ્ણિ–યાદવો માયા–માયાવડે ૩૦ આપત (આપ્ત) સ્વજન

પ્રીતથકી સારથિ પણ કીધો, તે જોગીશ્વર શ્રુતિ ભાખ્યો રે. ૩૧
તમો કરાવ્યાં નીચ કર્મ તે, એને મન નહિ ભેદ રે;
રાગદ્વેષઅહંકારે વર્જિત, સમદર્શી કહે વેદ રે. ૩૨
તોયે પણ એકાંતભક્તમાં, કરૂણા જોજો ભૂપ રે;
શ્રીકૃષ્ણે મુને પ્રાણ ત્યજંતાં, દેખાડ્યું નિજ રૂપ રે. ૩૩
ભક્તિએ જેમાં મન પ્રવેશી, અર્ચન કીર્તન નામ રે;
એ આરાધી દેહ તજે તો, યોગી પામે ધામ રે. ૩૪
દેવ દેવ ભગવાન હરિ તે, કિંકરના કર ગ્રેજો રે;
જ્યાર લગી હું દેહ તજું છું, ત્યાર લગી યહાં રેજો રે. ૩૫
રાતાં લોચનને મુખ હસતું, ઉલ્લસતું મુખપદ્મ રે;
ધ્યાનતણે પથ, તેહ ચતુર્ભુજ, હોજ્યો શોભાસદ્મ રે. ૩૬
સાંભળ શૌનક એમ સુણીને, રાય યુધિષ્ઠિર પર્મ રે;
શરપંજર સૂતા ભીષમને, પૂછ્યા નાના ધર્મ રે. ૩૭
પુરૂષતણે સદભાવે વર્ત્યા, વર્ણાશ્રમને યોગ્ય રે;
વૈરાગ્ય રાગોપાધિ લક્ષણ, ભિન્ન ધર્મ નર ભોગ્ય રે. ૩૮
દાન ધર્મ ને રાજ્યધર્મ વળી, રાજ્યધર્મના ભેદ રે;
સ્ત્રીના ધર્મ તથા ભગવદ્ધર્મ, કહો કહે જ્યમ વેદ રે. ૩૯
ધર્મ અર્થ ને કામ મોક્ષયુત, ઉપાય તેના ધર્મ રે;
નાના આખ્યાને ઇતિહાસે, ભીષ્મે ભાખ્યા મર્મ રે. ૪૦
ધર્મનિરૂપણ કરતાં તેને, આવ્યો તેહજ કાળ રે;

---

૩૨ સમદર્શી–સહુને સમાનપણે જોવાવાળો. ૩૩ એકાંતભક્ત—અનન્યભક્ત ૩૬ ઉલ્લસતુ–શોભતું. ધ્યાનતણે પથ–ધ્યાનના માર્ગમાં, શોભાસદ્મ–શોભાનું ઘર.

૩૮ સદ્ભાવે–સ્વભાવમાં. ૩૯ ભગવદ્ધર્મ–ભગવાન્ પ્રતિ વર્તવાના ધર્મ–ઇશ્વરભક્તિના ધર્મ.

યોગીજનમનવાંચ્છિતમૃત્યુ, ઉત્તરઅયન વિશાળ રે. ૪૧
સહસ્ર ભાડ સમીપતણો, તેને ઉગારે રણ જેહ રે,
એવા ભીષમ તેણે કાળે, રહ્યા અબોલ્યા તેહ રે ૪૨
સંગરહિત મન આદિપુરૂષમા, આરોપ્યું ત્યાં તેહ રે,
ચારૂ ચતુ કર પીતાબર હરિ, આગળ ઊભા જેહ રે. ૪૩
લોચન મેળી મનમા લીધું, નારાયણનું રૂપ રે;
આગળ ઈશ્વર એના મનમા, સમર્યા ભીષમ ભૂપ રે ૪૪
વિમળ ધારણા એ હણ્યું પાતક, બીજે જોયું જાગી રે,
કૃપા દૃષ્ટિ શ્રીકૃષ્ણજી કેરે, આયુધપીડા ભાગી રે. ૪૫
સઘળી ઇંદ્રિય વૃત્તિ કેરી, ભ્રમણા ભાગી એહ રે,
દેહ તજતા પ્રસન્ન કરે છે, પરમેશ્વરને તેહ.રે. ૪૬

## ભીષ્મઉવાચ.

એણીરીતે મે મારી મતિ, ભગવત મધ્યે રોપી રે,
લોભ વર્જિત મતિ મારી, સાત્વતપતિને સમર્પી રે. ૪૭
જે હરિથી મોટો નહિ બીજો, પરમાનંદ પ્રકાશ રે,
ક્રીડા કરવા પ્રકૃતિતણો, સ્વીકાર કર્યો અવિનાશ રે. ૪૮
કો કહેશે એ દેહથ રિત, જીવતણી પેર જૂઠો રે,
જે પ્રકૃતિથી સૃષ્ટિથઈ તે, તેનો પતિ આપે ઉઠયો રે ૪૯

---

૪૧ યોગી ઇ૦—યોગી પુરૂષોને જેને મૃત્યુ માટે ઈચ્છે છે તે—ઉત્તરાયન રૂપ કાળ ૪૨ અબોલ્યા રહ્યા—મૌન ધારણ કર્યું ૪૩ ચારૂ—સુંદર ચતુ કર—ચાર હાથવાળા

૪૪ લોચન મેળી—આંખ્યો મીચીને આગળ ઇ૦—જે ઈશ્વર મોઢા આગળ બેઠા છે તેમને ભીષ્મ રાજાએ મનમા સમર્યા ૪૫ વિમળ ઇ૦—નિર્મળ એવી ઈશ્વરની ધારણાવડે પાપ હણાયુ ૪૭ સાત્વતપતિ—યાદવપતિ ૪૮ તેનો પતિ-પ્રકૃતિનો પતિ

ત્રિભુવનસુંદર તમાલશ્યામળ, સુગ્ગ્છભીભંડાર રે,
સુંદર અંબર અલકસમૂહે, આચ્છાદિતમુખ ચાર રે. ૫૦
એવું સાર શરીર ધરીને, પારથસારથિ રીત્ય રે,
એવા આ પરમેશ્વર મધ્યે, પ્રગટો મારી પ્રીત્ય રે. ૫૧
યુદ્ધ મધ્યે હયવર પૂર ઉડી, ધૂળે ધૂસર અલકે રે;
ચંચળ અલકે અરીપરી કરી, શ્રમજળ કણની ચળકે રે. ૫૨
ભક્તહેતનું દ્યોતકદર્શન, વદન વિરાજે હસતા રે,
માટે તીક્ષણ બાણે ભેદી, ત્વચા કઠિન કસમસતા રે. ૫૩
મારા બાણઅણી અફળાતે, કવચ દીપતું અત્ય રે;
એવા હરિ મધ્યે મન મારૂં, રેંજે નિશ્ચળ નિત્ય રે. ૫૪
કહ્યું અર્જુન અજે સેના મધ્ય, મારો રથ હરિ હાકો રે,
જેણે એમ સુણી તે ક્ષણમાં, રણમધ્યે રથ હાકયો રે ૫૫
રણની મધ્યે દુર્યોધનના, યોધા કહાવે જેહ રે,
કાળદષ્ટિ નિરખી તે કીધા, આયુધહીણા તેહ રે ૫૬
પરમ આયુધ આકર્ષીને, અર્જુનના જયકારી રે,
એવા અર્જુનસારથિ મધ્યે, પ્રીત પ્રકાશો મારી રે. ૫૭
અર્જુનને જે કાળે પ્રગટ્યું, અહ મમતા અજ્ઞાન રે,

---

૫૦ ત્રિભુવનસુંદર—ત્રણે લોકમાં સર્વથી સુંદર તમાલશ્યામળ—તમાલપત્ર જેવો શ્યામળા વર્ણનો. અંબર—વસ્ત્ર અલકસમૂહે—કેશના સમુદાયથી

૫૨ પૂર ઉડી—પૂરપાટ દોડવાથી ધૂસર—ભૂખરા અલક—કેશની લટો શ્રમજળકણની ચળકે—શ્રમથી થયેના પરસેવાના ટીપાના ચળકાટથી

૫૩ ભક્ત ઈ૦—ભક્ત ઉપર પોતાનું હેત છે તેનું દ્યોતક (પ્રકાશ કરનાર) જે દર્શન જેનું એવું વદન

૫૪ મારા ઈ૦—મારા બાણની અણી અફળાવાથી ૫૭ આકર્ષીને—તાણી લેઈને

સેનાને મુખ સ્વજન નિહાળી, પ્રગટ્યું પાતક ભાન રે. ૫૮
વિમુખ થઇ તે વિજયી ઊભો, રણ મધ્યે અર્જુન રે;
ત્યારે જ્ઞાન કરી અજ્ઞાન નિવાર્યું, નિર્મળ કીધું મન રે. ૫૯
એવા હરિના પદપંકજમાં, પ્રગટો મારી પ્રીત્ય રે;
વળી મુજને જે અનુગ્રહ કીધો, સાંભળજો તે સત્ય રે. ૬૦
પોતે પણ કીધું જે રણમાં, આયુધ પાણે આવું રે;
મે પણ કીધુ હરિ પાસે હુ, આયુધ આજ ધરાવું રે. ૬૧
પોતાનું પણ મિથ્યા કીધું, મારી પ્રતિજ્ઞા પાળી રે;
મારે અર્થે રથ ઉપરથી, ઉતરિયા વનમાળી રે. ૬૨
હું સામા હરિ ધાયા ઝાલી, રથનુ ચક્ર વિશાળ રે;
હસ્તીને હણવાને જાણે, સિંહે મારી ફાળ રે. ૬૩
ત્યારે બળમાં ચરણે ચાંપી, ભૂમિ ભારે કાંપી રે;
ત્યારે માર્ગમા માધવનુ પડ્યું, પીતાંબર પદ ઝાંપી રે. ૬૪
મારે તીક્ષણ શરને પ્રહારે, શિથિલ કવચધર ધસતો રે;
રૂધિર વહેતે આવતો જોઇ, આતતાયી હુ હસતો રે. ૬૫
ઇંદ્રકુમારે વાર્યો વિઠ્ઠલ, તોય નથી તેં લજાતો રે,
મારા વધને અર્થે આવ્યો, રાતે લોચન ધાતો રે. ૬૬
રખે ભક્ત પણ મિથ્યા થાતો, એમ લહ્યું ગોપાળ રે;
તેહ મુકુંદ હજો ગતિ મારી, ભક્તવચન પ્રતિપાળ રે. ૬૭
પારથ રથનું રક્ષણ કરવુ, યેનકેનએ કામ રે,
રાશ પરાણો પાણ વિરાજે, એ શોભા અભિરામ રે. ૬૮

---

* ૫૮ મુખ—મોખરા ઉપર ૫૯ નિવાર્યું—(ગીતા સંભળાવવાવડે). ૬૧ પણ—પ્રતિજ્ઞા ૬૪ ઝાપી-ઝાપી(જાળ)ની પેઠે ૬૫ આતતાયી-ધનુષ્યધારી ૬૬ ઇંદ્રકુમારે—અર્જુને ૬૮ યેનકેન—જેતે ઉપાયથી

એવા ભગવંતમાં મારી મતિ, મરતી વેળા આણું રે;
હરિ નિરખી રણ પ્રાણ તજ્યા તે, તદ્રૂપ થયા હું જાણું રે. ૬૯
ક્ષત્રીધર્મે મરતા જેને, રૂપ થયા શું કે'વુ રે;
અતિ કામી ગોપી ગતિ પામી, ભીષ્મ કહેછે એવું રે. ૭૦
લલિત ગતિ રતિ રાસ વિલાસી, માનિની માનસ કામી રે;
મદમાતી જેના ગુણગાતી, ગોપી તદ્દપદ પામી રે. ૭૧
રાયયુધિષ્ઠિર રાજસૂયમાં, જોવા સરખે રૂપે રે;
મુનિવર નરવર સહિત સભામાં, પૂજ્યા પાડવ ભૂપે રે. ૭૨
ત્યાં સુંદર રૂપ અનુપ અહો હરિ, મહામહિમા વિસ્તાર રે;
મારે એવા ઇશ્વર આગળ ઊભા, ભાગ્યતણો નહિ પાર રે. ૭૩
તે આ અજ પરમેશ્વરને હુ, પ્રગટ પામ્યો આજ રે;
અખિલ ઉપાધિ ભેદ મોહ મદ, મારા કીધા ત્યાજ રે. ૭૪
પોતે નિર્મ્યા દેહધારીના, હૃદયદરામા પેઠા રે;
સ્થાનક ભેદ ભિન્નજ ભાસે, તે ઇશ્વર આવી બેઠા રે ૭૫
એક રવિ જ્યમ આગળ પાછળ, નરને નયને ભિન્ન રે;
એક હરિ સહુને બહુ છે ત્યા, રે'જો મારૂ મન રે. ૭૬

## સૂતઉવાચ.

સૂત કહે છે સાંભળ શૌનક, ભીષ્મની ગતિ ભાખે રે;
મનવાણી ઇંદ્રીની વૃત્તિ, કૃષ્ણ વિષે એમ રાખે રે. ૭૭

---

૭૦ જેને રૂપ થયા—જેના રૂપ જેવા રૂપવાળા થયા—હરિરૂપ થયા
૭૫ પોતે ઈ૦—પોતે નિર્મેલા દેહધારી( પ્રાણી )ઓના હૃદય રૂપી દરા-(ધરા)મા પેઠા

૭૬ નરને નયને ઇ૦—મનુષ્યની આખ્ખોમા જેમ અનેક જૂદા જૂદા સૂર્ય ( પ્રતિબિબ રૂપે ) જણાય છે તેમ

પરમેશ્વરમાં એક આપણો, મળ્યો આતમારામ રે,
અંતરગતમાં શ્વાસ વિરામ્યો, ભીષ્મ પામ્યો ધામ રે. ૭૮
ભીષ્મ જ્યારે પરબ્રહ્મમાં, ભળ્યા નિહાળ્યા અક્ષી રે;
સર્વે કોઇ અબોલ્યા ઊભા, સાંજ પડયે જ્યમ પક્ષી રે. ૭૯
તે કાળે ત્યાં નરવર સુરવર–કેરાં દુંદુભિ વાગે રે;
ધન્ય ધન્ય કહી ગગનથકી સુર, કુસુમ વરસાવા લાગે રે. ૮૦
મરણ થયા પછી ભીષ્મના કીધા, કર્મ સકળ સંસ્કાર રે;
મુહૂર્ત એક દુખિત થઈ ઊભા, પોતે પાંડુકુમાર રે. ૮૧
આનંદ્યા મુનિ ગુહ્ય ગુણે કરી, સંતોષ્યા ભગવાન રે;
પછે ફરી હરિ હૃદયા રાખી, ગયા આપણે સ્થાન રે. ૮૨
હાવે ઘેર જઇને ગાંધારીને, ધૃતરાષ્ટ્રને રાય રે,
કૃષ્ણ સહિત આશ્વાસન કીધું, તાપ શમાવ્યો ત્યાંય રે ૮૩
ધૃતરાષ્ટ્રે પ્રેર્યા ને પોતે, પ્રેર્યા શ્રીગોપાળે રે,
પાછું ફરીને રાય યુધિષ્ઠિર, ધર્મરાજ્ય તે પાળે રે ૮૪
ઈતિશ્રી ભાગવતે પ્રથમસ્કંધે, નવમો અધ્યા' બંધ રે,
રાય યુધિષ્ઠિર રાજ્ય કરેછે, એમાં એ સંબંધ રે ૮૫
જે અધ્યા'માં શ્લોક થયાછે, એક ઊન પચાશ રે,
રત્ન કહે યત્ને કરી કીધા, બ્યાશી પદ અભ્યાસ રે ૮૬

## અધ્યાય ૧૦ મો.

શ્લોક.

युधिष्ठिरांतःकरणैकनेता भीष्मांतकालावसर प्रणेता ॥
भक्तावन सज्जनकार्यकर्त्ता भर्त्ताभुवः पातु भवैकगर्त्तात् ॥ १ ॥

---

• ૮૦ કુસુમ–ફૂલ ૮૬ ઉન–ઓછો પચાસમાં એક ઓછો–ઓગણપચાસ.
૧ શ્લોક–યુધિષ્ઠિરના અંતઃકરણને સન્માર્ગે દોરનાર અને ભીષ્મના અંતકાળને સુધારનાર, ભક્તનું રક્ષણ કરનાર, સજ્જનોનું કાર્ય કરનાર તથા પૃથ્વીનું ધારણ કરનાર હરિ સંસારરૂપી ખાડમાંથી મારૂં રક્ષણ કરો

## રથોદ્ધતા.

ભક્ત કાર્ય કરી દ્વારિકા જતા,
સુંદરી સ્તવન ચિત્ત ભાવતા;
હસ્તિનાપુરથકી પધારતા,
એટલી દશમ માંય વારતા. ૨

## રાગ મારૂની ચોપાઈ.

શૌનક પૂછે સાંભળ સૂત, કહેની કૃષ્ણકથા અદભુત;
મોટો ધર્મધુરંધર માંય, એવો જેહ યુધિષ્ઠિર રાય ૩
બીજા બંધુસહિત રાજન, મૂકયો ભોગ તથા ભોજન;
પાછું કયમ કીધું નિજરાજ, વળતાં કવણજ કીધાં કાજ;
પૂછયુ શૌનક મુનિએ જેહ, સૂત કહે છે ઉત્તર તેહ. ૪

## સૂતઉવાચ.

કૌરવ દળપાવક પરજળ્યા, વંશવિરોધઅગ્નિ જે બળ્યા;
જ્યમ કાંઇ વનમાં વંશહુતાશ, કરતો સકળ વિપિનનો નાશ. ૫
કૌરવવંશ રહ્યો હરિ કોપી, વળતો પરીક્ષિત્ અંકુર રોપી,
રાજ્યે રાય યુધિષ્ઠિર સ્થાપી, હરિને પ્રીતિ પરમ મન વ્યાપી. ૬
રાય યુધિષ્ઠિરે મન સ્થિર રાખ્યુ, સુણી હરિ ભીષમકેરૂં ભાખ્યુ;
વીર વિજ્ઞાન યુધિષ્ઠિર પામ્યો, બાંધવવધનો વિભ્રમ વામ્યો. ૭
હરિનો આશ્રય પામી હરખ્યો, પાળે રાજ્ય ધુરંધર સરખો;
સેવે લઘુબાંધવ રિપુ રૂંધી, પાળે પૃથ્વી સાગર સુધી. ૮

---

૫ વંશવિરોધઅગ્નિ-કુળનો વિરોધરૂપ અગ્નિ. વંશહુતાશ-વાંસનો અગ્નિ વિપિનનો-વનનો ૭ વિભ્રમ-ભ્રાંતિ-ગભરાટ.

માગ્યા વરસે વારિદ પુજે, પૃથ્વી કામદુધારી દૂઝે,
સુરભિદુગ્ધ અવાડાનીચે, પયની ધારે પ્રજને સિચે. ૯
સરિતા સાગરને જઇ મળતી, તરૂવર વીરૂધ ઔષધી ફળતી,
નૃપને સેવે તરૂવર વેલી, ઋતુ ઋતુ કુસુમફળરસ રેલી. ૧૦
આધિવ્યાધિ ભૂખને ત્યાજે, રાય યુધિષ્ઠિરકેરે રાજ્યે,
અજાતશત્રુરાજા જ્યારે, ત્રૈણે તાપરહિત નર ત્યારે ૧૧
(અરે)હવે શ્રીહરિ ગમન કરતા, ટાળી રાય યુધિષ્ઠિર ચિતા,
હસ્તિનાપુર વસ્યા બહુ માસ, હરવો શોક સુહૃદની પાસ ૧૨
સબળો સ્નેહ સુભદ્રા ભગિની, શીતળ કીધો સહુનો અગની;
માગી શીખ સહુની પાસ, પ્રભુજી પધારો એમ કહે દાસ ૧૩
ભેટચા ભૂપતિને ભગવાન, માણ્યા રાય યુધિષ્ઠિર માન,
કો ભેટે કો નમતા હેઠા, રથની ઉપર આવી બેઠા ૧૪
દ્રૌપદી સાર સુભદ્રા કુતા, ઉત્તરા ગાધારી બહુ ચિતા;
ધૃતરાષ્ટ્ર ને યુયુત્સુ એવ, ગૌતમ કૃપ નકુલ તથા સહદેવ ૧૫
ભીમ ધૌમ્ય તથા બહુ નારી, હરિનો વિરહ સહે નહિ ભારી;
વિહ્વળ વિલખે વિષ્ણુ વિયોગ, મનમા મોહ ન ભાવે ભોગ ૧૬
હરિજન સગમથી સુખ થાય, વિષયસગમદુ ખ મૂકાય,
સુણ્ય જેના જશ મહિમાય, પ ડિત પુરૂષે તે ન તજાય ૧૭
જશ ગુણ એક વાર સાભળતા, હરિજન સ ગ ન તજે વળતા,
એવા હરિમા સોપી મત્ય, પાડવ વિરહ સહે કયમ સત્ય ૧૮

---

૯ વારિદ—મેઘ પુજે—ઢગને કામદુધા–ઇચ્છિત પદાર્થને આપનારી સુરભિદુગ્ધ—ગાયનુ દૂધ ૧૦ વીરૂધ—વેલી ૧૨ સુહૃદ ઇ૦—સુહૃદ (વાહાના)ની પાસે જઇને તેમનો શોક હરવો

૧૭ વિષય ઈ૦–વિષયના સગમથી થએલુ દુ ખ હરિજનના સગમથી નાશ પામ છે

દર્શનસ્પર્શન વચન વિલાસ, ભોજન આસન શયન સુહાસ,
જેશુ નિશદિન નાના ભોગ, તેનો સહે કયમ ભૂપ વિયોગ. ૧૯
મૂકી દીધી નેત્રનિમેષે, સહુકો પરમેશ્વરને પેખે,
ચિત્ત ચતુર્ભુજ પાછળ ચાલ્યા, પ્રેમને પાશ પડયા હરિવા'લા ૨૦
લોચન નારાયણશુ જોડે, ઇતઉત કારજ કરવા દાડે,
ગોવિંદ ઘેરથી ચાલ્યા જ્યારે, બાંધવ અબળા ઉત્સુક ત્યારે ૨૧
નેહે નયન ભરી ભરી આવે, નારી લોચનમાહે સમાવે,
લોચન ગલન અમગળ જાણે, અબળા હરિને અંતર આણે ૨૨
શંખ મૃદંગ નફેરી વાજે, વીણા ઢોલ ને ગોમુખ ગાજે,
ઝાઝ નગારા ઘંટા ધમકે, જાદવ જાતા દુંદુભિ ડમકે ૨૩
મંદિર શિખર ચઢી કુરુનારી, જોવા મોહન રૂપ મુરારિ,
હરિને કુસુમ વધાવી હરખે, હેતસમેત સકુચી હશી નિરખે ૨૪
હરિને છત્ર ધર્યું અર્જુન, જેને શ્રીહરિ તન મન ધન,
દાંડી રત્ન જડિત બહુ મૂલ, ફરતી મુક્તાફળની ઝૂલ ૨૫
ઉજ્વળ છત્ર હરિશિર સોહે, સુરવર મુનિવરના મન મોહે,
ઉદ્ધવ સાત્યકિ મારગ મા'લે, હરિને ચમર કરતા ચાલે ૨૬
કોમળ કુસુમે કૃષ્ણ વધાવ્યા, મધુપતિ મારગ મધ્યે આવ્યા,
જ્યાં ત્યાં બ્રાહ્મણ આશિષ ભણતા તે સહુ હરિ શ્રવણે સુણતા ૨૭
સગુણ પણે સહુ આશિષ સાચી, નિર્ગુણ રૂપ નિહાળ્યે કાચી,
ઉત્તમશ્લોકમયી મતિ સારી, કૌરવપુરની સુંદર નારી ૨૮
તેને થાય પરસ્પર વાદ, ઉપનિષદ્થી વિષમ સુનાદ,

---

૨૦ નેત્ર નિમેષે–નેત્રની નિમેષ ઉમેષ પણ મૂકી દીધી ૨૧ ઇતઉત–અહી તહી ૨૨ લોચન ગલન–નેત્રમાથી પાણી ગળતુ તે ૨૩ ગોમુખ–રણશીગા ૨૪ સકુચી હશી–લાજ સહિત હશીને ૨૭ મધુપતિ–કૃષ્ણ ૨૮ ઉત્તમશ્લોકમયી–શ્રીકૃષ્ણ રૂપ

નિરખી વિસ્મય પામી મન, સખીશું કોઇ સખી કહે અન્ય ૨૯
આદ્યે હુતો પુરૂષપુરાણ, તે આ પ્રત્યક્ષ શારંગપાણ,
ગોવિંદ ગુણથી આગળ થઇ સૂતો, આત્મપ્રપંચ પાખે અછુતો. ૩૦
પ્રલય સમય હરિ એકજ હુતા, સઘળા જીવ પ્રભુમાં સૂતા,
સુપ્તશક્તિ જીવ ત્યાં જેહ, ત્યારે સૂતી હુતી તેહ ૩૧
તે આ અક્ષર રૂપજ ધરતો, પુનરપિ પ્રકૃતિને અનુસરતો,
પ્રકૃતિ કાળ શક્તિ જે પ્રેરી, સૃષ્ટિ કરવા હરિએ હેરી. ૩૨
જે નિજ અંશ સર્વ છે જીવ, તેને ધરતી જે મોહ અતીવ,
કીધો સૃષ્ટિતણો સંયોગ, જીવને કરવા નાના ભોગ ૩૩
પૂર્વે નામ રૂપ નહિ જેને, કીધાં નામ રૂપ હરિ તેને,
જીવને કર્મ કરાવા ભેદ, જેણે કીધા ચારે વેદ. ૩૪
તે આ ઇશ્વર આપ અનુપ, પંડિત પેખે જેનું રૂપ,
કરતા રોધન પ્રાણ અપાન, ભક્તને શોધિત બુદ્ધિ મહાન ૩૫
જેવું આ હરિ મનને શોધે, તેવું જોગે પણ નવ રોધે,
વેદ વિષે જે ગુહ્ય વિચાર, ગુહ્યતણા મુનિ જાણનહાર ૩૬
તેણે સત્ય કથા કહી એની, નિગમે ગુહ્ય કથા તે જેની,
લીલા જે કરતા હરતા ભરતા, જે હરિ ઇશ્વર એક અકર્તા ૩૭

---

૨૮ ઉપનિષદથી ઇ૦—અર્થાત્ ઉપનિષદનું પણ મન હરણ કરે એવો સારો નાદ ૩૦ પુરાણ-પ્રાચીન ગુણથી આગળ-સત્વાદિક ગુણના ક્ષોભથી પહેલા

૩૧ સુપ્તશક્તિ-જીવની ઉપાધિ રૂપ શક્તિ સુપ્ત થઇ હતી ( લય પામી હતી ) ૩૩ અતીવ-ઘણો

૩૫ કરતા ઇ૦—પ્રાણ અને અપાન વાયુનું રોધન કરતા-પ્રાણાયામાદિ કરીને સમાધિસ્થિત થતા

૩૬ શોધે-શુદ્ધ કરે રોધે—અટકે ( વિષય તરફ જતા ) ૩૭ નિગમે—વેદે

એવા ઇશ્વર બ્રહ્માકાર, તેણે શોદ ધર્યા અવતાર,
જ્યારે ભૂપ થયા અજ્ઞાની, પોષે પ્રાણ અધર્મે માણી.　　૩૮
ત્યારે મર્યાદા ફરી કરતા, શુદ્ધ સ્વરૂપી રૂપજ ધરતા;
અદ્ભુત ઇશ્વરતા હરિ ધરતા, સત્ય પ્રતિજ્ઞા પણ અનુસરતા.　　૩૯
નિજ ઉપદેશ જથારથ ધર્મ, ભક્તકૃપા ને અદ્ભુત કર્મ;
જુગ જુગ અવતારે ભગવાન, એટલાં પ્રગટ કરે ગુણગાન.　　૪૦
સખી અતિ ઉત્તમ જદુકુળ જાણો, મથુરા પરમ પવિત્ર પ્રમાણો;
જ્યા આ પુરૂષોત્તમ હરિ જન્મ્યા, પદ્માના પ્રિય પોતે અજન્મા. ૪૧
જ્યાં નિજ પગની પગત દીધી, પૃથ્વી કેરી પૂજા કીધી;
અહો એ આશ્ચર્ય વાત અગાધી, દ્વારિકા સ્વર્ગથકી પણ વાધી. ૪૨
સ્વર્ગતણું જશ જીત્યુ સાર, એથી નીચુ દિવ નિર્ધાર,
પૃથ્વી પુણ્ય પરમ પરકાશ્યુ, જેમા દ્વારામતિ પુર વાસ્યુ.　　૪૩
પુરના લોક નિહાળી વ્યક્ત, નિજપતિહાસઅનુગ્રહયુક્ત;
એશુ કરગ્રહણ કીધુ જેણે, મહાતપપુણ્ય કર્યું સ્ત્રીતેણે.　　૪૪
વ્રત ને સ્નાન સુપાવક પોષ્યા, એમ કરી આ ઇશ્વિર સતોષ્યા;
એના પુણ્યતણો નહિં પાર, પીતા હરિ અધરામૃતસાર.　　૪૫
વ્રજની જુવતી જેમાં મોહી, હરિમાં તન મન ધન આરોહી;
તેશુ રમતી વારવાર, ધન્ય ધન્ય નારાયણની નાર.　　૪૬
જે વળી જીતી લીધી નાર, સાર સ્વયવરમા નિરધાર;
રણમા બળિયા જીત્યા યોધ, જે શિશુપાળ પ્રભૃતિ સવિરોધ. ૪૭

---

૪૧ પદ્મા—લક્ષ્મી અજન્મા—જન્મ વગરના—અનાદિ. ૪૨ પગત—(પક્તિ) હાર અર્થાત્ જ્યા ચાલ્યા ૪૩ દિવ—સ્વર્ગ ૪૪ નિજ ઇ૦—પોતાના પતિ(કૃષ્ણ)ના હાસરૂપ અનુગ્રહ (કૃપા) યુક્ત છે. કરગ્રહણ—લગ્ન

૪૫ સુપાવક પોષ્યા—અગ્નિમા હોમ કર્યો ૪૬ આરોહી—ચઢાવીને અર્થાત્ અર્પણ કરીને ૪૭ પ્રભૃતિ—મુખ્ય—આદિ અર્થાત્ વગેરે

રૂક્મિણી જાંબવતી ઘરસૂત્ર, પ્રદ્યુમ્ન સાંબ જેને પુત્ર;
વળી જે નરકાસુરને મારી, લાવ્યા સોળ સહસ્રગત નારી ૪૮
તે બહુ સ્ત્રી અવતાર સુહાવે, જેની પાસે ઇશ્વર આવે;
જેને વશ છે આ સંસાર, તે પ્રભુ પરવશ કીધા નાર. ૪૯
જેના મંદિરથી નિરધાર, પુષ્કરલોચન ન જતો બા'ર;
અબલા અનગુણથી પણ વસતો, આનંદમૂર્ત્તિ આપે હસતો ૫૦
હરિનારીનું સુકૃત જેહ, કારણ કોઇ ન જાણે તેહ,
એ વિધ ઉચરતી પુરનારી, તે સહુ સુણતા કા'ન મુરારિ ૫૧
હાસ્યનિરીક્ષણ હરિએ નિરખી, જાદવ જાતા જુવતી હરખી,
અજાતશત્રુ યુધિષ્ઠિર રાય, પરથી આશંક્યો મનમાંય. ૫૨
હરિના રક્ષણ અરથે અંગી, મેરી સેના તે ચતુરંગી;
પાંડવ વિરહાતુર વોળાવ્યા, હરિએ હેત સહિત વાળ્યા. ૫૩
નિજપુર મારગ માધવ ચાલ્યા, શૂરસેન યામુન દેશ વિશાળા,
બ્રહ્માવર્ત તથા કુરૂક્ષેત્ર, મત્સ્યને સારસ્વત લખી નેત્ર ૫૪
મૂકી મારૂજાડ્ય જળહીણ, મૂક્યો ધન્વદેશ જળક્ષીણ,
સૌવીર દેશ અને આભિર, મૂકી ચાલ્યા જાદવ વીર. ૫૫
આવ્યા આનર્તકમાં જ્યારે, કાંઇ એક વાહન થાક્યા ત્યારે,
આનર્તક પોતાનો દેશ, દ્વારામતીની પાસે એષ ૫૬

---

૫૦ પુષ્કરલોચન — કમળનેત્ર ૫૨ હાસ્યનિરીક્ષણ—હાસ્ય સાથે જોવુ અર્થાત હસતા હસતા તેમના સામુ જોઇને પરથી-શત્રુથી

૫૪ શૂરસેન-મથુરાનો પ્રદેશ યામુન-જમુનાના કાંઠાનો પ્રદેશ બ્રહ્માવર્ત—સરસ્વતી અને દૃષદ્વતીની વચ્ચેનો દેશ કુરૂક્ષેત્ર—પાણીપત ગલ્ય—દાન જ્યાં વિરાટ નગર છે તેની પાસેનો પ્રદેશ સારસ્વત— સરસ્વતીના કાંઠાનો પ્રદેશ

૫૫ મારૂજાડ્ય-મારવાડ ધન્વદેશ-મારવાડની દક્ષિણનો પ્રદેશ સૌવીર અને આભીર—કાઠિયાવાડના પ્રદેશો ૫૬ આનર્તક—ઓખામંડળની પાસેનો પ્રદેશ

તે તે દેશતણા નૃપ નેટ, પૂજ્યા પરમેશ્વર બહુ ભેટ;
પશ્ચિમદેશ અપરાન્હ પ્રવેશ, એવે આવ્યો અસ્ત દિનેશ. ૫૭
ઇતિ ભાગવતે પ્રથમસ્કંધ, જેમાં કૃષ્ણ પ્રયાણ સંબંધ;
રત્ન કહે યત્ને કરી કીધ, એના છત્રીશ શ્લોક પ્રસિદ્ધ. ૫૮

## અધ્યાય ૧૧ મો.

### શ્લોક.

सपदिहस्तिनपत्तनतोहरिर्यदुभिरेवजगामकुशस्थलीम् ॥
गजपुरीप्रमदास्तुतिसादरःसमवतापनिवारकतारकः ॥ १ ॥

### ઇંદ્રવજ્રા.

આનર્તભૂપે પ્રણમ્યા પરેશ,
સર્વે મળી બંધુ પુરી પ્રવેશ;
શોભા કહી યાદવઇંદ્રિકેરી,
એકાદશે એહ કથા અઘેરી. ૨

### સૂતઉવાચ.

### આશાવરી.

સૂત કહે સૂણ્ય શૌનક મુનિવર, યદુવર નગર પધારે રે;
પુરવાસી ઉત્સુક ઉલ્લસતા, હસતા સદન સમારે રે. ૩

---

૫૭ અપરાન્હ—પાછલે પોહોરે. દિનેશ-સૂર્ય ૧ શ્લોક—હસ્તિનાપુરની સ્ત્રીઓએ કરેલી સ્તુતિ જેણે આદરથી સાંભળી છે તથા જે હસ્તિનાપુરથી નીકળીને દ્વારકા પ્રતિ ગયા છે તે ભક્તજનને તારનારા હરિ સર્વના સંસારરૂપી તાપનું નિવારણ કરો

૨ યાદવઇંદ્ર-કૃષ્ણ અઘેરી– અઘરી કે મેળવવાને દૂર એવી. ૩ ઉલ્લસતા—શોભતા સદન-ઘર

ઉંચા દંડ પ્રચંડ ધ્વજતણા, તોરણ બા'ર વિરાજે રે,
અગરુના પાવકવિણ બળતા, રત્નદીપક બહુ છાજે રે ૪
આનર્તકમાં આવ્યા શ્રીહરિ, પોતાને જૂને દેશ રે,
શંખ વજાડયો શ્રીહરિએ તે, નાદે શમવ્યા કલેશ રે ૫
ઉજ્વળ શંખ અધરની સંગે, રાતે રંગે લોભ્યો રે,
કોમળ કમળ સરીખા કરના, સંપુટ મધ્યે શોભ્યો રે ૬
હરિ કરસંપુટ શંખ વિરાજે, શોભા પરમ પ્રશંસ રે,
કમળતણા વનમાં ઊભો જાણે, નાદ કરે કલહંસ રે ૭
શંખતણો શબ્દ સુણીને, ભયને ભય ઉપજાવે રે,
દર્શનલોભી લોક સહુશ્રી–હરિના સામા આવે રે ૮
તે હરિને નર આદર સાથે, ભેટ ભલેરી અર્પે રે,
સુરજને જેમ દીપકકેરી, આરતી કરીને તર્પે રે. ૯
આત્મારામને પૂરણ કામને, નિજલાભે આનંદ રે,
તે પણ પોતે ભેટ ભક્તની, ગ્રે'તા યાદવચંદ રે ૧૦
વદનકમળ પ્રેમે પરકાશ્યા, હર્ષે ગદગદ વાણી રે,
પિતા પ્રત્યે જેમ બાળક બોલે, પ્રજા વદે એમ આણી રે ૧૧
નાથ તમારા પદપંકજને, અમો નમું આનંદે રે,
બ્રહ્મા સનકાદિકને સુરપતિ, નિત્યે જેને વંદે રે ૧૨
પરમશરણ પુરૂષ તે જે કો, ઇચ્છે અતિ કલ્યાણ રે,
બ્રહ્માદિકનો ભયકારી જ્યાં, કાળતણું ન પ્રમાણ રે ૧૩
(૧) વિશ્વતણા ભાવન તું અમને, વૈભવ આપ્યું અપાર રે,
તમો અમારા માતપિતા છો, સુહૃદપતિ નિરધાર રે ૧૪

---

૭ પ્રશંસ–વખાણવા યોગ્ય કલહંસ–રાજહંસ ૧૧ આણી–(પ્રેમ)
૧૪ ભાવન—ઉપન કરનાર

તમો અમારા સદ્‌ગુરૂ સ્વામી, પરમ દેવતા સત્ય રે;
ઇશ તમારો આશ્રય પામી, અમો થયા કૃતકૃત્ય રે. ૧૫
અહો અમો તો તમો વડે, સનાથ થયાછું સ્વામી રે;
ત્રણ લોકમાં દુર્લભ દર્શન, દેવ તમારૂં પામી રે. ૧૬
હિતહસિતથી સરસ વિલોકન, વદન વિરાજિત રૂપે રે;
અંગ અંગની શોભા સુંદર, નિરખી રૂપ અનુપે રે. ૧૭
હે અંબુજલોચન અમને મૂકી, તમો પધાર્યા જ્યાર રે;
હસ્તિનાપુર કે મથુરા ચાલ્યા, તે દુઃખનો નહિ પાર રે. ૧૮
એક ક્ષણ અમને વીત્યો તે, કોટિ વર્ષસમ મોટો રે;
સૂરજ વિના જેમ લોચનનો, વ્યાપાર સકળ તે ખોટો રે. ૧૯
તથા અમો કયમ જીવું જ્યારે, તમો તજ્યા બહુ દિન રે;
ટાલન તાપ તમારૂં સારૂં, નિરખ્યા પાખ વદન રે. ૨૦
સુંદર હાસ ને શોભામંદિર, વદન મનોહર તારૂં રે;
આ મુખ નિરખ્યા પાખે કયમ રે', ધીરજ ઠામ અમારૂં રે. ૨૧
એણી રીતે પુરની વાણી, ભક્તપતિ મન આણી રે;
દૃષ્ટિઅનુગ્રહ કરતા પુરમાં, પેઠા શારંગપાણિ રે. ૨૨
મધુ ભોજ દાશાર્હાદિ કુકુરાંધક, વૃષ્ણિયાદવ તેહ રે;
નાગે જ્યમ ભોગાવતી રાખી, ત્યમ પુર રાખ્યું જેહ રે. ૨૩
સકળ ઋતુમાં સકળ કુસુમફળ, તરૂવર આશ્રમ ફળતા રે;
લતાતણા મંડપ મધ્ય શોભે, સરોવર શીતળ જળતા રે. ૨૪

---

૧૬ સનાથ- નાથવાળા—ધણીઆતા. ૧૭ હિતહસિત—હિતકર હાસ્ય. વિલોકન-દર્શન. ૧૮ અંબુજલોચન — કમળ નેત્ર. 'જ્યાર— જ્યારે.

૨૩ મધુ ઇ૦-મધુ, ભોજ, દાશાર્હ, કુકુર, અંધક, વૃષ્ણિ, એ સઘળાં યાદવનાં કુળ છે. ભોગવતી—નાગ લોકોની રાજધાની.

ઉપવન ને ઉદ્યાન ઘણા, આરામ રમ્યના ઠામ રે;
કમળતણા આકર મન લોભે, શોભે પુર અભિરામ રે ૨૫
પુરની પોળે મંદિર ઓળે, તોરણ લોક નિહાળે રે,
ધ્વજ પતાકા મારગ માહે, અતરઆતપ ટાળે રે ૨૬
મોટો મારગ ચૌટાકેરો, સન્માર્જિત જે બારી રે,
શેરી હાટ હટેરીકેરી, શોભા આગણ સારી રે ૨૭
સઘળે છાંટયા સુગંધ ઉદકની, આવે ઉત્તમ વાસ રે,
ફળ ને ફૂલ નવાંકુર કોમળ, ચળકે ચારે પાસ રે ૨૮
અતિ વલ્લભ આવતા સુણીને, મહામના વસુદેવ રે,
ઉગ્રસેન અક્રૂર અને બળ, અદ્ભુત પરાક્રમ એવ રે ૨૯
ચારુદેષ્ણ પ્રદ્યુમ્ન જાંબવતી–સુત સાંબ જે કા'વે રે,
શયનાસન ભોજન ત્યજી હરખે, હરિની સામા આવે રે ૩૦
હસ્તી એક સબળ શણગારી, આગળ કીધો સાર રે,
બ્રાહ્મણ વેદ ભણે બહુ મંગળ, આશિર્વાદ અપાર રે ૩૧
શંખ શબ્દ નાના વિધ વાજાં, મંત્ર પાઠ પણ થાય રે,
એ વિધિ યાદવકેરા યોધા, હરિના સામા જાય રે ૩૨
રથ ઉપરે બેસી જાતા, સ્નેહે સત્વર થાતા રે,
નટ નર્તક ગંધર્વ ને બંદી, માગધ સૂત પગાતા રે ૩૩
ગણિકા કોટિ જતી રથ બેસી, હિત હરિદર્શન લોભે રે,
કુંડળ ચપળ કપોલ વિરાજે, વદન અનુપમ શોભે રે ૩૪
ઉત્તમશ્લોકતણાં અતિ અદ્ભુત, કરતા ચરિતગાન રે,

---

૨૫ આકર—સમૂહ ૨૬ અતરઆતપ—અંદરનો તડકો ૨૭ સન્માર્જિત—સારી રીતે વાળેલો ૨૯ મહામના—ઉદાર મનના

યથાયોગ્ય બાંધવ બીજાને, માધવ દેતા માન રે                    ૩૫
કોઇને શિર નામે શ્રીહરિ, આલિંગન કર સ્પર્શે રે;
કોને ત્યાં પરણામ કરે તે, હસી નિહાળે હર્ષે રે.                    ૩૬
શ્વપચ આદિ સહુ કોને એ વિધ, આશ્વાસન હરિ કરતા રે,
યશ યોગ્ય માધાવર આપી, લોકતણા દુઃખ હરતા રે.                    ૩૭
વળતા પોતે ગુરૂ વનિતાયુત, વિપ્ર વૃદ્ધની સાથ રે,
આશિર્વાદ ભણે બંદીજન, પુરમાં પેસે નાથ રે                    ૩૮
રાજ્યપથે શ્રીકૃષ્ણ પધાર્યા, કનકનગરીની સબળા રે;
ઘરને શિખર ચઢી હરિ નિરખણ, મહત મનોરથ અબળા રે ૩૯
નિત્ય નિરીક્ષણ કરતા યદ્યપિ, પુરવાસી હરિઅંગ રે;
તોયે તૃપ્તિ ન પામે લોચન, સુંદર શોભા સંગ રે                    ૪૦
તે હરિકેરૂં હૃદય કહાવે, કમળાકેરૂં સદન રે,
લોચન ને સુંદરતા અમૃત-પાનપાત્ર જેનું વદન રે                    ૪૧
જેના ચારે કરની મધ્યે, દશ દિક્‌પાળ નિવાસ રે,
જેના વદનપંકજરજ મધ્યે કરતા ભક્તિવિલાસ રે.                    ૪૨
ઉજ્વળ છત્ર વિરાજે હરિશિર, સુરજમંડળ સરખું રે,
શ્વેત ચમર બે ભમરે ફરતા, શશિમંડળ ત્યાં પરખું રે                    ૪૩
ઉપર પુષ્પ પડે પથરાતા, જાણે ઉજ્વળ તારા રે,
પીતાંબર પે'ર્યાં પરમેશ્વર, વિદ્યુત્ સરખા સારા રે.                    ૪૪
ઇંદ્રધનુષ્ય સરખી વનમાળા, પોતે તન ઘનશ્યામ રે,

---

૩૫ ચારિત—ચરિત ૩૭ શ્વપચ—ચાંડાળ આશ્વાસન—આસના-વાસના માધાવર—લક્ષ્મીપતિ ૩૯ રાજ્યપથે-રાજ્યમાર્ગે કનકનગર—દ્વારકા ૪૧ અમૃતપાનપાત્ર—અમૃત પીવાનું વાસણ ૪૨ દિક્‌પાળ—દિશાઓના રક્ષક દેવતા વદનપંકજરજ—મુખારવિંદની રજ ૪૪ વિદ્યુત્-વીજળી

એવી ઉપમા સંયુત શોભે, ઘનશ્યામ અભિરામ રે. ૪૫
મંદિર પેઠા સહુ માતાને, ભેટયા કૃતનમસ્કાર રે;
અષ્ટાદશ માતા માધવને, વસુદેવજીની નાર રે. ૪૬
તે માતાએ આલિંગી, ઉત્સંગે આરોપ્યો તન રે;
પુત્રતણે પ્રેમેકરી ઝરતા, પય ઉભરાતા સ્તન રે. ૪૭
હરખે આકુલ અંતઃકરણે, આનંદ આંખ્યો માંયે રે;
હર્ષાશ્રુજળ ઝરતી જનની, શામળિયાને સિંચે રે. ૪૮
વળતા સુંદર નિજ મંદિરમાં, આવ્યા શ્રીઅવિનાશ રે;
સકળ કામ સંપૂરણ મંદિર, કોમળકમળા વાસ રે. ૪૯
સોળ સહસ્ત્ર ને અષ્ટોત્તરશત, અંતઃપુર આગાર રે;
એક ચોક ને અળગાં મંદિર, આવ્યા જગદાધાર રે. ૫૦
પતિ પરદેશ વશી ઘેર આવ્યા, અવલોકીને અબળા રે;
પ્રકટ થયા તે પદ્મિનીઓને, મન મહોત્સવ સબળા રે. ૫૧
દૂરથકી દેખીને ઊઠી, સહસા આસન મૂકી રે;
અંતઃકરણથકી પણ ઊઠી, વિરહતણું વ્રત ચૂકી રે. ૫૨
લાજ ભર્યાં લોચનને નામી, પામી પરમાનંદ રે;
લીધું વ્રત મૂક્યું માનનીએ, જોયા યાદવચંદ રે. ૫૩
ક્રીડા કારણ દેહ સમારણ, પરઘેર મંગળ ગાવા રે;
હસવું ને વળી પરઘર વસવું, નાના વિધિના ભાવા રે. ૫૪

---

૪૬ કૃતનમસ્કાર—કર્યા છે નમસ્કાર જેણે એવા—હરિ ૫૦ અષ્ટોત્તરશત —એક સો આઠ. આગાર—ઘર

૫૩ લીધું ઇ૦—વિરહિણીઓને ચંદ્ર પરિતાપ કરનારો હોવાથી તેઓ ચંદ્રને ન જોવાનું વ્રત લેઈ બેસે છે, પણ હવે તેમણે તે વ્રત મૂક્યું અને યાદવ ચંદ્રને જોયા

જેના સ્વામી ગામ નહિ તે, એટલાં ન કરે નારી રે;
હરિવિરહે હુતી તે સઘળી, સુંદરીઓ વ્રતધારી રે. ૫૫
દીઠા પે'લી દયિતા કરતી, મનપરિરંભણ અળગી રે;
પુત્રતણે રૂપેકરી વળતી, પતિને કંઠે વળગી રે. ૫૬
દર્શનઇંદ્રિય આલિંગનને, અંતે ભેટે શરીર રે;
લાજે નમતાં લોચનમાંથી, વે'તાં આનંદ નીર રે. ૫૭
યદ્યપિ યદુપતિ પાસે આવ્યા, અને વળી એકાંતે રે;
તથાપિ તરૂણીજનને ભાસે, હરિપદ નવ નવ ભાતે રે. ૫૮
ઘટિએ ઘટિએ ગોવિંદપદથી, કોણ વિરામી મૂકે રે;
સબળ ચપળ પણ જે પદને નવ, કદાપિ કમળા મૂકે રે. ૫૯
એ રીતે ભૂભાર થતા, ભૂપતિનો કીધો નાશ રે;
અક્ષૌહિણી ધણી જે જે વાધ્યા, નરપતિ તેજ પ્રકાશ રે. ૬૦
માહોમાંહે વૈર વધારી, મારી વિષ્ણુ વિરામ્યા રે;
આયુધ વિણ અળગા રહી માર્યા, આપે આનંદ પામ્યા રે. ૬૧
જ્યમ વનપ્રકાશ કરેછે અગ્નિ, વાંસથકી વનમાંહે રે;
બાળીવન પરજાળી વિરામે, તે ગતિ હરિની ત્યહિં રે. ૬૨
તે હરિ આ નરલોક વિષે અવ-તાર ધર્યો કરી માયા રે;
સુંદર સુંદરીવૃંદ વિષે રમ-તા જ્યમ પ્રાકૃત કાયા રે. ૬૩
જે જુવતીનો ભાવ જણાવણ, સુંદર હાસવિલાસ રે;
લાજ સહિત અવલોકન એથી, પ્રકટ્યો મદનપ્રકાશ રે. ૬૪

---

૫૬ દયિતા—સ્ત્રી. મનપરિરંભણ—મનવડે આલિંગન. ૫૭ દર્શન ઇ૦—મનવડે આલિંગ્યા પછી દર્શનઇંદ્રિય( નેત્ર )વડે આલિંગનકર્યું—અર્થાત્ જોયા.

૫૮ નવ નવ ભાતે—નવી નવી તરેહનાં. ૫૯ ચપળ—( કમળાનું વિશેષણ ). ૬૨ વનપ્રકાશ—વનનો દાહ.

તે મદન ને તે માનનીએ, મોહ્યા શ્રીમહાદેવ રે;
લાજ્જા શંભુ પિનાક તજીને, વિચર્યા વનમાં એવ રે. ૬૫
તે તરૂણી ગોવિંદની ઘરૂણી, હાસ વિલાસે માતી રે;
માધવને મન મોહ ધરાવા, કોઇ ન સમરથ થાતી રે. ૬૬
એવા આપ અસંગી હરિને, લોકો લહે છે સંગી રે;
પોતાને પરમાણે હરિને, નર જાણે જડ અંગી રે. ૬૭
ઇશ્વરની ઇશ્વરતા જો જો, મોટો મહિમા વાધ્યો રે;
પ્રકૃતિ માહે રહ્યા પણ પ્રકૃતિ–તણે ગુણે નવ બાધ્યો રે. ૬૮
જ્યમ આત્મગુણ મધ્યે રે' બુદ્ધિ, આત્મગુણ નવ આવે રે;
માયા મધ્ય રહે ને અળગો, કેશવની ગતિ કા'વે રે. ૬૯
પોતાની પત્ની નવ જાણે, હરિને પૂરણકામ રે;
મૂઢમતિ અબળા ચિંતવતી, આપણને વશ શ્યામ રે ૭૦
પણ પરિમાણ ન જાણે પતિનું, ઇશ્વિર ભાવ ન આણે રે;
અહંમતિ આત્માને ન લહે, ત્યમ તે નાર પ્રમાણે રે. ૭૧
ઇતિ ભાગવતે મહાપુરાણે, એકાદશ અધ્યાય રે;
હસ્તિના પુરથી કૃષ્ણ પધાર્યા, કનકપુરીની માય રે ૭૨
જે અધ્યા'માં શ્લોક થયા છે, ઓગણચાળીશ પેર રે;
રત્ને કહે યત્નેકરી કીધા, ( ૫૬ ) એકવીશને શીતેર રે ૭૩

## અધ્યાય ૧૨ મો.

### શ્લોક.

आनर्तकक्लेशहर सुधन्य पुरींविशन्वादितपाचजन्य ॥
द्वारावतीवासिजनाभ्युपेतहेतु श्रियापातुपतीरमाया ॥ १ ॥

---

૬૫ પિનાક—એ નામનુ ધનુષ્ય ૭૧ અહંમતિ—અભિમાની પુરૂષ
૧ શ્લોક—આનર્તદેશના કલેશને હરનાર, અતિ ધન્ય નગરમાંપેસતા જેણે પાચજન્યનો શંખ નાદ કર્યો છે.

## ભુજંગી.

કહ્યું પૂરવે જે કથાને પ્રસંગે,
ત્યહાં દ્રોણના પુત્રનો માન ભંગે;
ફરી આરમ્ભે કે' પરીક્ષિત્ પ્રકાશ,
કથા પાંડવી મુન્યને પુણ્યવાસ. ૨

## ઉપજાતિ.

સૂતે કહ્યુ સપ્તમ મધ્ય પર્મ,
પરિક્ષિતો જન્મ કહીશ પર્મ;
સંસ્થા કહું પાંડવનીતિહાસ,
એણે પ્રશે કૃષ્ણકથા પ્રકાશ. ૩
પ્રસંગથી પાંડવની પ્રતિષ્ઠા,
સૂતે કહી સપ્તમથી વશિષ્ઠા;
હવે ઉપોદ્ઘાત તજ્યોનુવાદ,
પૂછે કથા શૌનક પ્રશ્ન આદ્ય. ૪

---

એવા, દ્વારાવતી નગરીના મનુષ્યોએ યુક્ત કલ્યાણના હેતુ અને લક્ષ્મીના પતિ, એવા ભગવાન રક્ષણ કરો.

૨ પાડવી—પાડવની. મુન્યને—શૌનક મુનિને. પુન્યવાસ—નૈમિષારણ્યમા. ૩ પરીક્ષિતો—પરીક્ષિતનો સંસ્થા—છેલ્લી સ્થિતિ. પાંડવનીતિહાસ—( પાંડવની ઇતિહાસે ) ઇતિહાસમા કહેલી પાંડવની સસ્થા, એવો અન્વય.

૪ પ્રતિષ્ઠા—સ્થિતિ વશિષ્ઠા ( અવશિષ્ઠા )—બાકી રહેલી તે. હવે ઈ૦—સાતમા અધ્યાયથી આરંભીને ઉપોદ્ઘાત રૂપ જે કથા કહી હતી તે પૂરી થવાથી શૌનક તેનો અનુવાદ કરીને તે કથાને ઉદ્દેશીને આદ્ય ( પ્રથમ ) પ્રશ્ન પૂછે છે. નુવાદ—અનુવાદ.

## શૌનકઉવાચ.

### રાગ ધનાશ્રી.

અશ્વત્થામા કેરૂં અસ્ત્ર જી, બળતે જ્યોતિ બ્રહ્માસ્ત્ર જી;
હણ્યો ઉત્તરા ગર્ભજ રીસે જી, ફરી જીવાડ્યો તે કયમ ઈશે જી. ૫
પરીક્ષિતનાં કેવાં આચરણ જી, જે વિધ વળતો પામ્યો મરણજી,
મરણ પછીનો શો વિસ્તાર જી, મહામતિ મુજને કહો વિસ્તાર જી ૬

### ઢાળ.

વિસ્તારથી મુજને કહો, સુણવા મનોરથ જેહ;
ફરી અનુગ્રહ કે'વા ઘટે તો, કહો અમને એહ. ૭
અમો શ્રદ્ધાવાન છું, તું કહે હરિ આચરણ,
ગોવિંદજીનુ ગાન સુણવા, ઘણું અંત કરણ ૮
હવે કહે નિસ્પૃહ નરાધિપને, પુત્ર પ્રકટ્યા જેહ,
શ્રીકૃષ્ણજીનો અનુગહ, ભક્તિનો મહિમા તેહ. ૯

### સૂતઉવાચ.

ધર્મરાજ પ્રજા પાળે, પિતાવત્ સુખ શરણ;
કાંઇએ ન ઇચ્છે કામના, શામના સેવે ચરણ. ૧૦
સંપદા સુખ લગન નહિ ને, યજ્ઞનું નહિ માન;
વિપ્ર પૂજ્યા ગર્વવર્જિત, ભજે નૃપ ભગવાન. ૧૧
પટરાણીને અનુજ મહાભુજ, મહિમાનો નહિ ગર્વ,
રાજ્ય જંબુદ્વિપનુ, તૃણતુલ્ય ગણતો સર્વ. ૧૨

---

૧૨ અનુજ—ભાઈઓ મહાભુજ—બળવાન.

ઉપાર્જના અધિકી થઇ, જઇ વિસ્તર્યું યશ સ્વર્ગ;<br>
રાજાને અભિમાન નહિ, મન ઇચ્છતો અપવર્ગ. ૧૩<br>
તે દેવદુર્લભ વિષય સઘળા—વિષે પ્રીત્ય ન થાય;<br>
આનંદકંદમુકુંદ મધ્યે, ચિત્ત સોપ્યું રાય. ૧૪<br>
જ્યમ ક્ષુધાતુરને અન્ન વિણ, એકુ ન ભાવે ભોગ;<br>
ત્યમ વિષયમાં નવ સજે ભૂપતિ, ભજે ભૂપતિભોગ. ૧૫<br>
હવે સુણો શૌનક પરીક્ષિતના, જન્મનો વિસ્તાર;<br>
ઉત્તરાના ગર્ભમાં શિશુ, હતો પરીક્ષિત રાય. ૧૬<br>
સબળ બળતો બાળ ત્યાં, બ્રહ્માસ્ત્ર તેજ પ્રકાશ;<br>
તે સમે કોઇક પુરૂષને, દેખવા લાગ્યો પાસ. ૧૭<br>
અંગુષ્ટમાત્ર સુગાત્ર શોભા—પાત્ર સુંદર વેશ;<br>
તડિતઅંબર કનક મંડિત—મુગટ મસ્તક દેશ. ૧૮<br>
આજાન દીરઘ ચતુર્ભુજ, શોભાયમાન મહાન;<br>
સદ્યશોધિત કનકકુંડળ, રક્તલોચનવાન. ૧૯<br>
ગદા ધરી ફરતો ફરે, પોતાતણે ચોપાસ;<br>
અવલોકતાં આનંદ પામિ, પરીક્ષિત પ્રકાશ. ૨૦<br>
પરીક્ષિત પાછળ ફરે, ઝળહળે વિદ્યુતકાર;<br>
ગદા કરમે ફેરવે, ફરવે વારંવાર. ૨૧<br>
અસ્ત્રકેરી આગ્ય ટાળે, ગદા જે ગોપાળ;<br>
યથા સૂરજ શીતને, મિથ્યા કરે તત્કાળ. ૨૨<br>
(એમ) અસ્ત્રગતિને દૂર કરતો, અને ફરતો પાસ;<br>
આ કોણ એવું ચિન્તવે, (ત્યારે) પરીક્ષિત હરિદાસ. ૨૩

---

૧૮ અંગુષ્ટમાત્ર—અંગૂઠા જેવડો. તડિતઅંબર—વીજળીના જેવાં વસ્ત્રવાળો. મંડિત—શોભાયમાન.

૧૯ આજાન (આજાનુ)—ઘૂંટણ લગી. સદ્યશોધિત—તરતજ તપાવીને સ્વચ્છ કરેલા.

એમ તાપ ટાળી અમેયાતમ, ધરમધર ભગવાન;
દશ માસસુધી દેખતા, પછી થયા અંતર્ધાન. ૨૪
ભક્તની રક્ષા કરીને, મહાસમરથ શ્યામ;
ઉદરમાંના ઉદરમાં, આથમ્યા અંતર્યામ. ૨૫
હવે સકળ ગુણ સંપન્ન સમ—જે ભાગ્યનો ભંડાર;
સકળ ગુણ સનમુખ સમે, ઉપન્યો જન સુકુમાર. ૨૬
પાંડુનૃપનો અંશ ઉદયો, વંશનો ધરનાર;
તેજ જોતે પાંડુ પોતે, પ્રગટતા આકાર. ૨૭
પ્રસન્ન મન રાજન તનનુ, કરે જાતક કર્મ;
કૃપાચારજ ધૌમ્ય આદિક, કરે તે રાજધર્મ. ૨૮
કરાવી સુત જાતકારજ, સ્વસ્તિ વાચન સાર;
દાન દે રાજન દ્વિજને, યુધિષ્ઠિર દાતાર. ૨૯
કનક ધરણી ધેનુ આપે, ગામતાં દે દાન;
ગજરાજ ઘોડા નહિ થોડા, આપતો રાજન. ૩૦
પુત્ર ઉત્પત્તિપુણ્ય કાળે, અલમ્ આપે અન્ન;
ધર્મ કર્મ વિચાર જાણે, યુધિષ્ઠિર રાજન. ૩૧
નાલ છેદાથકી પેલાં, પ્રથમ સૂતક ના'ય;
તે માટય દ્વિજને ત્યાર પેલું, દાન દેતા સોય. ૩૨
પુત્રજાતે વ્યાતિપાતે, કહ્યું અક્ષયદાન;
પિતૃદેવતા ઘેર પધારે, તે જાણતો રાજન. ૩૩

---

૨૪ અમેયાતમ ( અમેયાત્મા )—જેનું માપ થાય નહિ એવા આત્મા
૨૫ ૨૬ સમ—સમાન વૃત્તિવાળો. ગુણ—ગ્રહાદિકના. સનમુખ—અનુકૂળ.
૨૮ કરે—( જાતકર્મ ) રાજધર્મ—રાજધર્મ પ્રમાણે ૩૧ અલમ્
—પૂરૂ—તૃપ્તિ થતાં લગી. ૩૩ પુત્રજાતે—પુત્ર જન્મતા

સકળ બ્રાહ્મણ તે સમે, સંતોષ પામ્યા જાણ,
પગે નમતા નરાધિપની, પ્રતિ બોલ્યા વાણ. ૩૪
હે યુધિષ્ઠિર આ પુત્ર કૈરવ, પ્રજાતંતુ માય;
ઉપન્યો નિધિ રૂપનો, ભાવતો ભૂપતિ આય. ૩૫
તંતુ કૌરવકુળતણો, અતિ શુદ્ધ છે આ બાળ;
દુર્વાર દૈવે પ્રગટ કીધો, હતુ વિઘ્ન કરાળ. ૩૬
તારા અનુગ્રહને વિષ્ણુએ, રાખ્યો તનય જે માટ;
વિષ્ણુરાટ્ ઇતિ થશે, એનુ નામ ત્યાં તે માટ. ૩૭
ભગવદ્દી વિષે શિરોમણિ, થશે ભૂપતિ એહ;
લોકમા કીર્તિ ઘણી, પામશે નિ સ દેહ ૩૮
ભગવાનજીનો ભક્ત થાશે સુણી એવુ ભૂપ;
યુધિષ્ઠિર તે વિપ્રને, પૂછતો હવો સુતનું રૂપ ૩૯

## રાજાઉવાચ.

અમારા કુળમાં હવા જે, સત્યવ્રત ભૂપાળ,
તેહને અનુસરશે કહો, દ્વિજ અમારો આ બાળ ૪૦
જ્યારે પરીક્ષિતની પરીક્ષા, પૂછી યુધિષ્ઠિર રાય,
ત્યારે વિપ્ર સઘળા વિચારીને, કહે તે મહિમાય ૪૧

## બ્રાહ્મણઉવાચ.

પારથ સુણ સુતની કથા, અમો યથારથ કહુ વાણ,
પ્રજાપાલક મનુસુત, ઇક્ષ્વાકુ સરખો જાણ. ૪૨

---

૩૫ પ્રજાતંતુ—પ્રજા રૂપ તાતણો ૩૬ દુર્વાર—ન અટકાવી શકાય એવા ૩૭ અનુગ્રહને—કૃપા કરવા માટે

વિપ્રવલ્લભતા અને, સત્યમતિજ્ઞાનુ કામ;
બેઉ વાતે અનુસર્યો, દશરથનંદન રામ. ૪૩
શરણ રક્ષણતણો ગુણ, દાતાર ગુણ બે એહ;
ઉશીનર નૃપ શિબિ સરખા, પુત્રમાં છે તેહ ૪૪
સિચાણને નિજમાંસ આપી, શરણાગત સુકપોતે,
રકની રક્ષા કરી તે, શિબિકુળ ઉદ્યોત. ૪૫
યજ્ઞ કર્તા ને જ્ઞાતિનો, યશ પ્રકાશ છે એહ;
ભરત સરખો જાણજો, પુત્રને નિઃસંદેહ. ૪૬
કાર્તિકસ્વામી ને પાર્થ સરખો, ધનુર્ધર વરવીર;
હુતાશન સમ પ્રતાપીને, સિંધુ સમ ગંભીર. ૪૭
વિક્રાળ કેસરી સરીખો, ત્યા થશે બાળક એહ;
અંતજનને સેવવાને, હિમાચળ સમ જેહ ૪૮
ક્ષમા ભૂમિ સમાન રાખે, વિશેષે રાજન;
પ્રજાનો અપરાધ સેંશે, માત તાત સમાન. ૪૯
સમભાવમાં બ્રહ્માજશો, વરદાનમા મહાદેવ;
શ્રીપતિ સરખો થશે, સર્વનો આશ્રય એવ ૫૦
સકળ ગુણ સમાવશે, શ્રીકૃષ્ણનો અનુસાર;
સુધાર્મિક જ્યમ યયાતિ, રતીદેવ તુલ્ય ઉદાર ૫૧
બળિરાય સરખો બાળકોએ, થશે ધીરજવાન;
શ્રીકૃષ્ણ સેવા આગ્રહી, પ્રહ્લાદ સરખો મહાન. ૫૨

---

૪૩ વિપ્રવલ્લભતા—બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખવાપણુ ૪૫ સિચાણને-બાજને.

૫૧ સકળ ઇ૦—શ્રીકૃષ્ણને અનુસરનારો એ પુત્ર પોતાને વિષે સકળ ગુણ સમાવશે—ધારણ કરશે

અશ્વમેધ અનેક કરશે, એ તનય અવશ્યમેવ;
પૂજ્ય પૂજા પાળશે, વૃદ્ધની કરશે સેવ. ૫૩
રાજઋષિ જનમેજયાદિક, પ્રકટ કરતા જેહ;
ઉન્માર્ગે જાતા અસજ્જનને, દંડ દેશે એહ. ૫૪
ધરાતળમાં ધર્મકારણ, નિવારણ પાખંડ;
કષ્ટકારી કળિયુગને, એહ દેશે દંડ. ૫૫
દ્વિજપુત્ર પ્રેરિત તક્ષકાહિથી, સુણી આતમમરણ;
ચરણ હરિનાં સેવશે, પામશે શ્રીપતિશરણ. ૫૬
પોતાતણા આત્માપણાનું, ઇચ્છતા સત્ય રૂપ;
વ્યાસસુત શુકદેવનો, સંવાદ સુણશે ભૂપ. ૫૭
અસંગી ગંગાતટે, નિજ મૂકશે જઇ દેહ;
થશે ચિન્મય અભયપદને, પામશે ત્યાં તેહ. ૫૮
એ ભૂપને સુતરૂપ કહીને, ગયા બ્રાહ્મણ ઘેર;
કુશળજાતક કર્મમાં જહી, પરમ પૂજ્યા પેર. ૫૯
પડ્યું તેનું સકળ ક્ષિતિમાં, પરીક્ષિત ઇતિનામ;
કરી ગર્ભમાંથી પરીક્ષા, ઓળખી લીધા શ્યામ. ૬૦
જન્મ પામ્યા પછી પરખે, પુરૂષ મધ્યે સોય;
મેં ઉદરમાં દીઠો હતો તે, હોય કે આ નોય. ૬૧
દિવસ દિવસે વાધતો, અતિ શીઘ્ર અભિમન્યુનંદ;
જ્યમ શુક્લપક્ષે કળાપંદર, જુગત વાધે ચંદ. ૬૨
યુધિષ્ઠિર આદે જનક તેની, કરંતા પ્રતિપાળ;
કળા ચોસઠતણા ભેદ, જાણવો ભૂપાળ. ૬૩

---

૫૬ તક્ષકાહિ—તક્ષક નામનો સર્પ. આતમમરણ—પોતાનું મોત.
૫૮ અસંગી—સંગરહિત. ૬૦ ક્ષિતિમાં—પૃથ્વીમાં.
૬૨ અભિમન્યુનંદ (નંદન)—પરીક્ષિત. ૬૩ કળા ચો૦—ચોસઠ કળાના ભેદને જાણનારો થઇને વૃદ્ધિ પામવા લાગ્યો.

હવે બંધુવધકૃત પાપ જાવા, અશ્વમેધ જગન;
કરદંડવિણ ધન ઉપાર્જન કરી, આચર્યો રાજન ૬૪
હવે નૃપતિનું મન ઓળખી, અચ્યુતને પ્રેર્યા ત્યાંય,
અનુજ લાવ્યા અતુલ ધન, જઇ દિશા ઉત્તર માંય. ૬૫
મરૂતયજ્ઞે દાન દીધું, ન ઉચલાયું જેહ;
વાડવે નાખ્યું હતું ધન, કનક આણ્યું તેહ ૬૬
તે ધને કરી સામાન સઘળો, કર્યો ધર્મકુમાર,
ત્રણ હયમેધે કરી હરિ, યજ્યા જગદાધાર ૬૭
ભગવાન તેડ્યા ભૂપતે, દ્વિજ જોવા અવિનાશ,
સુહૃદયહિત ત્યાં વશ્યા, વિઠ્ઠલ કેટલા એક માસ ૬૮
યુધિષ્ઠિરને દ્રૌપદી, લઘુ બંધુ બીજા જેહ,
સર્વકો શ્રીકૃષ્ણને, આજ્ઞા આપે તેહ ૬૯
પછે દ્વારામતી મધ્યે, પધાર્યા પરમેશ,
સાથ તેડ્યા ધનંજય, યદુયુક્ત પુર પ્રવેશ ૭૦
ઇતિ શ્રીપ્રથમસ્કંધમાં, બારમો અધ્યાય,
પરીક્ષિતનું જન્મ વર્ણન, જેહ અધ્યા' માંય ૭૧
જેહ અધ્યા' વિષે ઉત્તમ, શ્લોક છે છત્રીશ,
રત્ન કે યત્ને કર્યો, અડસઠ પદ આ દીશ ૭૨

## અધ્યાય ૧૩ મો.

શ્લોક

योसौचारुचतुर्भुजोंबुजगदाशंखासिचक्रान्वितो
मेघश्यामतनुर्भुजार्पितधनु पीतांबर सुंदर ॥

---

૬૪ બંધુવધકૃત—ભાઇનો વધ કરવાથી ઉપજેલું કરદંડવીણ— કર લીધા વિના કે દંડ લીધા વિના ૬૭ મરૂત—એ નામના રાજાએ ૬૮ સુહૃદયહિત—વાહાલાઓના હિતને અર્થે

गर्भेमातुरपात्परिक्षितमलंसूक्ष्माकृति[1]श्रीहरिं
सोयपाडववाजिमेधविबुध पीतांबर पातुमाम् ॥ १ ॥

### રથોદ્ધતા.

તેરમે વિદુરવાક્યથી વળ્યા,
સ્ત્રીસમેત ધૃતરાષ્ટ્ર નીકળ્યા;
ઉક્તપુત્ર[2] અભિષેકને મિષે,
ધર્મપુત્ર મહિમા જણાવશે. ૨

### સૂતઉવાચ.

### રાગ ગોડી.

સૂત કહે છે શૌનક પ્રતિ, ધૃતરાષ્ટ્ર ગાંધારી ગતિ,
વિદુરે તીરથયાત્રા કરી; તે હવે કહુ વિસ્તરી. ૩
કહ્યુ મહામૈત્રેયેજ્ઞાન, આત્મગતિ જાણ્યા ભગવાન;
જે જાણ્યાની ઇચ્છા હતી, તે જાણ્યુ આનધા અતિ. ૪
વિદુરે પ્રશ્ન કર્યા ત્યાં જેહ, મૈત્રેયે ભાખ્યા સહુ તેહ;
પરમેશ્વરમાં પામ્યા ભક્તિ, પ્રશ્નતણી ભાગી આસક્તિ. ૫
વિદુર વિશુદ્ધ થઇ આવતા, પાચે પાંડવ સામા જતા;
ધૃતરાષ્ટ્ર સંજય યુયુત્સ[6], કૃપાચાર્ય જતા મન સ્વસ્થ. ૬
કુંતી સુભદ્રા શ્રીહરિ હતિ, ઉત્તરા ગાંધારી દ્રૌપદી;
બીજી પાંડવવધૂ જે બહુ નાતતણી નારી જે સહુ. ૭

---

૧ સ્લોક–સુંદર ચાર હાથવાળા ભગવાન, જેણે કમળ, ગદા, શંખ, ખડ્ગ અને ચક્ર ધારણ કરેલાં છે, જેમના શરીરનો વર્ણ મેઘના જેવો શ્યામ છે, જેમણે હાથમાં ધનુષ્ય ઝાલેલું છે, જેમણે પીતાંબર પહેરેલું છે અને તેથી જે સુંદર દેખાય છે, જેણે સૂક્ષ્મ રૂપ ધરીને માતાના ગર્ભમાં રહેલા પરીક્ષિતને સંપૂર્ણ રીતે રક્ષણ કર્યું છે, તથા પાંડવોએ અશ્વમેધ કર્યો તેમાં જે દેવ રૂપે પૂજાયા છે, તે પીતાંબરધારી શ્રીહરિ મારું રક્ષણ કરો. ૨ ઉક્તપુત્ર—પાંડવના કહેલો (પરીક્ષિત) પુત્ર. ૬ યુયુત્સ–યુયુત્સુ

સાથે નિજ સુતને લાવતી, વિદુરભાણી સામી આવતી;
સામાં આવ્યાં સર્વે કોય, અતર આનંદ્યા પ્રતિ સોય. ૮
જીવ મળે જ્યમ જાગે દેહ, એ વિધ આનંદ્યા સહુ તેહ;
પ્રેમ સહિત આંસુ ઢાળતાં, વિકળ વિરહ વ્યથા ટાળતાં. ૯
આસન બેસાર્યા હિત ધરી, રાજા પૂછે વિધિએ કરી;
વિદુરે ભોજન કીધાં ભાવ, સુખ આસનમાં બેઠા આવ. ૧૦

## યુધિષ્ઠિરઉવાચ.

પ્રણમી રાય યુધિષ્ઠિર યથા, સહુ સાંભળતાં પૂછે કથા;
સુણો વિદુર કહુ વારતા, કયારે અમને સંભારતા. ૧૧
પક્ષ છાયા કીધી તમો, એમ કરી ઉગાર્યા અમો;
પંખી જ્યમ પાંખે આવરે, નિજ બાળકની રક્ષા કરે. ૧૨
વિપત પડી વિષ પાવકતણી, ત્યા પણ રક્ષા કીધી ઘણી;
માતા સાથ અમો મહાદુખી, તમો કર્યા તે કાળે સુખી. ૧૩
તમો ભૂમિમાં ભમતા જેહ, કોણ વૃત્તિએ રાખ્યો દેહ;
શાં શાં તીરથને સેવતા, કોણ કોણ દીઠા દેવતા. ૧૪
જે જે ક્ષેત્ર ક્ષિતિમા ગયા, ત તે ઠામજ પાવન થયા;
ભગવદિયા તમ સરખા જેહ, પોતે તીરથરૂપી તેહ ૧૫
સદા ગદાધરને મન ધરે, તીરથ ને મહાતીરથ કરે;
સુહૃદ સગા બાંધવ અમતણા, પ્રાણથકો જે વલ્લભ ઘણા ૧૬
કૃષ્ણ એક તેને દેવતા, જે જાદવ હરિને સેવતા;
તે જાદવ કયહું દીઠા તમો, કારણ સાંભળો પૂછુ અમો. ૧૭
કનકનગરમાં સુખીઆ વસે, ફરતાં ફરતાં જાણ્યા હશે;
રાજા ધર્મે પૂછ્યું જેહ, વિદુરે સર્વ કહ્યું ત્યાં તેહ. ૧૮

---

૧૦ આવ—આવીને ૧૨ આવરે-ઢાંકે ૧૬ ગદાધર—ભગવાન

ભ્રમણ કરતાં જેવું થયું, ધર્મરાયને માંડી કહ્યું;
યાદવકુળનો જે ક્ષય થયો, છાનો રાખી ને નવ કહ્યો. ૧૯
નરને દુઃસહ દુઃખની કથા, ભલા પુરૂષ નવ કે' સર્વથા;
દયાવંત દુઃખ દેખી ન શકે, તે માટે દુઃખ વાત ન કે'. ૨૦
વિદુર ધર્મરાજા સ્વયમેવ, શૂદ્રપણું પામ્યા તતખેવ;
કાળ કેટલાએક ત્યાં વશ્યા, સ્વર્ગને પૂજ્યા સુરવર જશા. ૨૧
જ્યેષ્ઠભ્રાતનું હિત આચરે, સહુ કોને આનંદજ કરે;
જ્યાર લગી હસ્તિનાપુર માંય, શૂદ્રપણું યમ હતું ત્યાંય. ૨૨
ત્યાર લગી પાપીનાં પાપ, શોધી દંડ કરતા આપ;
ધર્મરાજ પોતે ઉત્કર્ષ, શાપે શૂદ્ર થયા શત વર્ષ. ૨૩
(હવે) શાપતણું કારણ તે સુણો, તેનો છે વિસ્તારજ ઘણો;
કોઇક રાજા કેરા વીર, તસ્કર કેડે ધાતા ધીર. ૨૪
માંડવ્ય ઋષિ તપ કરતા હતા, ચોર ગ્રહ્યા તે પાસે જતા;
ચોર મળ્યો મુનિ બાંધ્યો શશ, તસ્કર આણ્યા નૃપને પાસ. ૨૫
નૃપે આજ્ઞા આપી ઘોર, શૂળી દીધા સઘળા ચોર;
તેમાં ભૂપે જાણ્યો રૂખી, શૂળીથી ઉતાર્યા દુખી. ૨૬
વળતો ઋષિ આવ્યો યમ કને, એવું બોલ્યા દુઃખિત તને;
શામાટે હું શૂળી દીધ, એવો શો અપરાધજ કીધ. ૨૭
તે મુનિ પ્રત્યે બોલ્યા ધર્મ, તેં કીધું મહાપાતક કર્મ;
બાલ્યવય તમો કરતા ક્રીડા, કુશને અગ્રે પ્રોયા તીડા. ૨૮
એમ સુણીને કોપ્યો મુનિ, યમ પ્રત્યે બોલ્યો મહાધુનિ;
બાલ્યવય હું બાળ અજાણ, તેં મહાદંડ કર્યો નિરવાણ. ૨૯
તે માટે હું દઉં શાપ; શૂદ્ર રૂપ તું થાજે આપ;

---

૨૨ યમ—યમરાજાને. ૨૫ ચોર મળ્યો—ચોરભેગો. ૨૮ કુશ—દાભ. અગ્રે—આણીએ. ૨૯ ધુની—અવાજ. અથવા ધૂનવાળો—ભીજી.

તે યમનો વિદુર અવતાર,શૂદ્ર રૂપ હરિભક્તિ અપાર. ૩૦
(હવે) રાય યુધિષ્ઠિરનો ઉત્કર્ષ, સાંભળ્ય શૌનક આણી હર્ષ;
રાય યુધિષ્ઠિર પાળે રાજ્ય, સઘળો શોક કરીને ત્યાજ્ય. ૩૧
પુત્ર પરીક્ષિત દીઠો સાર, પોતાના કુળનો ધરનાર;
દશદિક્પાળ સરીખા બંધુ, હરખ્યો દખી શોભે સિંધુ. ૩૨
એણી રીતે ગૃહઆસક્ત, ગૃહવ્યાપાર કરે હરિભક્ત;
રાજ્યમદે માતા ભૂપાળ, એવે આવી પહોચ્યો કાળ. ૩૩
દુસ્તર પરમકાળની ગતિ, તેણે પણ નવ જાણી જતી;
વિદુરે કાળ લહ્યો આવતો, ધૃતરાષ્ટ્ર પ્રત્યે ભાખતો. ૩૪
સાંભળ ધૃતરાષ્ટ્ર ભૂપાળ, નાશી જા કે આવ્યો કાળ;
કાળતણો ત્યાં જે પ્રતિકાર, તે હું નવ જાણું નિર્ધાર. ૩૫
ક્રોધી કાળ નાસે નહિ એહ, કોઇ સમે નવ ભાગે તેહ;
તે એ કાળ સ્વયં ભગવાન, સકળ લોકમાં એહ સમાન. ૩૬
આપણ સહુનો કરવા નાશ, એ દીસેછે આવે પાસ;
જે કાળે સરવે જન ગ્રશ્યા, પ્રાણ તજી પરલોકે વરયા. ૩૭
સહુ કોને વા'લા અતિ પ્રાણ, તેને કાળ તજાવે જાણ;
ધન પુત્રાદિકની શી વાત, કાળ મહાબળિયો વિખ્યાત. ૩૮
તારે જીવ્યાનું શું કામ, પિતૃ ભ્રાત સુત માર્યા ઠામ;
વય ચાલ્યું ને વૃદ્ધજ થયો, દેહ જરા રાક્ષસીએ ગ્રહ્યો. ૩૯
તોએ પડ્યો છે ગોહને પાસ, શીદ કરે જીવ્યાની આશ;
અહો જીવને જીવ્યાતણી, આશા દીસેછે અતિ ઘણી. ૪૦
એ દષ્ટાંત અહીં જાણવું, એમ તુજને વા'લું જીવવું;

---

૩૩ રાજ્યમદે ઇ૦—જે વખતે બીજા રાજા રાજ્યના મદથી માતા (ઉન્મત્ત) થયા તે કાળ આવી પોહોચ્યો ૦૫ પ્રતિકાર—ઉપાય.

દુઃખથકી જેણે રાખિયા, તે બન્ને કાકા ક્યાં ગયા. ૬૨
એવું વચન સુણી અદ્દભુત, એકાએક ન બોલ્યો સૂત;
વિરહે વિહ્વળ વ્યાપી દયા, પ્રેમે કંઠજ ગદગદ થયા. ૬૩
નિજ સ્વામી જ્યારે દીઠા નહિ, નયને આંસુ ધારા વહી;
પાણિવડે લોહ્યા લોચન, મને કરી સ્થિર રાખ્યું મન. ૬૪

## સંજયઉવાચ.

નિજસ્વામીને રાખી હ્રદ, રાય યુધિષ્ઠિર પ્રત્યે વદ;
સંજય કહે હું તે નવ લહું, કુળવદન સાંભળજો કહું. ૬૫
તારા પિતર કહાવે જેહ, વિદુર તથા ધૃતરાષ્ટ્ર તેહ;
એકાએક અદશ્યજ થયા, મુજને પણ વાહીને ગયા. ૬૬

## સૂતઉવાચ.

સૂત કહે સૂણ્ય શૈનક રૂખી, કિંચિત કાળ થયો નૃપ દુખી;
એવે આવ્યા નારદમુનિ, કરતા તુંબરકેરી ધુનિ. ૬૭
ઊઠી આદર દીધાં માન, પૂજ્યા નારદજી ભગવાન;
પાચે પાંડવ નીચા નમ્યા, પ્રેમે નારદને પરણમ્યા. ૬૮

## યુધિષ્ઠિરઉવાચ.

આસન બેઠા વીણાપાણ, રાય યુધિષ્ઠિર બોલ્યા વાણ;
સાંભળજો નારદ ભગવન, મારા પિતર પરમ પાવન ૬૯
અકસ્માત પળાયા કહીં, તેની ગતિ હું જાણું નહીં;
ગાંધારી અબા અમતણી, પુત્રશોકથી દુઃખણી ઘણી. ૭૦
તપસ્વિની તે પણ ગઇ કહું, કયહાં ગઇ તે હું નવ લહું;

---

૬૬ વાહીને—છેતરીને ૬૭ તુંબરકેરી—વીણાની

અપાર સાગર ડુબું અમો, કર્ણધાર આવ્યા છો તમો. ૭૧
શોકસમુદ્ર પમાડો પાર, નારદજી આપે આ વાર;
એમ સુણીને બોલ્યા મુનિ, મહીપતિ પ્રત્યે મધુરી ધ્વનિ. ૭૨
રાય યુધિષ્ઠિર શોક નિવાર, ઇશ્વરને વશ છે સંસાર;
ઇશ કરે સંયોગ વિયોગ, ભોગવાવતો નિજ નિજ ભોગ. ૭૩
બળદ યદા નાથ્યો નાસિકા, ખીલે બાંધ્યો દૃઢ રાશિકા;
વેદરૂપ ત્યમ મોટો સ્તંભ, નામ દામણે બાંધ્યા સુંભ. ૭૪
કર્મવ્યવહારે સ્થિર રહે, ઇશ્વરનું બલિદાનજ વહે;
જ્યમ ક્રીડા સામગ્રી ઘણી, ચંદન ચીર કુસુમ ને મણિ. ૭૫
ધણીતણી ઇચ્છાએ ચળે, માંહોમાંહે ટોળે મળે;
તેમ ઇશ્વરને વશ આ લોક, હરિ ઇચ્છાએ સુખને શોક. ૭૬
તમો લહો છો આ સંસાર, સ્થિર ને અસ્થિર બેહુ પ્રકાર;
જીવ સ્વરૂપે સ્થિરતા લહે, દેહ સ્વરૂપે અસ્થિર કહે. ૭૭
મિથ્યા છે એ બેઉ વિચાર, સકળ જગત છે બ્રહ્માકાર;
મોહ જનિત જો સ્નેહજ નાય, તો તુજ શોચ્યા યોગ્યજ હોય. ૭૮
મૂળ શોકનું મોહ મહાન, મોહ મૂળ મોટું અજ્ઞાન;
માટે ત્યજ વિહ્વળતા તેહ, અજ્ઞાનથી પ્રગટી જેહ. ૭૯
તારા મનમાં એવું હશે, મારાં ઘરડાં વનમાં વસે;
દીન અનાથ પરાધીન વૃત્તિ, ક્યમ કરી ઉદર ભરે દિનપ્રતિ. ૮૦
તું જાણે આ મારો દેહ, તેથી જીવનતા સહુ તેહ;
કાળ કર્મગુણનો આધીન, પાંચ ભૂતનો પીડયો દીન. ૮૧
એવો આ જે અસ્થિર દેહ, બીજાને ક્યમ રાખે તેહ;
જેમ કો પુરૂષ ગ્રસ્યો અજગરે, તે શી પેરની રક્ષા કરે. ૮૨

---

૭૧ તપસ્વિની—તપકરનારની. કર્ણધાર—સુકાની. ૭૪ રાશિકા—રાશ. સુંભ-જડજીવ. ૭૮ મોહ જનિત—મોહથી ઉપજેલો.

જેણે ભીમે માર્યા તન, તે આણી ખવરાવે અન્ન. ૪૧
શ્વાન જથા પાળે પોળિયો, તે વિશ્વ નાખેછે કોળિયો;
જે ઉપર તેં નાખી આગ્ય, વળતી વિષ દીધું દુર્લાગ્ય! ૪૨
સર્વ દેખતાં દૂષિત નાર, શસ્ત્ર ધરીને કીધો માર;
અવનિને ધન લીધું સહુ, જેને તે દુખ દીધાં બહુ. ૪૩
તે આપે મણિ માણક ગર્થ, તોયે તે શે આવે અર્થ!
એમ દીનતા પામ્યો ઘણી, તોએ આશા જીવ્યાતણી. ૪૪
અને વળી આ તારો દેહ, દિવસ દિવસ ક્ષય થાશે તેહ;
જીરણ વસ્ત્ર જથા ક્ષય થાય, તેવો તારો દેહજ રાય. ૪૫
તે નવ જાણવો મા'ધીર, અણજાણ્યો જઇ તજશે શરીર;
બંધન મૂકી આપ અસક્ત, સ્વારથ પોષે સાધે ભકત. ૪૬
અણજાણ્યો જઇ ઉઠી જાય, એણી રીતે મૂકે કાય;
પોતાથી વા પરથી જેહ, આત્મજ્ઞાન ઉપાસે એહ. ૪૭
હૃદય વિષે શ્રીહરિનો વાસ, મંદિર મૂકી લે સંન્યાસ,
તેને અતિ ઉત્તમ જાણવો, પંડિત લોકે પ્રમાણવો ૪૮
ઉઠી જા ઉત્તર દિશપ્રતિ, જેમ કો બંધુ ન જાણે ગતિ,
હવે આવશે એવો કાળ, માણસને થાશે જંજાળ. ૪૯
રાજા ધૃતરાષ્ટ્ર એ રીત, વિદુરે સમજાવ્યો કહી નીત;
પ્રજ્ઞાચક્ષુ પ્રકાશ્યું ભાન, આજમીઢ નૃપ આવ્યું જ્ઞાન ૫૦
નિશ્ચય મન રાખ્યુ ભૂપાળ, સ્નેહપાશ છેદ્યો તતકાળ;
મુક્તિ પંથ દેખાડ્યો બંધ, જ્ઞાન લોચને ચાલ્યો અંધ ૫૧

---

૪૩ દૂષિત—સભામા આણીને વસ્ત્ર ખેંચાવી દૂષણ આપેલી ૪૬ અસક્ત — આસક્તિ વિનાનો સ્વાર્થ ૪૦—ધર્માદિક સ્વાર્થનુ પોષણ કરે મૂળમા 'गतस्वार्थमिमदेह " "યશ ધર્મ વગેરે સ્વાર્થ જેનાથી હવે બનીશકે એમ નથી, એવા આ દેહને—તજવો " એમ છે ૫૦ પ્રજ્ઞાચક્ષુ—આંધળો આજમીઢ—અજમીઢ વંશનો ધૃતરાષ્ટ્ર

હસ્તિનાપુર મૂકી નીસર્યો, સ્વજન ધનાદિક દુઃખ વીસર્યો;
દેખી હિમાચળ જાતો પતિ, સુબળસુતા ગાંધારી સતી. ૫૨
પતિવ્રતા પાછળથી પળે, મારગ માંહી પતિને મળે;
કોમળ કાયા સ્ત્રી નીસરી, દુ:ખ ન પામી કાં હિમગિરિ? ૫૩
જે મૂકે ગૃહે માયાકંદ, તેને ગિરિ આપે આનંદ;
પૈગમ્યે કરી વાધે શૂર, માટે નવ પીડે હિમપૂર. ૫૪
જ્યાં મનસ્વી મોટો ધીર, સંગ્રામે સુખ પામે વીર;
(હવે) અજાતશત્રુ રાજા ધર્મ, સંધ્યાવંદન કીધાં કર્મ. ૫૫
હોમ હુતાશન હોમ્યા ધામ, બ્રાહ્મણને કીધા પ્રણામ;
ધેનુ ધરાતલ આપ્યાં દાન, કંચનદાન કરે રાજાન ૫૬
ગુરૂજન વંદન ઘરમાં ગયા, જ્યાંહી વિદુર ધૃતરાષ્ટ્ર રહ્યા;
વિદુર પિતર ગાંધારી સોય, મંદિરમાં નવ દીઠું કોય. ૫૭
તે ઘેર સંજય બેઠો હતો, વ્યગ્ર થઇ રાજા પૂછતો,
સંજય તાત અમારો ક્યહાં, વૃદ્ધ અંધ જે હુતો યહાં. ૫૮
માતા ગાંધારી ક્યાં ગઇ, સુત સંભારે દુ:ખણી થઇ,
કાકા વિદુર ક્યાં વે જેહ મુને ઘણું હિતકારી તેહ ૫૯
મેં કાંઇએ સેવાયા નહિ, માટે રીસાવ્યા તે સહી;
પુત્રતણી મેં કીધી ઘાત, નારચ સહિત રીસાવ્યા તાત ૬૦
પોતાનો જાણી અપરાધ, નારીશું લજવાયા સાધ,
ગંગામાં ઝંપાવ્યું રાય, મુજને એ આશંકા થાય ૬૧
પાંડુ પિતા જ્યાં પામ્યા મર્ણ, અમો બાળકા એને શર્ણ,

---

૫૩ દુ:ખ ઇ૦—કોમળ કાયા વાળી ગાંધારી હિમગિરિમાં દુઃખ કેમ ન પામી? એનું સમાધાન ૫૪ મી કડીમાં આપે છે ૫૪ જે મૂ૦—માયારૂપ કંદ જે ઘેર મૂકે–છોડી દેઇને જાયછે ૫૭ વંદન—વંદન કરીને

વિશ્વંભર કીધી જે વૃત્તિ, તેથી પામે સર્વે તૃપ્તિ;
પશુને હસ્ત નહિ જેહને, સહસ્ત નર ભક્ષ્યે તેહને. ૮૩
પગ રહિત જે તૃણ કે'વાય, તેનું ચુંટી ચતુષ્પદ ખાય;
માંહોમાંય પણ મારે બળે, નિર્બળ ને અતિ બળીઓ ગળે. ૮૪
જીવ જીવનું જીવન કરી, સહુનું પૂરૂં પાડે હરિ;
તે આ સકળ જગત રાજન, આત્મા રૂપ સકળ ભગવન. ૮૫
એક રૂપ પોતે આતમા, સર્વ જીવ જે જોતાં ક્ષમા;
સર્વદૃષ્ટિ તે આપે એક, માયાએ અભ્યાસ અનેક. ૮૬
તેહ આ હમણા રાજન, ભૂત તણા ભાવન ભગવન;
દાનવકુળનો કરવા નાશ, દ્વારામતી મધ્યે પ્રકાશ. ૮૭
કામસ્વરૂપી પોતે હરિ, કનકપુરીમાં કાયા ધરી;
દેવકામ બહુ કીધું બળી, કંઇ એક શેષ રહ્યું છે વળી. ૮૮
ત્યાર લગી દ્વારાવતી વસે, અંતે અંતર્ધાનજ થશે;
તાવત્ કાળ તમો રહો અહીં, યાવત્કાળ હરિ ભૂ મહીં. ૮૯
નારદજી ભાંજ્યા સંદેહ, હવે કહે છે પૂછ્યું જેહ;
વિદુર સહિત ધૃતરાષ્ટ્ર તેહ, ગાંધારી નારી નિજ જેહ. ૯૦
તેની સાથ હિમાચળ ગયો, દક્ષિણમુખ ઋષિ આશ્રમ રહ્યો;
સાત ભાત ત્યાં ગંગા હવી, સપ્ત પ્રવાહે વે' જાન્હવી. ૯૧
સપ્ત ઋષિની પ્રીતે કરી, સાત પ્રવાહ કર્યા સુરસરી;
સપ્તસોતા સહુ કો કહે, ધૃતરાષ્ટ્ર તેને તટ રહે. ૯૨
ધૃતરાષ્ટ્ર ત્યાં નિત્યે ના'ય, નાના નિયમ ધરે છે રાય;

---

૮૩ સહસ્ત—હાથવાળા ૮૭ ભાવન—ઉત્પન્ન કરનાર. ૮૯ તાવત્ કાળ—ત્યાં સુધી. યાવત્ કાળ—જ્યાં સુધી ૯૧ સુરસરી—ગંગા નદી ૯૨ સપ્તસોતા—સાત પ્રવાહવાળી.

યથાવિધિ આચરતો અનેક, સ્નાન કરીને હોમ વિવેક. ૯૩
લક્ષણ જે જે ભક્ષણ સમે, અન્ન તજીને જળ આચમે;
રામગુણે કરી શોધ્યું મન, ઇચ્છા ન કરે બીજી અન્ય. ૯૪
આશા છતી નિશ્ચળ થયો, સકળ શ્વાસ તે રૂંધી રહ્યો;
ષટ્ ઇંદ્રિયનાં રૂંધ્યાં દ્વાર, પ્રાણાયામ ને પ્રત્યાહાર. ૯૫
હરિભાવન આણી ધારણા, ત્યજી રજસ્તમની ભારણા;
સત્વ ત્યજીને સુધો સાંગ, એવો યોગ ધરે અષ્ટાંગ. ૯૬
અહંકાર આપે પરહર્યો, સ્થૂળ દેહથી અળગો કર્યો;
વિજ્ઞાનાતમ બુદ્ધિ જેહ, તે સાથે સંયોજ્યો તેહ. ૯૭
દશ્ય પદાર્થથી ફરી ફરી, તેહ બુદ્ધિ પરબ્રહ્મ ધરી;
એક આતમા અંતર ટળ્યો, ઉપાધિ ટાળી બ્રહ્મે ભળ્યો. ૯૮
જ્યમ ઘટાકાશ ઘટેથી ટળે, મહાકાશ વિષે જઈ મળે;
ફરી ન ઉઠે એનું મન, એવું કહે છે નારદ મુન્ય. ૯૯
અંતરગત માયાગુણ જેહ, તેની વૃદ્ધિ નિવારે તેહ;
બા'ર ઇંદ્રિય ટાળ્યાં શૂળ, કાપી નાખ્યું મનનું મૂળ. ૧૦૦
વિષય વાસના કીધી પાર, ત્યજ્યા તૈતક્ષણ સઘળા આ'ર;
નિશ્ચળ સ્તંભ સરિખો થયો, આત્મા રૂપે ઉભો રહ્યો. ૧૦૧
મન કીધું તેને આણવા, (ત્યાં) નારદજી બોલ્યા જાણવા;
તેને તેડવા રખે જતો, વિઘ્નરૂપ તું રખે થતો. ૧૦૨
તેણે સંન્યાસમાં છે કર્મ, શાને લાવે રાજા ધર્મ;

---

૯૪ શોધ્યું—સ્વચ્છ કર્યું. ૯૫ પ્રાણાયામ—શ્વાસ રોકવો. પ્રત્યાહાર—વિષયથી મન પાછું ખેંચી લેવું. ૯૬ હરિભાવન—હરિને વિષે મનની ભાવના. ધારણા—હરિ રૂપનું લક્ષ્ય કરવું. રજસ્તમ—રજોગુણ અને તમોગુણ ૯૮ ઘટાકાશ—ઘડામાં રહેલું આકાશ

શ્રીકૃષ્ણજી અંતરધાન પામ્યા,
પાર્થે કહી વાત સુણી વિરામ્યા. ૨

## સૂતઉવાચ.

## રાગ કેદારો.

હરિ સાથે દ્વારાવતી, ગયા ધનંજય મહામતિ;
સ્નેહથી સુહૃદ સગાને નિરખવા રે. ૩
હરિનું હારદ જાણવા, પારથ ગયા મન આણવા;
નવ મળ્યા માસ ઘણા જતા હવા રે. ૪

### ઢાળ.

માસ ઘણા વહી ચાલ્યા તોયે, અર્જુન નાવ્યા આમ;
ઘોરરૂપ અપશુકન દેખતા, ધર્મરાય તે ઠામ ૫
કાળ તણી ગતિ ઘોર નિહાળી, અવળા ઋતુના ધર્મ;
ક્રોધ લોભ અનૃત આકુલ નર, કરતા પાતક કર્મ. ૬
કપટ સહિત વ્યવહાર વિલોક્યો, રાય યુધિષ્ઠિર નિપટ;
માંહોમાંહિ મૈત્રી કરે નર, મનમાં રાખે કપટ. ૭
માતપિતાનો સુહૃદ સ્વબંધુ, સ્ત્રી ભરતારશું દ્વેષી;
માંહોમાંહે કલહ કરતા, રાય યુધિષ્ઠિર દેખી. ૮
એવાં ચિન્હ અને વળી દીઠાં, અન્ય અરિષ્ટ કુકર્મ;
દિવસે દિવસે લોક વિષે મહા, લોભ અપાર અધર્મ ૯
રાય યુધિષ્ઠિર ત્યાં અવલોકી, એ વિધિના ઉત્પાત;
ભીમસેન પ્રત્યે કે' ભૂપત, સાંભળ બાંન્ધવ વાત. ૧૦
અરે ભીમ પારથ પ્રેર્યો છે, દ્વારાવતી પ્રતિ અદ્ય;
નિજ બાંધવ યાદવને જોવા, શે નવ આવ્યા સદ્ય ? ૧૧

---

૨ અરિષ્ટ—ખોટા ચિન્હ.

આજથકી દિવસ પાચમે, દેહ તજીને નિશ્ચે રમે ૧૦૩
દેહજ થાશે ભસ્માકાર, શાને શોચે રાજકુમાર;
ગાર્હપત્યને પરજાળશે, પર્ણકુટી સાથે બાળશે. ૧૦૪
બળતો દેખીને નિજ પતિ, ગાંધારી જે પત્ની સતી;
પડશે પાવક મધ્યે જઇ, નારદજી એવી ગતિ કહી. ૧૦૫
વિદુર નિહાળી તે આશ્ચર્ય, સાભળ્ય રે કૌરવના વર્ય,
હર્ષશોક મનમાં વ્યાપશે, તીરથ સેવા કરવા જશે ૧૦૬
નારદજી એવુ ઉચર્યા, વળતા સ્વર્ગભુવન સચર્યા;
તુબર સ્વર કરતા પ્રકાશ, અતર્ધાન થયા આકાશ. ૧૦૭
નારદની વાણી સાભળી, રાય યુધિષ્ઠિર શોચા ટળી,
ઇતિ ભાગવતે પ્રથમસ્કધ, જ્યા ધૃતરાષ્ટ્ર પ્રયાણ સબધ. ૧૦૮
રત્ન કહે યત્ને કરી કર્યો, ઓગણસાઠ શ્લોકે વિસ્તર્યો,

## અધ્યાય ૧૪ મો.

શ્લોક.

શ્રીકૃષ્ણજી અંતરધ્યાન પામ્યા,
પાર્થે કહી વાત સુણી વિરામ્યા ૨

## સૂતઉવાચ.

## રાગ કેદારો.

હરિ સાથે દ્વારાવતી, ગયા ધનંજય મહામતિ,
સ્નેહથી સુહૃદ સગાંને નિરખવા રે ૩
હરિનું હારદ જાણવા, પારથ ગયા મન આણવા;
નવ મળ્યા માસ ઘણા જતા હવા રે ૪

### ઢાળ.

માસ ઘણા વહી ચાલ્યા તોયે, અર્જુન ના'વ્યા ઠામ,
ઘોરરૂપ અપશુકન દેખતા, ધર્મરાય તે ઠામ ૫
કાળ તણી ગતિ ઘોર નિહાળી, અવળા ઋતુના ધર્મ,
ક્રોધ લોભ અનૃત આકુલ નર, કરતા પાતક કર્મ ૬
કપટ સહિત વ્યવહાર વિલોક્યો, રાજા યુધિષ્ઠિર નિપટ,
માંહોમાંહિ મૈત્રી કરે નર, મનમાં રાખે કપટ ૭
માતપિતાનો સુહૃદ સ્વબંધુ સ્ત્રી ભરતારશું દ્વેષી,
માંહોમાંહે કલહ કરતા, રાય યુધિષ્ઠિર દેખી ૮
એવા ચિન્હ અને વળી દીઠા, અન્ય અરિષ્ટ કુકર્મ,
દિવસે દિવસે લોક વિષે મહા, લોભ અપાર અધર્મ ૯
રાય યુધિષ્ઠિર ત્યાં અવલોકી, એ વિધિના ઉત્પાત,
ભીમસેન પ્રત્યે કે' ભૂપત, સાંભળ બાંધવ વાત ૧૦
અરે ભીમ પારથ મેલ્યા છે, દ્વારાવતી પ્રતિ અદ્ય,
નિજ બાંધવ યાદવને જોવા, શે નવ આવ્યા સદ્ય? ૧૧

---

૨ અરિષ્ટ—ખોટાં ચિહ્ન

પુણ્યશ્લોક પોતે પરમેશ્વર—કૃતવિચેષ્ટિત જેહ,
તે જોવા મોકલિયો પારથ, શે નવ આવ્યો તેહ. ૧૨
સાતજ માસ થયા સંપૂરણ, જેની જોતા વાટ,
ભીમસેન તારો લઘુ બાંધવ, ના'વ્યો તે શામાટ ૧૩
કવણ કારણે કનકપુરીથી, આવ્યો નહિ અર્જુન;
તેનું કારણ હું નવ જાણું, સાભળ્ય ભીમ વચન ૧૪
અરે ભીમ નારદનો ભાખ્યો, આવ્યો તે શુ કાળ,
શ્રીહરિ માણસનુ તનુ મૂકી, ધામ જશે જે કાળ. ૧૫
જેથી આપણને આ સંપદ, દારા ને બહુ દેશ;
પ્રાણ પ્રજા કુળ જે કેશવથી, આપણને નહિ કલેશ, ૧૬
ઇશ અનુગ્રહથી જીત્યા સહુ, શત્રુ પમાડચો શોક
જે હરિ માટે જગન કરીને, અમિત ઉપાર્જ્યા લોક ૧૭
આ જો રે નર વીર નિહાળી, અતિ ઉત્પાત વિઘાત,
આકાશે અપચિન્હ ઘણાને, અવનિગત ઉત્પાત. ૧૮
અગ્નિ વિષે અપચિન્હ ઘણા એ, આપણને ભયકારી,
આપણને એ મહાભય કે'છે, મોહ પામે ગતિ મારી ૧૯
લોચન જઘા ને કર મારા, ફરકે વાર વાર,
હૃદે વિષે કંપારવ અતિ કાઇ, મહાભુંડુ હોનાર ૨૦
આ જો રે આફ્રાનુ સૂરજ—સામી રહીને રોયે,
આનનથી અગારા ઉડે, કાઇ એક ભૂડુ હોયે ૨૧
મારે સન્મુખ શ્વાન રહીને, ગાઢે રોતો જાય,
આશાકા વિણ આગળ ઉભો, તે મુજને ભય થાય ૨૨

---

૧૨ પરમેશ્વરકૃતવિચેષ્ટિત—હરીએ કરેલી લીલા ૧૭ અમિત—અનંત ૧૮ અવનિગત—પૃથ્વી ઉપરના ૨૧ આનન—મુખ ૨૨ ગાઢે—ગાઢ સ્વરે

અધમ પશુ દક્ષિણ દિશ જાતા, ઉત્તમ પશુઓ વામ;
અશ્વ ન હીસે રોતા દીસે, કાંઇ એક કૂડું કામ. ૨૩
મૃત્યુદૂત કપોત રહ્યા આ, કરતો કુત્સિત શોર;
ઉલૂક મન કંપાવે મારૂં, ઘુર ઘુર શબ્દે ઘોર. ૨૪
કલ કલ શબ્દે કાક લવેછે, સરવેનાં સુખ હરવા;
એ સરવે અપચિન્હ અનેરાં, અવનિ ઉજ્જડ કરવા. ૨૫
ધૂસર દિશ ને રવિ શશિ પાછળ, જળકુંડળ ભયકારી;
પર્વત સાથે પૃથ્વી કંપે, ભય ઉપજાવે ભારી. ૨૬
વીજ પડે વર્ષાદ વિનાને, ઘનવિણ વાદળ ગાજે;
એવા અતિ ઉત્પાત વિલોકી, મારૂં મન અતિ ભાજે. ૨૭
પવન પ્રચંડ દશે દિશ ઝૂડે, ઉડે રજ અંધાર;
રૂધિર ઘણું વરસે ઘનધારા, સર્વે દિશ ભયકાર. ૨૮
સૂરજ તેજવિવર્જીત ભાસે, ભીમ નિહાળી નિરાશ;
અન્યો અન્યે બળતા દીસે, ગ્રહ સઘળા આકાશ. ૨૯
ભૂત ભયાનક ભમતાં દીસે, અવનિ ગગન વિચાલે;
ભડકે બળતાં ટોળે મળતાં, દશે દિશાને બાળે. ૩૦
સરિતાનાં જળ ડોળ્યાં દીસે, ડોળ્યાં દ્રહજળ હોય;
લોક તણાં મન ડોહ્યાં દીસે, કલુષ સરોવર સોય. ૩૧
ઘૃતધારાએ સિંચ્યો પાવક, તોય પ્રકાશ ન થાય;
અરે ભીમ એ કાળ કઠિણ છે, કરવો કોણ ઉપાય. ૩૨

---

૨૩ વામ—ડાબેપાસે. ૨૪ મૃત્યુદૂત—મોતના દૂત સરખો. કપોત—હોલો. કુત્સિત-નિંદ્ય. ૨૬ ધૂસર—ભૂંખરી. જળકુંડળ—જળનું કુંડાળું. ૨૮ ઝૂડે—અર્થાત્ બહુ વાય. ૨૯ તેજવિવર્જીત—તેજરહિત. ૩૧ દ્રહ—પાણીનો ધરો. કલુષ—મલિન.

વત્સ વળી સ્તનપાન કરે નહિ, ધેનુ ન દૂઝે ધારા;
સુરભિ રૂદન કરતી દીસે, દીસે વૃષભ નહિ સારા.　　૩૩
દેવ તણી પ્રતિમા સહુ દીસે, રૂદન કરતી જોય;
સ્વેદસહિત તનુ ખળભળતીને, ચળતી સરવે કોય.　　૩૪
દેશ નગર ને ગ્રામ ગુહા, મુનિઆશ્રમ ને ઉદ્યાન;
મંદ થયાં આનંદ ન દીસે, શોભા વિણ સમશાન.　　૩૫
એ સરવે ઉતપાત મળીને, શો કરશે ઉપઘાત;
એ સઘળા ઉતપાતે મનમા, આશંકી મેં વાત　　૩૬
અરે ! ભીમ ભગવાન તણા જે, પગલાં પરમ પવિત્ર;
જે પદશોભા બીજો પુરૂષ, ન પામે સુવિચિત્ર.　　૩૭
તેણે પગલે પુણ્યવિવાર્જિત, પૃથ્વી કીધી ત્યાજ,
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય થયા, આચારવિવર્જિત આજ.　　૩૮
એવે એ વિધિ ચિંતા કરતો, ભૂપ મનોરથ ભગ્ન,
એવામાં યદુપુરથી આવ્યો, અર્જુન ચિંતામગ્ન.　　૩૯
કનકપુરીથી પારથ આવ્યા, નૃપને લાગ્યા પાગ્ય;
આતુર સરખા ઉભો અર્જુન, દીસતા દુર્ભાગ્ય.　　૪૦
નીચે વદને રૂદન કરતા, નયનકમળ જળ વરખે;
પેલાથી પલટાયો પારથ, દુખે હૃદય ઉધડકે.　　૪૧
તેજ રહિત તું અર્જુન ઊભો, નિર્બળ લૂખો વેશ;
એવા અર્જુનને અવલોકી, કંપિત હૃદય નરેશ.　　૪૨
નારદનુ વાયક સભારી, વારિ લોચન લૂછે,
કુશળ પારતા સુહૃદસગાંની, પરમેશ્વરની પૂછે　　૪૩

---

૩૪ સ્વેદસહિત—પરસેવા સાથે ૩૬ ઉપઘાત—નાશ

## યુધિષ્ઠિરઉવાચ.

આનર્તક નગરીમાં મારા, સ્વજન સુખી છે તેહ;<br>
મધુ ભોજ દાશારહ સાત્વત, અંધક વૃષ્ણિ જેહ. ૪૪<br>
સુરનામા માતામહ મારો, સ્વસ્તિ સહિત છે એવ,<br>
અનુજ સહિત કુશળો છે મારો, માતુલ શ્રીવસુદેવ. ૪૫<br>
સાત સ્વસા વસુદેવતણી તે, સુખિણી છે અવિટંબ;<br>
દેવકયાદિક મામી સઘળી, કુશળી છે સકુટુંબ. ૪૬<br>
ઉગ્રસેન જીવે છે જેને, હુતો પુત્ર કુજાત;<br>
દેવક તેનો લઘુ બંધવ તે, કુશળો છે કહો વાત. ૪૭<br>
હૃદિક તથા સુત કૃતવર્મા ને, કુશળો છે અક્રૂર,<br>
જયંત ગદ સારણ હરિબંધવ, કુશળો છે મા'શૂર. ૪૮<br>
શત્રુજિદાદિક યાદવ સઘળા, કુશળા અવશ્યમેવ;<br>
સુખિયા છે ભગવાન હરિ ને, સુખિયા છે બળદેવ. ૪૯<br>
વૃષ્ણી મધ્યે મહારથ મોટો, સુખિયો પ્રદ્યુમ્ન વીર;<br>
અનિરૂદ્ધ મોદ સહિત છે જેનો, રણમાં રવ ગંભીર ૫૦<br>
સુષેણ ચારૂદેષ્ણ સુખી છે, જાંબવતી સુત સાંબ,<br>
ઋષભાદિક સુત સાથ સુખી છે, પ્રદ્યુમનપ્રમુખ સકુટુંબ. ૫૧<br>
શ્રીહરિના અનુચર જે ઉદ્ધવ, શ્રુતદેવાદિક જેહ,<br>
સુનંદન નંદાદિ સેવા સહુ, સુખિયા સાત્વત તેહ. ૫૨<br>
હરિ હળધરનો કરતા આશ્રય, એવા યાદવ જેહ,

---

૪૫ માતામહ—માનો બાપ ૪૬ સ્વસા-બેન અવિટંબ—વિટંબના વિનાની. ૪૭ પુત્ર—(કંસ) ૫૦ મોદ—આનંદ રવ—અવાજ ૫૧ પ્રદ્યુમનપ્રમુખ—પ્રદ્યુમ્ન વગેરે ૫૨ સાત્વત—યાદવ.

તે સર્વે સુખિયા છે મુજને, કહોની અર્જુન તેહ. ૫૩
આપણ સાથે સૌહૃદ બાંધી, સાંધી પ્રીત અપાર;
આપણને સંભારે ક્યારે, પૂછે છે સમાચાર ? ૫૪
ભક્તપતિ ભગવાન સુખી છે, ગોવિંદ દ્વિજનુ હેત;
સભા સુધર્મા મધ્યે બેસે, સુખિયા સુહૃદ સમેત. ૫૫
લોકતણા મંગળઉદ્ભવ ને, કુશળ કરે વા માન,
જાદવકુળ સાગરમા પ્રગટ્યા, અનંત સુખ ભગવાન ૫૬
જેને ભુજદંડે ઉગારી, નગરીમા યદુવાસ,
પરમાનંદે મગ્ન રમતા, વૈકુંઠમા હરિદાસ. ૫૭
જેના પદની સેવા કરવી, મુખ્ય ધર્મ અધિકાર;
સત્યભામાદિક સુંદરી હરિની, સોળ હજારે સાર. ૫૮
ઇદ્રાણીને ઉચિત અનુપમ, ભોગવતી બહુ ભોગ;
સંગ્રામે સુરને જીતી હરિ, લાવ્યા ધર્મસંયોગ. ૫૯
જેના કર પ્રતાપે જીવે, જાદવ નિર્ભય ભાગ્ય;
દઇ ચિત્તે જે સભા સુધર્મા, તેમા મૂકે પાગ. ૬૦
વાસવ સાથ વઢીને લાવ્યા, સભા સુધર્મા જેહ;
તે શ્રીકૃષ્ણ સુખી છે હમણા, કે'ની અર્જુન તેહ. ૬૧
અરે બાપ તુ રોગ રહિત છે, અને રહિત સંતાપ;
તેજ રહિત તુ ભાસે મુજને, અવલોકતા આપ. ૬૨
અરે બાપ તે સ્થાનક તુજને, તિરસ્કાર કંઇ કીધ;
કે અથવા દિન ઘણાં રહ્યો તે, માટે માન ન દીધ; ૬૩

---

૫૪ સૌહૃદ—સ્નેહપ્રીતિ ૫૬ મંગળઉદ્ભવ ઈ૦–મંગળની ઉત્પત્તિ અને કુશળને જે કરે છે ૫૭ ઉગારી—ઉગારેલી

૫૯ ઇદ્રાણીને ઉચિત—ઇંદ્રાણીને લાયકના. ધર્મસંયોગ–ધર્મના સંયોગરૂપ પારિજાતાદિક

અથવા કોણે પ્રેમશૂન્યઅતિ, ઓછે વચન કહ્યો ?
કે ત્યાં જાચકને દઇ આશા, દાન ન આપી હર્યો ? ૬૪
જે તું પૈલા સર્વે કોઇને, શરણ રાખતો વીર;
હમણા શું ગ્રામકેરા બાળક, નિરખ્યા જાતે ધીર ? ૬૫
શરણાગત સુરભિ નિરખીને, વૃદ્ધ રોગી ને નારી;
શરણાગત સરવે કોઇને, તુ ન શક્યો ઉગારી. ૬૬
કે મલિનવસ્ત્ર કો અગમ્ય અબળા, ગમન કર્યું તે સાથે ?
કે ઉત્તમ અધમ સમાને કોણે, જીત્યો મારગ જાતે ? ૬૭
અરે ભાઈ તે ભોજન કીધુ, બાળક વૃદ્ધ વિસારી ?
કે અથવા કાઇ કર્મ અઘટતુ, કીધુ છે અવિચારી ? ૬૮
કે શું આપણનો અતિવલ્લભ, સુહૃદ સગો હરિ સોય;
તેણે શૂન્ય થયો છે નહિ તો, આવી પીડા મોય ૬૯
ઇતિ ભાગવતે પ્રથમસ્કંધે, ચતુર્દશો અધ્યાય,
અર્જુન આગમ જે અધ્યાયમા, કહ્યો સકળ મહિમાય ૭૦
જે અધ્યાયમા શ્લોક થયા છે, પીસ્તાળીસ પ્રબંધ,
રત્ન કહે યત્ને કરી કીધા, સડસઠ પદ સબંધ. ૭૧

## અધ્યાય ૧૫ મો.

श्लोक.

नायातोयदुपत्तनाद्धरिसखाज्ज्ञातुंतदिच्छागतो

---

૬૪ કહ્યો—એવ્યો ૬૫ હમણા ઈ૦—તે તે શુ હમણા ગામના બાળકને તારા કરતા વધારે ધીર જોયા અને તેથી તુ લાજ્યો છે શુ ? અથવા ધીરજાતા—ધીર વગરના થઈને.

૬૭ કે ઈ૦—કે તારા સરખા ઉત્તમને કોઇ અધમસમાન પુરૂષે મારગમાં જતા જીતી લીધો

दैवाद्दष्टनिमित्तदुःखितमतिःश्रीकृष्णतृष्णावृतः ॥
यश्चिन्तामकरोद्युधिष्ठिरनृपोदेवर्षिवाक्यंस्मरन्
सोयंभूमरहारकोविजयतेभक्तालिकातारकः ॥ १ ॥

## દ્રુતવિલંબિત.

કળિ નિહાળી યુધિષ્ઠિર તાપિયો,
નૃપ પદેજ પરીક્ષિત થાપિયો;
નૃપતિ સ્વર્ગ અરોહણતા સહી,
ઇતિ કથા શુભ પંદરમે કહી. ૨

## સૂતઉવાચ.

## રાગ રામગ્રી.

સૂત કહે છે તે સમે, સુણ્ય શૌનક વાત;
રાય યુધિષ્ઠિર તે સમે, એમ પૂછે ભ્રાત. ૩
કૃષ્ણ સખા આશંકિયો, એમ અર્જુન તેહ;
વલ્લભ વિષ્ણુ વિયોગથી, અતિ દુર્બળ દેહ. ૪
ભૂપતિ નાના ભાતની, આશંકા કીધ;
એમ સુણીને અર્જુને, નવ ઉત્તર દીધ. ૫
શોકે મુખ સૂકાઇ જતું, સૂકયું હૃદયપદ્મ;

---

૧ શ્લોક—ભગવાનની ઇચ્છા જાણીને ગયેલો ભગવાનનો મિત્ર અર્જુન હજી સુધી દ્વારકાથી આવ્યો નહિ, અને અહીં દૈવયોગથી આવા ઉત્પાત થાય છે એમ વિચારીને મનમાં દુઃખી થયેલો તથા શ્રીકૃષ્ણની ખબર જાણ્વાને ઉત્કંઠિત થયેલો યુધિષ્ઠિર રાજા નારદનું વચન સંભારીને જેની ચિંતા કરતો હતો, તે આ, ભક્તના સમુદાયને તારનાર અને ભૂમિનો ભાર ઉતારનાર ભગવાન જય પામે છે. ૨ અરોહણતા (આરોહણતા)—અર્થાત્ આરોહણ—ચઢવું.

કાંતિ કલેવરની ઘટી, થયો શોકનું સદ્મ. ૬
શ્રીહરિના જે ફરી ફરી, સંભારે અર્થ;
ભૂપતિ સામો બોલવા, નવ થાય સમર્થ. ૭
શોક આંસુ લોચન વિષે, સ્તભાવી સન્ન;
ઉતરતાં આંસુ કરે, લોહ્યાં અર્જુન. ૮
શ્રીહરિ અણદીઠે વાધતી, વિહ્વળતા પ્રીત;
તેથી અર્જુન આકળો, વિરહે ભયભીત. ૯
હેત હરિની મિત્રતા, સગપણનો સ્નેહ;
પારથ સુખ સારથીતણું, સંભારે તેહ. ૧૦
ગદગદ કંઠે કાંપતો, અતિદીન વદન;
જ્યેષ્ઠ યુધિષ્ઠિરની પ્રતિ, બોલ્યો અર્જુન. ૧૧
વાહ્યો હું મુજ બાંધવે, હરિએ મહારાજ;
તેજ તત્ક્ષણ માહરૂં, હરી લીધું આજ. ૧૨
જેણે તેજે દેવને, મન વિસ્મય કીધ;
મહામોટું મુજ તેજ તે, હરિએ હરિ લીધ. ૧૩
જે હરિનો થાતો યદા, ક્ષણ એક વિયોગ;
લોક સકળ અળખામણા, નવ ભાવે ભોગ. ૧૪
જ્યમ પ્રાણ ગયે અળખામણો, મૃતક સુત તાત;
એ વિધ લોક ગમે નહિ, વિના શ્યામ સુજાત. ૧૫
દ્રુપદતણે મંદિર મળ્યા, રાજા ચળચિત્ત,
સાર સ્વયંવરને વિષે, મન્મથમદમત્ત ૧૬
તેજ હર્યું મેં તેહનું, દઢ ધનુષ્યજ તાણી;
મત્સ્ય વેધ્યો જેની કૃપા, દ્રૌપદી ઘેર આણી. ૧૭

---

૬ સદ્મ—ઘર ૮ સન્ન-પથરાઈ ગયેલા (આંસુ) ૧૬ ચળચિત્ત-અસ્થિર મનના મન્મથ ઈ૦—કામના મદથી ગાંડા થયેલા

ઇંદ્ર અમર સરખો બળી, જીતી નિરધાર;
પાવકને આપ્યું પછે, વન ખાંડવ સાર. ૧૮
મૂકાવ્યા મયદાનવે, સભા કીધી વિસ્તાર;
અદ્‌ભૂત શિલ્પણું ત્યહાં, માયા વિસ્તાર. ૧૯
રાજસૂયમાં જ્યાં રહી, નૃપનાં બળિ લીધ;
દશે દિશા નૃપતિ મળ્યા, તે કૃષ્ણે કીધ. ૨૦
જેને તેજે તાહરો, લઘુ બંધવ ભીમ;
દશ હજાર હાથી તણું, જેમાં બળ સીમ. ૨૧
તે ભીમ હણતો હવો, જરાસંધને ભાગ્ય;
જે જરાસંધે ધર્યો, નૃપને શિર પાગ. ૨૨
ભૈરવયાગધર જરાસુતે, નૃપ જોડ્યા જેહ;
ભીમે ભૂપતિ બંધથી, મૂકાવ્યા તેહ. ૨૩
તે નૃપ રાજસૂયયજ્ઞમાં, લાવ્યા બહુ ભેટ;
તે સહુના કરતા સ્વયં, નારાયણ નેટ. ૨૪
દુઃશાસન આધે હતા, જે દુષ્ટ નરેશ;
તારી નારી દ્રૌપદી, તેના દીઠા કેશ. ૨૫
કૃષ્ણાકેરા કેશ ત્યાં, રાજસૂય સુગંધ;
અભિષેકે અતિ ઓપતા, તેના છોડ્યા બંધ. ૨૬
ત્યારે દ્રૌપદીએ સ્મર્યા, હરિ આવ્યા ધાય;
આનંદ પામી અંગના, પ્રભુને પડી પાય. ૨૭
પાદ પ્રક્ષાલ્યા પ્રેમથી, દયાળુ નિરધાર;
દુષ્ટ સભામાં શ્યામજી-એ કીધી સાર. ૨૮

---

૧૮ પાવક-અગ્નિ. ૧૯ મૂકાવ્યા-મેં છોડાવેલા. ૨૩ ભૈરવયાગધર--ભૈરવ યાગ કરવાના વિચારવાળા. જરાસુતે-જરાસંધે. જોડ્યા-એકઠા કર્યા.

તે હરિએ હું ભોગવ્યો, સંપૂરણ ભોગ;
આજમીઢ નૃપ તેહનો, થયો આજ વિયોગ. ૪૦
કૌરવદળનિધિમાં વળી, જેનો અંત અપાર;
એક રથે હું ઉતર્યો, હરિનો આધાર. ૪૧
ઉત્તરગોગ્રહને વિષે, સેના સાગરપૂર;
મત્સ્ય તિમિંગિલ જે વિષે, ભીષ્માદિક શૂર. ૪૨
ગોધન લીધું વૈરીએ, મેં વાળ્યું ત્યાર;
મુકુટમણિગણતેજને, રિપુનું હર્યું સાર. ૪૩
મોહશરે કરી મોહની, લીધા શણગાર;
તે સર્વે મુને જેહનો, હરિનો આધાર. ૪૪
ભીષ્મ દ્રોણગુરૂ શલ્યની, બહુ સેના જેહ;
બહુ રાંજા રથમંડળે, શોભાવી તેહ. ૪૫
ત્યારે અગ્રેસર મારો થયો, સારથી આકાર;
કાળદૃષ્ટિએ સર્વના, હરી લીધા સાર. ૪૬
આકર્ષ્યાં આયુષ્ય ને, અસ્ત્રવિદ્યા લીધ,
મન ઉત્સાહ હરી ફરી, સહુ છોછા કીધ. ૪૭
દ્રોણ ભીષ્મ ભડ કર્ણ ને, વળી અશ્વત્થામ;
ત્રિગર્તદેશતણો પતિ, સુશર્મા નામ. ૪૮

---

૪૦ ભોગવ્યો–ભોગવાવ્યો. આજમીઢ–હે યુધિષ્ઠિર ! ૪૧ કૌરવદળનિધિમાં—કૌરવની સેના રૂપી સાગરમાં.

૪૨ ઉત્તરગોગ્રહ–વિરાટના નગરની ઉત્તરદિશાએ કૌરવોએ ગાયો પકડી હતી તે સબધી યુદ્ધ. તિમિંગિલ–અતિમોટા મત્સ્ય.

૪૩ ગોધન–ગાયોરૂપી ધન. મુકુટમણિગણતેજ–માથાના મુકુટમાં જડેલા મણિઓના જથાનુ તેજ. ૪૬ સારથિઆકાર–સારથિરૂપે. સાર—તત્વ—બળ.

શલ્ય જયદ્રથને વળી, બાહ્લિક ભૂપાળ,
એણે મૂક્યા અસ્ત્ર જે, અતિશે વિકરાળ ૪૯
તે મુજને અડક્યા નહિ, આફણીએ નાશ,
ત્યારે જે હરિએ નિજ કર વિષે, હું રાખ્યો પાસ ૫૦
જ્યમ હરિજન પ્રહ્લાદને, અસુરના જે અસ્ત્ર,
નવ સ્પર્શ્યાં તેમ તે મને, નવ લાગ્યા શસ્ત્ર ૫૧
જે હરિએ મુજને કર્યા, મોટા ઉપકાર,
જયદ્રથ વધને વિષે, થાક્યા હય ચાર ૫૨
જળ વિના વાજી આકળા, શ્રમ પામ્યા પર્મ,
સદ્ય રથેથી ઉતર્યા, પોતે પરબ્રહ્મ ૫૩
બાણવડે ધરણી હણી, હય પાયા આપ,
તેણે સમે હું ઉગર્યો, હરિનો પરતાપ ૫૪
ત્યારે અરિએ દેખી એકલો, ન હણ્યો હું જેહ,
અંતર્યામીએ તેહના, મન ફેરવ્યા તેહ ૫૫
મોક્ષારથી મહાનત ત્યાં, ભજે જેહના ચર્ણ,
ઇશ્વર આત્મજ્ઞાનનો, આપનારો શર્ણ ૫૬
તેહ કર્યા મેં સારથી, સ્વયં શ્રીભગવાન,
રાય યુધિષ્ઠિર એ જુઓ, મારૂં અજ્ઞાન ૫૭
સુંદર હાસ વિનાસમાં, પરિહાસની વાણી,
સ્નેહ સહિત સંબોધને, કહી શારંગપાણિ ૫૮
હે પારથ અર્જુન સખા, કુરુનંદન ભાઈ,
એવી વાણી હું પ્રતિ, કહેતા જદુરાઇ ૫૯
એમ મધુર વચન માધવ તણા, સંભારી આહી,
આજ મને દુઃખ ઉપજે, અંતરગત માંહી ૬૦
શૈયા આસન ભોજને, હરિનો ગ્રહી હાથ,

અટણ કરતા એકઠા, હરિને હું સાથ. ૬૧
કો દિન દેખી એકલા, વક્રોક્તિ વાણ;
તિરસ્કાર કીધા પછે, નિજ બાંધવ જાણ. ૬૨
શ્રીહરિએ સઘળા સહ્યા, મારા અપરાધ;
મિત્રતણો અપરાધ સૈં, જ્યમ મિત્રજ સાધ. ૬૩
જ્યમ પુત્રતણો અન્યા' સહે, સુપિતા સુવિવેક;
હું કુમતિતણા સહ્યા, અપરાધ અનેક. ૬૪
તે હું ત્યાં પુરૂષોત્તમે, મૂનો મહારાજ;
મિત્ર સુહૃદ પ્રિય શૂન્યછું, હૃદયા વિણ આજ. ૬૫
શ્રીહરિકેરી સુંદરી, જે સોળ હજાર;
મારગ રાખી નવ શક્યો, હું પામ્યો હાર. ૬૬
દુર્જન ગોપે પરભવ્યો, અબળાની પેર;
નિર્બળથી હારી કરી, આવ્યો છું ઘેર. ૬૭
તેહ ધનુષ્ય ગાંડિવ આ, તેહ મારાં બાણ;
તે રથ મારો આ રહ્યો, તે હય નિરવાણ. ૬૮
તે હું આ ઊભો રથી, જેને નમતા ભૂપ;
એક ક્ષણે ખોટું થયું, હરિ પાખ્ય કુરૂપ. ૬૯
જ્યમ હોમ કર્યો જઇ ભસ્મમાં, તે નિષ્ફળ થાય;
જ્યમ કપટીનું કૃત દાન તે, પાછું ફરી જાય. ૭૦
જ્યમ ઉખર ખેતર બીજ ત્યાં, નવ આવે કામ;
એમ સહુ મિથ્યા થયું, વિના સુંદરશ્યામ. ૭૧
અરે રાય તમો પૂછ્યા સગા, કુશળ છે જેહ;

---

૬૧ અટન કરતા—ફરતા. ૬૯ પાખ્ય (પાખે) વિના. ૭૧ ઉખર—ખાર જમિ.

યદુવર નગર વિષે સહુ, ક્ષય પામ્યા તેહ. ૭૨
વિપ્રશાપ ઉન્મત્ત જે, માંહો માંય માર;
ચાર પાંચ એક ઉગર્યા, મુષ્ઠિના મ્હાર. ૭૩
પીધી મદિરા વારૂણી, મદઉન્મત્ત મન;
આપ આપના અજ્ઞાનથી, ચઢ્યા અન્યો અન્ય. ૭૪
પ્રાયઃ એ ભગવાનની, ચેષ્ટા અદ્દભૂત;
માંહોમાંહે હણે અને, ઉગારે ભૂત. ૭૫
જળચર જળ મધ્યે યથા, મત્સ્યાદિક થાય;
મોટા મત્સ્યાદિક યથા, નાનાને ખાય. ૭૬
બળિયો દુર્બળને હણે, ન ગણે મન ભીત;
યાદવ અન્યો અન્ય ત્યાં, વઢિયા એ રીત. ૭૭
એમ બળિયા જાદવની કને, નિર્બળને માર;
એમ કરી હરિ ભૂમિનો, ઉતાર્યો ભાર ૭૮
હવે હરિચરિત્ર મેં, કાઇ નવ કહેવાય;
વિઠ્ઠલવાક્ય સંભારતાં, મન તાણી જાય. ૭૯
દેશકાળ ઘટતાં ઘણાં, અરથે સંયુક્ત
એવાં અચ્યુતજીતણાં, હિત વાયક ઉક્ત. ૮૦
ગોવિંદવાણી ચિત્તને, તાણે અદ્દભુત;
શૌનક આદિ મુનિ પ્રતિ, એવું બોલ્યા સૂત. ૮૧
કૃષ્ણતણું જે શોભતું, પદપંકજ ધન્ય;
એ વિધિ ચિંતવતો હવો, અતિશે અર્જુન. ૮૨

---

૭૩ વિપ્ર ઈ૦—વિપ્રના શાપથી ઉન્મત્ત થએલા યાદવો માંહોમાંહે માર મારીને મરી ગયા, તેમની મુષ્ઠિના મારમાથી ચાર પાચ ઉગર્યા છે ૭૪ મદિરા વારૂણી—વારૂણી નામની મદિરા ૭૫ પ્રાયઃ—વિશેષે કરીને. ભૂત-પ્રાણી માત્ર. ૭૮ હરિ—હરિએ ૭૯ મન ઇ૦—તે વાક્ય મનને તાણી જાય છે. ૮૨ પદપંકજ—ચરણકમળ

અટણ્ કરતા એકઠા, હરિને હુ સાથ ૬૧
કો દિન દેખી એકલા, વક્રોક્તિ વાણ્,
તિરસ્કાર કીધા પછે, નિજ બાંધવ જાણ ૬૨
શ્રીહરિએ સઘળા સહ્યા મારા અપરાધ,
મિત્રતણો અપરાધ સે', જ્યમ મિત્રજ સાધ ૬૩
જ્યમ પુત્રતણો અન્યા' સહ, સુપિતા સુવિવેક,
હુ કુમતિતણા સહ્યા, અપરાધ અનેક ૬૪
તે હુ ત્યા પુરૂષોત્તમે મૂનો મહારાજ,
મિત્ર સુહૃદ પ્રિય શૂન્યછુ, હૃદયા વિણ આજ ૬૫
શ્રીહરિકેરી સુદરી, જે સોળ હજાર,
મારગ રાખી નવ શકયો, હુ પામ્યો હાર ૬૬
દુર્જન ગોપે પરભવ્યો, અબળાની પેર,
નિર્બળથી હારી કરી, આવ્યો છુ ઘેર ૬૭
તેહ ધનુષ્ય ગાડિવ આ, તેહ મારા બાણ,
તે રથ મારો આ રહ્યો, તે હય નિરવાણ. ૬૮
તે હુ આ ઉભિો રથી, જેને નમતા ભૂપ,
એક ક્ષણે ખોટુ થયુ, હરિ પાખ્ય કુરૂપ ૬૯
જ્યમ હોમ કયા જઇ ભસ્મમા, તે નિષ્ફળ થાય,
જ્યમ કપટીનુ દૂત દાન તે પાછુ ફરી જાય ૮૦
જ્યમ ઉખર ખેતર બીજ ત્યા, નવ આવે કામ,
એમ સહુ મિથ્યા થયુ, વિના સુદરશ્યામ ૭૧
અર્ે રાય તમો પૂછતા મગા, કુશળા છે જેહ,

---

૬૧ અટન કરતા—ફરતા ૬૯ પાખ્ય (પાખે) વિના ૭૧ ઉખર—ખાર જમિ

યદુવર નગર વિષે સહુ, લય પામ્યા તેહ. ૭૨
વિપ્રશાપ ઉન્મત્ત જે, માંહો માંહ માર,
ચાર પાંચ એક ઉગર્યા, મુષ્ટિના પ્રહાર. ૭૩
પીધી મદિરા વારૂણી, મદઉન્મત્ત મન;
આપ આપના અજ્ઞાનથી, ચઢયા અન્યો અન્ય. ૭૪
પ્રાયઃ એ ભગવાનની, ચેષ્ટા અદ્ભુત;
માંહોમાંહે હણે અને, ઉગારે ભૂત. ૭૫
જળચર જળ મધ્યે યથા, મત્સ્યાદિક ખાય;
મોટા મત્સ્યાદિક યથા, નાનાને ખાય. ૭૬
બળિયો દુર્બળને હણે, ન ગણે મન ભીત;
યાદવ અન્યો અન્ય ત્યાં, વઢિયા એ રીત ૭૭
એમ બળિયા જાદવની કને, નિર્બળને માર,
એમ કરી હરિ ભૂમિનો, ઉતાર્યો ભાર ૭૮
હવે હરિચરિત્ર મે, કાઇ નવ કહેવાય,
વિઠલવાક્ય સભારતા, મન તાણી જાય ૭૯
દેશકાળ ઘટતા ઘણા, અરથે સંયુક્ત
એવા અચ્યુતજીતણા, હિત વાચક ઉક્ત. ૮૦
ગોવિંદવાણી ચિત્તને, તાણે અદ્ભુત;
શૌનક આદિ મુનિ પ્રતિ, એવું બોલ્યા સૂત. ૮૧
કૃષ્ણગુણતણું જે શોભતુ, પદપંકજ ધન્ય,
એ નિધિ ચિંતવતો હવો, અતિશે અર્જુન. ૮૨

---

૭૩ વિપ્ર ઇ૦—વિપ્રના શાપથી ઉન્મત્ત થયેના યાદવો માંહોમાહે માર મારીને મરી ગયા, તેમની મુષ્ટિના મારમાંથી ચાર પાચ ઊગર્યા છે ૭૪ મદિરા વારૂણી—વારૂણી નામની મદિરા ૭૫ પ્રાય—વિશેષે કરીને ભૂત-પ્રાણી માત્ર. ૭૮ હરિ—હરિએ ૭૯ મન ઇ૦—તે વાક્ય મનને તાણ્યો જાય છે ૮૨ પદપંકજ—ચરણકમળ

નિશ્ચળ સ્નેહે નિર્મળી, મતિ કીધી શાંત;
શોક તજી સૂધો થયો, અર્જુન અભ્રાંત. ૮
વાસુદેવપદ ચિંતવે, ભાગ્યો મનવેગ;
ભક્તિએ મનમળ નિર્ગમ્યો, શમ્યો મન ઉદ્વેગ. ૮
ભગવદ્ગીતા ભારતે, સંભારી તેહ;
ભગવાને ભાખી હતી, રણ મધ્યે જેહ. ૮૫
કાળ કર્મ તમને બળે, વીસર્યું રાજાન;
પાછું ફરીને પારથે, પામ્યું તે જ્ઞાન. ૮૬
બ્રહ્માસ્મિ ભાવે કરી, લય પામ્યો શોક;
બ્રહ્મજ્ઞાને દ્વૈતનો, થયો સંશય ફોક. ૮૭
આપ અવિદ્યા નિર્ગમી, નિર્ગુણ લયલીન;
લિંગ ગયો અર્જુન થયો, ફરી ઉત્પત્તિ હીન ૮૮
ભગવદ્મારગ સાંભળી, વળી યાદવછેદ;
રાય યુધિષ્ઠિરની મતિ, નવ પામી ભેદ. ૮૯
સ્વર્ગતણે મારગ જવા, મન કીધું રાય;
નારદની વાણી નૃપે, આણી મન માંય. ૯૦
હવે કુંતાને કાને પડ્યો, જદુવંશ વિનાશ;
ભાગવદ્‌ની ગતિ સાંભળી, થઇ ચિત્ત નિરાશ. ૯૧
ભક્તિવડે ભગવાનમાં, આરોપ્યું મન;
કુંતાજી કૃષ્ણમયી થઇ, પછે મૂકયુ તન. ૯૨

---

૮૬ તમ ઇ૦—તમો ગુણના બળથી. ૮૮ નિર્ગુણ-નિર્ગુણ પરમાત્મા લય પામીને લીન થયો લિંગ ઇ૦—તેનો લિંગ (વાસના દેહ) ગયો ( નાશ પામ્યો ) અને અર્જુન ફરીને ઉત્પત્તિ વિનાનો જીવન્મુક્ત થયો. ૮૯ ભેદ ઇ૦—ભેદપામી નહિ-ત્યાગના માર્ગથી અટકાઇ નહિ.

જે તનુએ ભૂમિ તણો, ઉત્પાટ્યો ભાર;
તે તનુ મૂક્યું માધવે, નિરંજન નિરાકાર. ૯૩
ભારે થયા ભૂપાળ જે, પોતાનાં અંગ;
પોતે દેહ ધરી કરી, કર્યો તેનો ભંગ. ૯૪
અદ્ભુત લીલા નાથની, કો ન જાણે પાર;
નિજ દેહે નિજ દેહનો, કીધો સંહાર. ૯૫
કંટક કાઢ્યો કંટકે, અળગા ભગવાન;
યાદવતનુ તનુ ભારભૂ, એ બેહુ સમાન. ૯૬
જ્યમ રૂપ ધર્યાં મધુસૂદને, મત્સ્ય કચ્છપ જેહ;
પ્રગટ કર્યાં ને સંહર્યાં, ત્યમ મૂક્યો દેહ. ૯૭
જ્યમ નાટ્ય વિષે નટુઓ રમે, લઇ નાના વેષ;
પ્રગટ કરે ને સંહરે, એક આપે શેષ. ૯૮
હવે સ્વર્ગારોહણ ભૂપને, સંબોધે એષ;
સૂત કહે શૌનક પ્રતિ, કળિકાળપ્રવેશ. ૯૯
જ્યારે શ્રીભગવાન મુકુંદજી, મહિમા મહારાજ;
પોતાને દેહે કરી, પૃથિવી કરી ત્યાજ. ૧૦૦
ત્યારે કળિયુગ આવી પ્રગટ્યો, વરતાવી આણ;
સાંભળવા સરખી કથા, એ હરિની જાણ. ૧૦૧
ત્યારે ગુણ વર્જિત જે રહ્યા, નર કાંવે નષ્ટ;
કળિયુગ એવા દુષ્ટને, અતિ દેતો કષ્ટ. ૧૦૨

---

૯૩ ઉત્પાટ્યો—ઉપાડી નાખ્યો. ૯૬ યાદવ ઇ૦—યાદવમાં ભગવાને જે તનુ ( દેહ ) ધારણ કરી હતી તે, તથા ભૂભાર રૂપ જે તનુ ધારણ કરી હતી તે બન્ને ભગવાનને મન સમાન છે.

૯૮ નાટ્ય—નાટક. આપે—પોતે ૧૦૦ મહિમા ઇ૦—મહિમા રૂપ મહારાજ.

રાય યુધિષ્ઠરે ઓળખ્યો, કળિનો પ્રવેશ;<br>
પોતાના ઘરમાં તથા, નગરે નિજ દેશ. ૧૦૩

લોભ અનૃત પરહિંસને, ફેરાવ્યું ચક્ર,<br>
જાવા મતિ કીધી નૃપે, વિધિ દેખી વક્ર. ૧૦૪

ચક્રવર્તી નિજ પૈત્ર જે, પરીક્ષિત અભિધાન;<br>
વિજયી વીર વિલોકિયો, ગુણ આપ સમાન ૧૦૫

સાગર સુધી મેદિની, પરીક્ષિતને દીધ;<br>
ગજપુર મધ્યે ભૂપતે, અભિષેકજ કીધ. ૧૦૬

મથુરામાં અનિરૂદ્ધનો, સુત વજ્ર વિશેષ,<br>
અભિષેક્યો અવનિપતિ, સુરસેનજ દેશ. ૧૦૭

પ્રાજાપતિ ઇષ્ટિ કરી, મનમા જગદીશ,<br>
આત્માંમા અગનિ પછે, આરોપ્યા ઇશ ૧૦૮

તે સર્વે તજ્યા ત્યહાં, તજ્યા ભૂષણભાર;<br>
વલયદુકૂલાદિક સહુ, મક્યા શણગાર. ૧૦૯

નિરઅહકાર થયો પછે, નિર્મમતાવ્યાધ;<br>
બંધન બાળિ નિર્ગમ્યા, નૃપ સર્વ ઉપાધ. ૧૧૦

ઇંદ્રિય આરોપ્યાં નૃપે, મન મધ્યે દીન;<br>
ને મન હોમ્યું પ્રાણમાં, પ્રાણનું આધીન ૧૧૧

પ્રાણ અપાન સ્મીરમાં, હોમ્યા નૃપ સોમ,

---

૧૦૪ અનૃત—અસત્ય પરહિંસને—પરહિંસાએ વક્ર—વાંકો ૧૦૫ ચક્રવર્તી— ચક્રવર્તી યુધિષ્ઠિરે

૧૦૮ ઇષ્ટિ—યજ્ઞ આત્મામા ઇ૦—ગૃહસ્થાશ્રમનો અગ્નિ મનવડે આત્મામા આરોપ્યો

૧૧૦ નિર્મમતાવ્યાધ—મમતા રૂપી વ્યાધિ વિનાનો નિર્ગમ્યા—તજ્યા ૧૧૧ આધિન—( મન )

અપાનનો નિજ દેવતા, મૃત્યુમાં હોમ. ૧૧૨
મૃત્યુ દેહમાં મેળવ્યો, પંચતત્વ સ્વરૂપ;
દેહ પડ્યો હું આતમા, સ્થિર જાણ્યો ભૂપ. ૧૧૩
પંચ તત્વનો પિંડ ત્યાં, ત્રિગુણે આરોપ,
ત્રેણે ગુણ અવિદ્યા વિષે, ધરી કીધો લોપ. ૧૧૪
દેહ અવિદ્યા જીવમા, આરોપી ભિન્ન;
એ વિધિ શોધી જીવને, કર્યો બ્રહ્મમા લીન. ૧૧૫
વનફળ વસ્ત્ર ધરી કરી, નિરાહાર નરેશ;
મૌન ધરી મૂક્યા પછે, છૂટા નિજ કેશ. ૧૧૬
જગત વિષે દેખાડતો, પોતાનુ રૂપ,
જે ઉન્મત્ત પિશાચની, પેરે તે ભૂપ. ૧૧૭
બધિર થયો સુણતો થકો, આણજોતો રૂપ;
પૂર્વજને પથે પળ્યો, ઉત્તર દિશ ભૂપ ૧૧૮
હૃદય વિષે પરબ્રહ્મને, ધરતો તે ધીર,
તે દિશ જે ગયો નવ વળ્યો, ત્યહાં ચાલ્યો વીર. ૧૧૯
નૃપની પાછળ નિસર્યા, સઘળા નિજ ભ્રાત,
પાંડવ શ્રીપરમેશને, સમરે સાક્ષાત. ૧૨૦
કળિયુગ મિત્ર અધર્મનો, આવ્યો મન જાણ,
સકળ પ્રજા સ્પર્શી વળ્યો, કળિયુગ નિર્વાણ. ૧૨૧
સકળ અર્થ સાધી કરી, પાચે પૃથ્વીશ,

---

૧૧૨ અપાન સમીરમા—અપાન વાયુમા અપાનનો દે૦—અપાનનો દેવતા મૃત્યુ છે માટે તેનો તેમા લય કર્યો મૃત્યુનો લય દેહમા, દેહનો પચતત્વમા, પચતત્વનો ત્રણ ગુણમા, ત્રણ ગુણનો અવિદ્યામા, અવિદ્યાનો જીવમા અને જીવનો બ્રહ્મમા લય કર્યા (કડી ૧૧૫ મી સુધી અન્વય )

અંતે શરણ છે આપણે, જાણ્યા જગદીશ. ૧૨૨
ચરણ કમળ શ્રીબ્રહ્મના, મન ધાર્યાં ભૂપ;
ધ્યાન દૃઢ ભક્તિ થઇ, મતિ નિર્મળ રૂપ. ૧૨૩
તે નારાયણપદ વિષે, મતિ અતિ એકાંત;
વિષયી નરથી વેગળી, ગતિ પામ્યા શાંત ૧૨૪
પાગ પખાળી જે રહ્યો, તેનું જે સ્થાન;
પૂર્વે જે પદમાં પળ્યા, મહાનત મહાન. ૧૨૫
લિંગ તજી નિર્મળ થયા, તે પામ્યા શાંત;
પુનરાવૃત્તિનિવર્જિત, નૃપ પામ્યા અનંત. ૧૨૬
વિદુર પણ કરતા થકા, બહુ તીરથ સ્નાન;
દેહ તજે પરભાસમાં, અતિ આતમવાન. ૧૨૭
કૃષ્ણતણી લેઇ આગના, મન વિષ્ણુ વિરામ;
લેવા આવ્યો પિતૃ શું, પો'ત્યા નિજ ઠામ. ૧૨૮
એવું જાણી દ્રૌપદી, એક વાધી શેષ;
પોતાને પતિએ તજી, મૂકી નિરપેખ. ૧૨૯
વાસુદેવ ભગવાનમાં, સોંપી મતિ પર્મ;
પૂરણ ભક્તિ પ્રેમદા, પામી પરબ્રહ્મ ૧૩૦
જે કોઇ ભગવાનના, પ્રિયોનુ પ્રમાણ;

---

૧૨૨ પૃથ્વીશ—પૃથ્વીપતિ-રાજાઓ. ૧૨૪ એકાંત—અનન્ય ૧૨૬ લિંગ—વાસના. પુનરાવૃત્તિનિર્વર્જિત—ફરીને આવવાપણા રહિત અનંત—અનંત બ્રહ્મના પદને.

૧૨૭ આતમવાન—આત્મજ્ઞાની અથવા બુદ્ધિમાન. ૧૨૮ આવ્યા—આવેલા. ૧૨૯ વાધી શેષ—બાકી રહી. નિરપેખ ( નિરપેક્ષ )—અપેક્ષા-દરકાર વિ

શ્રદ્ધા ધરીને સાંભળે, પાંડવનું પ્રયાણ ૧૩૧
પરમ પવિત્ર જે સુણે, મહામંગળનિધ,
ભક્તિ લહો ભગવાનની, પામે મહાસિદ્ધ ૧૩૨
ઇતિ પંદરમો અધ્યાય થયો, કહ્યો પ્રથમસ્કંધ,
રાયયુધિષ્ઠિરનુ મહા–પ્રસ્થાન સબંધ. ૧૩૩
શ્લોક થયા બાવન જ્યહા, પદ શત ને ત્રીશ,
રત્ન કહે યત્ને કર્યા, કરતા શ્રીજગદીશ ૧૩૪

## અધ્યાય ૧૬ મો.

### શ્લોક.

योजगामनिजधामकामदोनामतोभवविरामकारक ॥
पाडवप्रियतरोनरोत्तमोमापुनातुसनिजावनक्षम ॥ १ ॥

### રથોદ્ધતા.

સોળમે મિલિત ધર્મ મેદિની,
કીધ વાદ કલિકષ્ટવેદિની,
લોકપાળક પરીક્ષિતાગમ,
એ કથા કથિત સૂત સાગમ. ૨

---

૧૩૧ ભગવાનના પ્રિયોનુ —ભગવાનના વાહાલા પાંડવોનુ. પ્રયાણ–ગમન.

૧ શ્લોક—ભક્તજનના મનોરથને પૂર્ણ કરનાર તથા જેનુ નામ સભારવાનેજ સંસારમાથી ઉદ્ધાર કરનાર એવા, નરોમા ઉત્તમ અને પાંડવોના અતિ વાહાલા જે ભગવાન પોતાના ધામમાં ગયા તે, પોતાના ભક્તનુ રક્ષણ કરવામા શક્તિમાન્ હરિ, મારૂ રક્ષણ કરો

૨ મિલિત—મળેલા એવા ધર્મમેદિની—ધર્મ અને પૃથ્વીએ કલિકષ્ટવેદિની—કલિથી થતા કષ્ટને વિદિત કરનારી ( મેદિની ) પરીક્ષિતાગમ—પરીક્ષિતનુ આવવુ સાગમ—શાસ્ત્ર સહિત

## સૂતઉવાચ.

## રાગ ધનાશ્રી.

શૌનક સુણતા ભાણતો સૂત જી, પરીક્ષિત નૃપના ગુણ અદ્ભુતજી,
પરીક્ષિત પોતે વૈષ્ણવરાજ જી, પૃથિવી પાળે પોષે સાજ જી 3
જે વિધિ વદતા વાડવ રાજ જી, તે વિધિ પાળે પરીક્ષિતરાજ જી,
કો ધીર કહેતા જાતકકર્મ જી, જનમ સમે જે બોલ્યા ધર્મ જી ૪

### ઢાળ.

જનમ સમે જે ધર્મ બોલ્યા, મહત ગુણ ગંભીર,
તે વિધિ પૃથ્વી પાળતો, તે પરીક્ષિત મહાવીર ૫
નરપતિ ઉત્તરતણી તનયા, ઇરાવતી ઇતિ નામ,
તે પદ્મિનીને પછે પરણ્યા, પરીક્ષિત અભિરામ ૬
તે વિષે જનમેજયાદિક, હુવા ચાર કુમાર,
પરીક્ષિતથી પ્રગટ્યા સુત, અનુપમ આકાર ૭
પછે શારદ્વતને ગુરૂ કરીને, હયમેધ કીધા ત્રણ,
નદી ગંગાતણે તટ, દક્ષિણા સહિરણ્ય ૮
જે યજ્ઞ મધ્યે દેવના, પ્રત્યક્ષ દર્શન લીધ,
પરીક્ષિત નૃપે એવા, અશ્વમેધ ત્રણ કીધ ૯
ગોમિથુનને ઘાત કરતો, પગે પાપી કોય,
રાજચિન્હે રાજતો, પણ શૂદ્ર રૂપી સોય ૧૦
પરાક્રમ પોતાતણે કળિયુગ, એહેવો પરીક્ષિત રાય,
દશે દિશાને જીતતામાં, કોઇ સ્થાનક માંય ૧૧

---

૮ શારદ્વત—કૃપાચાર્ય સહિરણ્ય—સુવર્ણ સહિત દક્ષિણા આપીને
૧૦ ગોમિથુન—બળદ અને ગાય પગે—પગવડે—લાત મારીને

## શૌનકઉવાચ.

સૂતની વાણી સુણીને, વદે શૌનક સ્પષ્ટ;
દિગ્વિજેમાં કોણ સ્થાનક, ગ્રહ્યો કળિયુગ પુષ્ટ. ૧૨
ઠામ કાં માર્યો નહિ, સાક્ષાતણી શી વાત;
નૃપરૂપસદશ કોણ જેણે, ધેનુ તત્પદઘાત. ૧૩
તે કહેની મહાભાગ્ય જો કંઇ, હરિકથાશ્રય હોય;
હરિપદાંબુજમકરંદ સ્વાદી, સંત વાત કે' સોય. ૧૪
અલાપ અન્ય અસત્ય ભાષણ, તેથકી શું થાય;
આપણું અતિ અનુપમ તે, અફળ આયુષ થાય. ૧૫
અલ્પઆયુષ્ય લોક ને વળી, મરણવાન નિદાન;
મુક્તિ મનમાં ઇચ્છતો, જે મૃત્યુલોક વિધાન. ૧૬
તેના અતિ ભયાનક જે, મહાસમરથ મૃત્ય;
તે પશુહિંસન કરમ કરવા, આંહીં આણ્યો સત્ય; ૧૭
જ્યાં સુધી અહીં રહે અંતક, ત્યાર સુધી જાણ;
મૃત્યુલોકતણે વિષે કો, નવ મરે નિર્વાણ. ૧૮

---

૧૨ દિગ્વિજે ( દિગ્વિજય )—દિશાઓમાં જય મેળવવો તે. ૧૩ ઠામ કાં માર્યો નહિ—તે ઠેકાણેજ કેમ મારી ન નાખ્યો ? સદશ— સરખો. ધેનુ ઇ૦—ધેનુને તેના પગવડે હણી તે કોણ ?

૧૪ હરિકથાશ્રય—હરિની કથાના આશ્રયવાળું. હરિ ઇ૦—અથવા, હરિના પદ (ચરણ ) રૂપી અંબુજ(કમળ )ના મકરંદના સ્વાદી ( ચાખનારા ) સંતની વાત હોય તો તે કહે.

૧૫ અલ્પઆયુષ્ય—ટુંકા આયુષ્યવાળા ( બ. વ્રી.) મરણવાન—મરણ ધર્મવાળા. ૧૭ મૃત્ય—મૃત્યુ. આંહીં—આ યજ્ઞમાં. ૧૮ અંતક—મૃત્યુ.

એટલે અર્થે તમો તેડયા, સૂત એણે ઠામ;<br>
યજ્ઞને મિષ મહાઋષિ જે, સુણે હરિવર નામ. ૧૯<br>
અહો આ નરલોકે પીવુ, હરિકથામૃતપાન;<br>
જેહ પીધે અમૃત પામે, સદ્ય નિશ્ચે માન. ૨૦<br>
મંદમતિ ને મંદ નરને, મંદ આયુષ્ય અર્થ;<br>
નિશા નિદ્રાએ સૂએ, દિન ગુએ કાર્યે વ્યર્થ ૨૧<br>
હવે કળિયુગતણો નિગ્રહ, પરીક્ષિતે કૃતભંગ;<br>
સૂત તે સબંધ કહે છે, શૌનકાદિક સંગ ૨૨<br>
પરીક્ષિતના સેનપાલિત, કુરૂ જાંગલ દેશ;<br>
ત્યાં સાંભળ્યો ભૂપાળ વળિ, કલિયુગતણો પ્રવેશ. ૨૩<br>
વાત તે અળખામણી ઘણી, સુણી શ્રવણે આપ;<br>
સંગ્રામપંડિત પરીક્ષિત નર, સદ્ય સાધ્યું ચાપ, ૨૪<br>
રથ કર્યા બહુ શણગાર ચારે, જોતર્યા હય શ્યામ;<br>
ધ્વજામાં મૃગરાજ ગાજે, પરીક્ષિત વિશ્રામ. ૨૫<br>
રથ અશ્વ હાથી પદાતિ, ચોપાસ સેના ધાય,<br>
પરીક્ષિત નૃપ એ વિધે, દિગ્વિજય કરવા જાય. ૨૬<br>
નવખંડમંડિત મેદિની, જાતા પરીક્ષિત રાય,<br>
ભદ્રાશ્વ ને કેતુમાલ ભારત, કુરૂ ઉત્તર માંય. ૨૭<br>
પૂર્વ પશ્ચિમ તથા દક્ષિણ, અને ઉત્તર દેશ;

---

૨૦ અમૃત—મોક્ષ ૨૨ કૃત ભંગ—પરીક્ષિતે કર્યો છે ભંગ જેનો—પરીક્ષિતે નમાડેલા કળિયુગનો.

૨૪ સંગ્રામપંડિત—યુદ્ધમાં કુશળ ૨૬ પદાતિ—પાયદળ ૨૭.ભદ્રાશ્વ ઈ૦—ભદ્રાશ્વ, કેતુમાળ, ભારત, અને ઉત્તરકુરૂ એ અનુક્રમે મેરૂની ચારે દિશાએ આવેલા ખંડ છે.

સમુદ્ર ને સ્પર્શી રહ્યા, એ ખંડ ચારે એવ ૨૮
મેરૂને ચોપાસ વશો, ઇલાવર્તજ ખંડ;
ઉત્તરે રમ્યક અને વળી, હિરણ્યમય પ્રચંડ ૨૯
દક્ષિણે હરિવર્ષ ને, કિંપુરૂષ ત્યાં કહેવાય;
એ ખંડ નવ નીત્યે કરી, જીત્યા પરીક્ષિત રાય. ૩૦
તે તે સ્થળે મહાપુરૂષ પોતા—તણા પૂર્વજ ઉક્ત;
યશગાન તેનું સાભળે, શ્રીકૃષ્ણ મહિમા યુક્ત. ૩૧
અશ્વત્થામા અસ્ત્રથી, ઉગર્યો આતમ દેહ;
શ્રીકૃષ્ણજી રક્ષા કરી, સાભળ્યુ પરીક્ષિત તેહ ૩૨
સુણ્યો યાદવ અને પાડવ, પ્રગટ પ્રેમ અપાર;
સર્વની શ્રીકૃષ્ણ મધ્યે, સુણી ભક્તિ વિચાર. ૩૩
પ્રસન્ન મન રાજન સુણી, પ્રકાશે લોચન;
પૂર્વજતણા ગુણ ગાય તેને, થાય નૃપ પ્રસન્ન. ૩૪
બહુ મૂલ્ય અંબર અર્પતો ને, વળી મનોહર હાર;
ગાનારને ધન સાર અરપે, પરીક્ષિત દાતાર. ૩૫
જગત સહુ જેને નમે તે, ભક્ત પાંડવ માય;
પ્રીત પરમેશ્વરતણી, ઘણી સુણી ભૂપતિ ત્યાય ૩૬
સારથી શ્રીહરિ થયા ને, સભાના સરદાર;
ચિત્તઅનુવર્તી અને, સખ્યભાવ દૂત વિચાર. ૩૭

---

૨૮ એવ—એ ૩૦ નીત્યે—નીતિએ ૩૧ પૂર્વજઉક્ત—પાછળ કહેલા યુધિષ્ઠિર વગેરે પૂર્વજ.

૩૪ પ્રસન્ન ઈ૦—તે સુણીને પ્રસન્ન મનવાળા રાજન (હર્ષથી) લોચન પ્રકાસે છે ૩૭ સભાના સરદાર—સભાસદ ચિત્તઅનુવર્તી—સેવક

એટલે અર્થે તમો તેડયા, સૂત એણે કામ,<br>
યજ્ઞને મિષ મહાઋષિ જે, સુણે હરિવર નામ ૧૯<br>
અહો આ નરલોકે પીવુ, હરિકથામૃતપાન,<br>
જેહ પીધે અમૃત પામે, સર્વ નિશ્ચે માન ૨૦<br>
મદમતિ ને મદ નરને, મદ આયુષ્ય અર્થ,<br>
નિશા નિદ્રાએ સૂએ, દિન ખુએ કાર્યે વ્યર્થ ૨૧<br>
હવે કળિયુગતણો નિગ્રહ, પરીક્ષિતે કૃતભંગ,<br>
સૂત તે સંબંધ કહે છે, શૌનકાદિક સંગ ૨૨<br>
પરીક્ષિતના સેનપાલિત, કુરૂ જાંગલ દેશ,<br>
ત્યાં સાભળ્યો ભૂપાળ વળિ, કલિયુગતણો પ્રવેશ ૨૩<br>
વાત તે અળખામણી ઘણી, સુણી શ્રવણે આપ,<br>
સંગ્રામપંડિત પરીક્ષિત નર, સર્વ સાધ્યું ચાપ, ૨૪<br>
રથ કર્યા બહુ શણગાર ચારે, જોતર્યા હય શ્યામ,<br>
ધ્વજમા મૃગરાજ ગાજે, પરીક્ષિત વિશ્રામ ૨૫<br>
રથ અશ્વ હાથી પદાતિ, ચોપાસ સેના ધાય,<br>
પરીક્ષિત નૃપ એ વિધે, દિગ્વિજય કરવા જાય ૨૬<br>
નવખંડમંડિત મેદિની, જાતા પરીક્ષિત રાય,<br>
ભદ્રાશ્વ ને કેતુમાલ ભારત, કુરૂ ઉત્તર માય ૨૭<br>
પૂર્વ પશ્ચિમ તથા દક્ષિણ, અને ઉત્તર દેશ,

---

૨૦ અમૃત—મોક્ષ ૨૨ કૃત ભંગ—પરીક્ષિતે કર્યો છે ભંગ જેનો—પરીક્ષિતે નમાડેના કળિયુગનો

૨૪ સંગ્રામપંડિત—યુદ્ધમા કુશળ ૨૬ પદાતિ—પાયદળ ૨૭.ભદ્રાશ્વ ઈ૦—ભદ્રાશ્વ, કેતુમાળ, ભારત, અને ઉત્તરકુરૂ એ અનુક્રમે મેરૂની ચારે દિશાએ આવેલા ખંડ છે

સમુદ્ર ને સ્પર્શી રહ્યા, એ ખંડ ચારે એય. ૨૮
મેરૂને ચોપાસ વશો, ઈલાવર્તજ ખંડ;
ઉત્તરે રમ્યક અને વળી, હિરણ્યમય પ્રચંડ. ૨૯
દક્ષિણે હરિવર્ષ ને, કિંપુરૂષ ત્યાં કહેવાય;
એ ખંડ નવ નીત્યે કરી, છત્યા પરીક્ષિત રાય. ૩૦
તે તે સ્થળે મહાપુરૂષ પોતા—તણા પૂર્વજ ઉક્ત;
યશગાન તેનું સાંભળે, શ્રીકૃષ્ણ મહિમા યુક્ત. ૩૧
અશ્વત્થામા અસ્ત્રથી, ઉગર્યો આતમ દેહ;
શ્રીકૃષ્ણજી રક્ષા કરી, સાંભળ્યું પરીક્ષિત તેહ. ૩૨
સુણ્યો યાદવ અને પાંડવ, પ્રગટ પ્રેમ અપાર;
સર્વની શ્રીકૃષ્ણ મધ્યે, સુણી ભક્તિ વિચાર. ૩૩
પ્રસન્ન મન રાજન સુણી, પ્રકાશે લોચન;
પૂર્વજતણા ગુણ ગાય તેને, થાય નૃપ પ્રસન્ન. ૩૪
બહુ મૂલ્ય અંબર અર્પતો ને, વળી મનોહર હાર;
ગાનારને ધન સાર અરપે, પરીક્ષિત દાતાર. ૩૫
જગત સહુ જેને નમે તે, ભક્ત પાંડવ માંય;
પ્રીત પરમેશ્વરતણી, ઘણી સુણી ભૂપતિ ત્યાંય. ૩૬
સારથી શ્રીહરિ થયા ને, સભાના સરદાર;
ચિત્તઅનુવર્તી અને, સખ્યભાવ દૂત વિચાર. ૩૭

---

૨૮ એય—એ. ૩૦ નીત્યે—નીતિએ. ૩૧ પૂર્વજઉક્ત—પાછળ કહેલા યુધિષ્ઠિર વગેરે પૂર્વજ.

૩૪ પ્રસન્ન ઈ૦—તે સુણીને પ્રસન્ન મનવાળા રાજન (હર્ષથી) લોચન પ્રકાશે છે ૩૭ સભાના સરદાર—સભાસદ ચિત્તઅનુવર્તી—સેવક.

રખવાળ પાંડવના થયા, જેને વસે ગંગા ચરણ;
નિશામાં કર ખડગ ગ્રહીને, કરંતા જાગરણ. ૩૮
જ્યાં તેડતા ત્યાં જતા પાછળ, સ્તવનને પરણામ;
એવા ભક્તવત્સળ કૃષ્ણને, નૃપ ભજે પરીક્ષિત નામ. ૩૯
તે ભૂપ એ વિધ વર્તતો, નિત્ય સુણે પૂર્વજ કીર્ત;
ઉતાવળું આશ્ચર્ય દીઠું, સુણો કહું તે વર્ત. ૪૦
ધર્મ એકે ચરણ ચાલે, વૃષભ કેરૂં રૂપ;
ધેનુ રૂપે ધરણી દીઠી, ઘણું દુખણી ભૂપ. ૪૧
ધરણી મુખથી ઝરે આંસુ, વત્સ વિન જ્યમ માત;
ધર્મ ધેનુ રૂપ ભૂને, પૂછતો તે વાત ૪૨
અરે કહે કલ્યાણી તુજને, વ્યથા દીસે બા'ર;
તેથકી બીજી વ્યથા કંઇ એક, હશે હૃદય મોઝાર. ૪૩
( નિત્યે ) જે તનુ તારૂં ધરાવતી, વદન ઝાંખુ જાત;
સુદૂરતર પરિવારની, શોચના કરેછે માત? ૪૪
ત્રણ પદ તૂટી પડ્યા પગ, એક ઊભો છુંય;
એવો હું તે માહરી, શોચના કરે શું તુંય. ૪૫
વૃષલીભૂત ભૂપતિ ભોગવે, હે ભૂમિ તુજને આજ;
તે માટ દુ:ખ પામે ઘણું, શું કરે કારણ કાજ. ૪૬
યજ્ઞ ભાગ જે દેવના, દૈત્યે હર્યા જે માટ;
અરે માતા એવડું દુ:ખ, ધરેછે તે માટ. ૪૭
અરે માતા માગતાં, મઘવા ન વરશે મેહ;

---

૪૦ કીર્ત—કીર્તિ વર્ત ( વૃત્ત )—વૃત્તાત ૪૨ ધર્મ છ૦—ગાય રૂપી પૃથ્વી ને બળદ રૂપી ધર્મ તેના દુ:ખની વાત પૂં'તો હતો ૪૪ સુદૂરતર—અતિશય વેગળે ૪૬ વૃષલીભૂત—અધર્મી.

મન્ત પીડિત વિલોકીને, શોક રાખે તેહ ૪૮
ભરતાર રાખે નારને ને, પિતા પોખે બાળ;
તે પતિ પીડે નારને, અને તાત સુતનો કાળ ૪૯
રાક્ષસતણી પેરે પીતા પીડે, બાળકોને જેહ,
અરે માતા મેદિની, શુ દુખ ધરેછે તેહ ૫૦
વળી દેવી સરસ્વતી રેં, દુરાચારી ધામ,
રાજસેવા કરે દ્વિજ, તુ દુખ ધરે તે કામ ૫૧
કળિકરેશી નૃપતિ દેખી, શકે પામી કષ્ટ,
નૃપતિ પીડિત દેશ દેખી, દુખ ધરે તુ સ્પષ્ટ ૫૨
વિધિવિવર્જિતશયન મધ્યે, મિથુન કરતા લોક,
જીવ લોક નિહાળ એવો, દુખ ધરે તુ શોક ૫૩
હે માત અથવા થયો તુજ પર, યથા ભૂરિ ભાર,
ઉતારવા અવતાર લીધો, નિરાકાર મુરાર ૫૪
તે થયા અંતર્ધાન હરિ, પરહરી તુજને ત્યાંય,
તેના મોક્ષદાતા કર્મ સમરી કરે શોચા સોય ૫૫
એ સર્વે મુજને કહે માતા, યથા મૂળ વિચાર,
શામાટ મહી થઈ દૂબળી, તે કહે કારણ સાર ૫૬
વળી જ્યાથકો બળિયો ઘણો, જે મા ઘ અતિ આરોગ્ય,
શુ હણ્યુ તુજ ભાગ્ય તેણે, દેવતાને ભોગ્ય ૫૭
વૃષભ રૂપ ધર્મ પ્રત્યે તદા, મેદની બોલી જેહ,
હે ધર્મ તુ જાણે સહુ તો કહુ તુજને તેહ ૫૮

---

૪૮ મથના—ઈ. ૫૩ વિધિ વિવર્જિત શયન—અર્થાત્ શાસ્ત્રે મના કરેના દેશકાળમા અને મના કરેની સ્ત્રીઓ સાથે ૫૪ ભૂરિ—ઘણો ૫૫ શોચા—શોચના ૫૭ જ્યાથકો—જેથી કરીને

## ધરણીઉવાચ.

હે ધર્મ તું જાણે સહુ જે, મુને પૂછ્યું એવ;
તું ચાર ચરણે વર્તતો, જન સૌખ્યકરણે દેવ. ૫૯
જેથકી તું સુખિયો હતો, તે લક્ષ્મીનાથ વિહીન;
લોકની શોચા કરૂં તે-માટ થઇછું દીન ૬૦
એક વિણ ચાળીશ ગુણ હરિ-વિષે રે'તા નિત્ય;
તેનાં નામ કહું સાંભળ, ધર્મ તુજને સત્ય. ૬૧
સત્ય ને વળી શુદ્ધતા ને, દયા ત્રીજી જાણ;
ક્રોધમાં સ્થિર ચિત્ત લક્ષણ, ક્ષાંતિમાં પરમાણ. ૬૨
ત્યાગ ને સંતોષ છઠ્ઠો, તથા સરળ સ્વભાવ;
શ્રમ અને દમ તથા તપ, અગિયારમો સમભાવ. ૬૩
તિતિક્ષા તેને કહે, જે સહે પર અપરાધ;
લાભ પામે ઉદાસીનતા, કહું ગુણભંડાર. ૬૪
જ્ઞાન ને વૈરાગ્ય વળી, ઐશ્વર્ય શૌર્ય હે ધણી!
તેજ બળ ને સ્મૃતિ તે, કર્તવ્ય કાર્યનુ સ્મર્ણી. ૬૫
સ્વાતંત્ર્ય પરાધીન નહિ તે, ક્રિયાકુશળી ઇશ;
સૌંદર્ય ધીરજ ચિત્ત કોમળ-પણું ગુણ છે વીશ ૬૬

---

૫૯ સૌખ્યકરણે—સુખ કરવામા ૬૦ જે ઈ૦-તુ જેનાથી સુખી હતો તે લક્ષ્મીનાથ વિહીન (હરિવિનાના) થયેલા આ લોકની હુ શોચા (શોચના) કરૂ છુ તેથી હું દીન થઈછુ. ૬૧ એકવીણ ચાળીશ—ઓગણચાળીશ.

૬૨ ક્ષાતિમાં—ક્ષાતિ નામના ગુણમા ક્રોધમા પણ ચિત્ત સ્થિર હોવુ એ લક્ષણ ક્ષાંતિ નામે ગુણમા રહેલુ છે એમ તુ પ્રમાણ, એ અન્વય.

૬૪ લાભ ઈ૦—લાભ પામ્યા છતા ઉદાસીનતા, તે ઉપરતિ ગુણ કહેવાય છે ૬૫ ક્રિયા ઈ૦—ક્રિયામાં કુશળતા તે કૌશળ નામે ગુણ છે

ચતુરતા ગુણ વિનય ગુણ, તથા શીલ મુસાર;
મનતણું બળ ઇંદ્રિયતણું બળ, તથા ભાગ્ય નિર્ધાર. ૬૭
સહજ ગુણ ગંભીરતા ને, અચંચળતા ભાવ;
કીર્તિ શ્રદ્ધા માન્યતા ને, અહંકાર અભાવ. ૬૮
ઓગણચાળીશ ગુણ એ, વળી અન્ય મહાગુણ જેહ;
સર્વદા શ્રીકૃષ્ણ મધ્યે, વર્તતા ત્યાં તેહ. ૬૯
એહ ગુણ ઇચ્છતા મોટા, મનસ્વી સહુ કોય;
કદાચિત ક્ષય ન પામે, ગોવિંદના ગુણ સોય. ૭૦
ગુણ પાત્ર તે ગોવિંદજી ને, સ્વયંલક્ષ્મી નિવાસ;
તે વિષ્ણુવર્જિત લોકની, શોચા કરૂં જે નિરાશ. ૭૧
વળી કળિ પાપી પ્રવર્ત્યો, તેણે નિહાળ્યા લોક;
પ્રજા અતિ પીડાય છે, તેહનો મુજને શોક. ૭૨
હું મારી શોચા કરૂં ને, તુને શોચુ દેવ,
દેવતા પિતૃને ઋષિની, કરૂ શોચા એવ. ૭૩
સાધુની શોચા કરૂ સહુ, વરણ આશ્રમ જેહ;
સર્વની શોચા કરૂ હુ, ધર્મ નિઃસંદેહ ૭૪
જેહ લક્ષ્મીતણા એ, કટાક્ષવીક્ષણ કાજ;
બ્રહ્માદિક તપ આચરે છે, તજી નિજ નિજ રાજ. ૭૫
ભગવાનપદ પામ્યા તથાપિ, લક્ષ્મીના મન કામ;
ઘણા દિન ખપ કરેછે, તપ આચરે ઉદ્દામ. ૭૬
તેહ કમળા કમળ વન નિજ, વાસ મૂકી સત્ય;
અનુરક્ત થઇ જે કૃષ્ણપદ—સૌભાગ્ય સેવે નિત્ય. ૭૭

---

૭૫ કટાક્ષવીક્ષણ—કટાક્ષે કરીને જોવુ, ૭૬ કામ—મનોરથ ઉદ્દા-મ—અતિઘણુ મોટું. ૭૭ સૌભાગ્ય—સુંદરતા

જે કૃષ્ણ ચરણે કુલિશ અકુશ, કમલ ધ્વજ એંધાણ,
તે પગે મુજને પરમ શોભા, ઉપની પરમાણ ૭૮
ત્રણ લોકકેરી વિભૂતિ, અર્જિત કર્યો મે ગર્વ,
તદા તત્ક્ષણ તજી સહુ તુ, માન સાચુ સર્વ ૭૯
જે અસુર અશી ભૂપને, અક્ષાૈહિણીશતભાર,
તે ભાર મુજ ઉતારવા, હરિએ ધર્યો અવતાર ૮૦
જેણે ચરણ વિણ તુને દુ ખ દેખી, કર્યુ પૌરૂષ આપ,
દેહ યાદવમા ધરી, તુ ધર્યો સમરથ બાપ ૮૧
તેહ પુરૂષોત્તમતણો, કોણ વિરહ સહે નિર્ધાર,
રૂચિર સ્મિત હિત વિલોકન ને, વચન સુદર સાર ૮૨
મધુમાનિનીમાનદહતા, સ્વયહરતા સોય,
જેને ચરણ સ્પર્શે તરણ મિષ, રોમાચ મુજને હોય ૮૩
ધરમ પૃથ્વી એ વિધે, સવાદ કરતા જ્યાર,
કુરૂક્ષેત્ર મધ્યે પધાર્યો ત્યા, પરીક્ષિતનૃપ ત્યાર ૮૪
ઇતિશ્રી પ્રથમસ્કધ મધ્યે, સોળમો અધ્યાય,
જે પ્રથમ પૃથ્વી ધર્મના, સવાદનો મહિમાય ૮૫

---

૭૮ કુલિશ—વજ્ર ૭ વિભુતિ—વિભુતિવડે ત્રણ લોકની વિભૂતિ રૂપ ભગવાનના ચરણ પ્રાપ્ત થવાથી મે ગર્વને અર્જિત ( પ્રાપ્ત ) કર્યો પણ તદા ( જ્યારે ભગવાને મને તજી ત્યારે ) હુ તત્ક્ષણ તે સહુ ( ગર્વને ) તજી

૮૦ અક્ષાૈહિણીશત—સો અક્ષાૈહિણીઓ ૮૧ તુ ધર્યો—તને ધારણ કર્યો સમરથ બાપ—હે બાપ! સમર્થ એવા ભગવાને એવો અન્વય .

૮૨ રૂચિર ઇ૦—જેનુ સ્મિત ( હાસ ) રૂચિર ( સુદર ) છે અને હિતકર જેનુ વિલોકિત ( જોવુ ) છે ૮૩ મધુમાનિની—મધુરાની સ્ત્રીઓ

શ્લોક જે અધ્યા' વિષે, આડત્રીસ ઉત્તમ વાણ,
રત્ન કે' યત્ને કર્યાં, પદ ૫ચાશી પરમાણ. ૮૬

## અધ્યાય ૧૭ મો.

શ્લોક.

यद्दतेधर्ममेदिन्यौशोचमानौमोथोमुहु ॥
ददर्शविष्णुरातोतौनमामितमधोक्षजं ॥ १ ॥

**ઉપજાતિ.**

હવે કહે સત્તરમે અનુપ,
કળિતણો નિગ્રહ કીધ ભૂપ,
એવો મહા જે બળવાન રાય,
વૈરાગ્ય તેનો કહેવા ઉપાય. ૨

**સૂતઉવાચ.**

**રાગ કેદારો.**

સૂત કહે શૌનક સુણો, પરીક્ષિત નૃપ ધર્મી ઘણો,
ગો વૃષભ મિથુન નિહાળ્યુ તે સમે રે ૩
અનાથવત્ માર્યાં બેહુ. દંડ સહિત શૂદ્રે તેહુ;
ભૂપશો શૂદ્ર સુરભિ વૃષભને દમે રે ૪

---

૧ શ્લોક—જેના વિના ધર્મ અને પૃથ્વી પરસ્પર વારવાર શોચના કરતા હતા અને એવી સ્થિતિમા તેમને પરીક્ષિતે જોયા, તે ભગવાનને હુ પ્રણામ કરૂ છુ ૨ નિગ્રહ—કબજો ૩ મિથુન—જોડુ

## ઢાળ.

ભૂપ સરિખો શૂદ્ર નિહાળ્યો, વૃષભનો ઉજ્વળ વર્ણ;
કમળતતુ શો ઉજ્વળ અતિશે, ઊભો એક ચર્ણ ૫
ભય પામીને મૂત્ર કરંતો, થર થર કાંપે દેહ;
અતિ સીદાતો ઇતઉત ધાતો, શૂદ્રે તાડ્યો તેહ. ૬
ધર્મદુધા વળી ધેનુ નિહાળી, દીસંતી અતિ દીન;
શૂદ્રતણે ચરણે અતિ તાડી, વલખે વચ્છે હીન. ૭
લોચનથી જળધારા વહેતી, દુઃખે દુર્બળ દેહ;
તૃણહીણી સુરભિ સીદાતી, પરીક્ષિતે દીઠી તેહ. ૮
કનક જડિત રથ રાજા બેઠો, પરીક્ષિત પૂછે આપ;
ઘનગંભીર સ્વરે કરી બોલ્યો, ચપળ ચઢાવ્યું ચાપ. ૯

## રાજાઉવાચ.

મમ શરણાગત લોક વિષે તુ, કોણ મહાબળવાન;
બળ પોંકી અબળાને મારે, એમ પૂછે રાજાન. ૧૦
રૂપે રાજા સરખો દીસે, નટવત કીધો વેશ;
કર્મે શૂદ્ર સરિખો દીસે, કહેની કારણ એષ. ૧૧
ગાંડિવ ધન્વા સાથે ગોવિંદ, દૂર ગયા જે માટ;
નિરઅપરાધી લોક વિષે તું, પ્રહાર કરે તે માટ. ૧૨
અરે અલ્યા અપરાધી કહે તું, કોણે પ્રકાશ્યોપાપી;
વધવા યોગ્ય થયો છે માટે, હું શિર નાખીશ કાપી. ૧૩
વીર વૃષભને પૂછે પરીક્ષિત, હે મૃણાલવત શ્વેત;

---

૬ સીદાતો—દુઃખી થતો ઇતઉત—અહીંતહીં. તાડ્યો—માર્યો
૭ ધર્મદુધા—ધર્મ રૂપી દૂધને આપનારી ૮ તૃણહીણી—ઘાસ વગરની.
૧૦ બળ પોકી-હું બળવાન છુ એ કહીને ૧૨ ગાંડિવધન્વા-અર્જુન

તું કોણ ત્રણે ચરણે આછો, એક પગે ગતિ હેત. ૧૪
વૃષભતણે રૂપે કોણ આવ્યો, દેવા મુને દુઃખ દેવ;
તું કોણ મુજને દુઃખ દેખાડે, શે વિધિ સાધું સેવ. ૧૫
કૌરવકરપાળી પૃથ્વીમાં, તું વિણ કોનાં ક્યાર !
શોકાશ્રુ અતિમાન પડ્યાં છે, પ્રાણીનાં નિરધાર! ૧૬
હે સુરભિસુત શોક મકર તું, વૃષલથકો ભય ભાંજુ;
હે સુરભિ તું રૂદન ન કરય રે, કાતરતા ગુણ ગાંજુ. ૧૭
જ્યાર લગી હું ઉભો ખળને, શીખામણનો દાતા;
ત્યાર લગી કલ્યાણ થશે તુને, સાંભળ રે મુજ માતા. ૧૮
જેના દેશ વિષે સુણ સાધ્વી, દુર્જન જનને પીડે;
તે ઉન્મત નૃપતિનાં કીર્તિ, ગતિ ને ભાયગ હીંડે. ૧૯
રાજાનો એ પરમ ધર્મ જે, દુખિયાંનો દુઃખ મા'ર;
માટે પરદ્રોહી દુર્જનને, મારીશ હું નિર્ધાર. ૨૦
અહો ચતુષ્પદ સૌરભેય વૃષ ! ચાર ચરણ તુજ જેહ;
તેમાં ત્રણ ચરણ કોણે છેદ્યા, મુજને કે'ની તેહ. ૨૧
કૃષ્ણતણા અનુવર્તિ રાજા, અમસરખા છે જેહ;
તેના દેશ વિષે તુ સરખા, દુખિયા નવ હોય તેહ. ૨૨
તુજને ભદ્ર હજો વૃષ કહેની, અણઅપરાધી સાધ;
તારી વિરૂપતા કરનારો, કોણ તુને કૃતબાધ. ૨૩
પાંડવકુળની કીર્ત્તિ મધ્યે, દૂષણ દેતો સોય;
જે કો પાંડવના જનપદમાં, દુરાચારી હોય. ૨૪

---

૧૪ મૃણાલ—કમળતંતુ ૧૬ અતિમાન—અતિશય. ૧૭ સુરભિસુત—બળદ. મકર—મા કર—નકર. વૃષલ—શૂદ્ર—અધમી. કાતરના ઈ૦—કાતર (કાયર)ના ગુણને હું ગાંજુ (જીતુ)—અર્થાત્ હુ શૂર છુ ૧૯ હીંડે—ચાલ્યાં જાય. અર્થાત્ નાશ પામે. ૨૧ સૌરભેય—ગાયનો પુત્ર. વૃષ—બળદ ૨૩ ભદ્ર—કલ્યાણ. વિરૂપતા—બેડોળપણુ. કૃતબાધ—હરકત કરવાવાળો ૨૪ જનપદ—દેશ.

આણઅપરાધી જન વિષે, જે પીડા દેતો દુષ્ટ;
સકળ જગતમાં તેને હું શો, પ્રગટે અતિશે કષ્ટ. ૨૫
દુર્જનગ્રામ જનને દુઃખ દેછે, દુર્જન પામે દુઃખ,
સજ્જનને દુઃખ શાનું આવા ! સાચું પામે સુખ ૨૬
નિરપરાધીને જે દુઃખ દેછે, નિરકુશ થઇ એવ,
તેના કર અગદ સહ કાપુ, યધપિ છે તે દેવ ૨૭
બ્રાહ્મણ ને હરિભક્ત વિના હું, સર્વેના કર કાપુ;
જો અપરાધ કરે દ્વિજ હરિજન, તેને નવ ઉથાપું. ૨૮
રાજાનો એ પરમ ધર્મ જે, ધર્મ સ્થિતિને પાળે;
શાસ્ત્રોક્તને ઉલઘે એવા, આણધર્મને ટાળે ૨૯

## ધર્મઉવાચ.

ધર્મ કહે સુણ પરીક્ષિત રાજા, એ મતિ મે પ્રમાણી,
પાડવકુળમા ઘટતુ જે કહે, નરને નિર્ભય વાણી. ૩૦
જેના ગુણથકી વશ કીધા, કૃષ્ણ સ્વય ભગવાન,
દૂતપણું પરમેશ્વર કરતા, તે પાડવ રાજન. ૩૧
જેહ પુરૂષથી ક્લેશતણુ, આ બીજ ઉદભવે વેદ;
તે પુરૂષને નવ જાણુ અમો, વાહ્યા વાણીભેદ. ૩૨
કોઇક યોગી મારા મનને, આચ્છાદે કહી ભેદ;
આત્માનો દુ ખદાતા અંતર, આત્મા જાણે વેદ. ૩૩

---

૨૭ નિરકુશ–અકુશ વગરનો—નિરમર્યાદ. અંગદ સહ–બાજુબંધ સહિત ૨૯ શાસ્ત્રોક્તને–શાસ્ત્રમા કહેલા ધર્મને ૩૦ પાડવઇ૦–નરને નિર્ભય વાણી કહે, એ તો પાડવકુળમા ઘટતુ જ છે

૩૨ વેદ–નિશ્ચય તે પુરૂષને–પરમેશ્વરને ૩૩ આચ્છાદે—ઢાકે ભેદ કહીને–ભેદ વાદ પ્રતિપાદિત કરીને

કોઇક કહે એ દૈવથકી, દુઃખ પામે છે ત્યાં લોક;
કોઇ કહે પોતાને કરમે, સહુ કો પામે શોક. ૩૪
કોઇ કુતર્કી નાસ્તિક નર, બોલે એવી વાણી;
બૌધ કહે નર સુખદુઃખ કારણ, સર્વ સ્વભાવ પ્રમાણી. ૩૫
અપ્રતર્ક્ય નિર્વચને ઇશ્વર, તેથી સુખ દુઃખ હોય;
કોઇક નરમાં એવો નિશ્ચય, સાચો માનો સોય. ૩૬
અરે પરીક્ષિત એટલા મતમાં, ઘટતો મત જે હોય;
પોતાની પ્રજ્ઞાશુ વિચારી, મુજને કહોની સોય. ૩૭
એ વિધ વદતો ધર્મ સુણી, સમ્રાટ પરીક્ષિત વેદ;
નિશ્ચય મન રાખીને બોલ્યો, ધર્મ પ્રતિ ગતખેદ. ૩૮
ધર્મજ્ઞાની ધર્મ કહે તું, વૃષભ સ્વરૂપી ધર્મ;
અધર્મનો વકતા પણ પાપી, નરક પડે ફળ કર્મ. ૩૯
દૈવતણી એ માયા મોટી, તેની ગતિ ન કળાય;
જીવે તેનો મનસા વાચા, નિશ્ચય પણ નવ થાય. ૪૦
ધર્મતણા એ ચાર પગ, તપ શૌચ દયા ને સત્ય;
અધર્મને અંશે કરી ભાંજ્યા, ત્રણ ચરણની ગત્ય. ૪૧
વિસ્મય સંગ તથા મદ ત્રણે, અધર્મકેરા અંશ;
તેણે ત્રણ ચરણ ક્ષય કીધા, તારા ધર્મ પ્રશંસ. ૪૨
હમણા તારો એક ચરણ છે, સત્ય રૂપ નિરધાર;
કળિયુગ રૂપી અધર્મ તેનો, કરવા ઇચ્છે મા'ર. ૪૩
કૃતયુગમાં તું ચાર ચરણે, ધર્મ ચતુષ્પદ રૂપ;

---

૩૫ બૌધ-અર્થાત્ લૌકાયતિક ૩૬ અપ્રતર્ક્ય ઇ૦—ઇશ્વર તર્કમા તથા નિર્વચનમા ( કહેવામા ) આવે એવો નથી.

૩૭ પ્રજ્ઞા—બુદ્ધિ. ૩૮ સમ્રાટ્—ચક્રવર્તી રાજા. ગતખેદ—ખેદ રહિત. ૪૨ વિસ્મય—ગર્વ. સંગ—આસક્તિ. પ્રશંસ—વખાણવા જેવા

ત્રેતામાં વિસ્મયથી ટાળ્યું, તપનું ત્રિપદ સ્વરૂપ. ૪૪
સંગે શૌચ ગયું દ્વાપરમાં, દ્વિપદ થયો તું ધર્મ;
કલિમાં દયા ગઈ મદ માટે, એક પાગ તું પર્મ. ૪૫
સત્ય રૂપ તારો પદ હમણાં, અનૃતઆયુધપાણિ;
કળિયુગ પાપી તેને કાપે, આશંકા નવ આણી. ૪૬
આ અવનિ ભગવાને નિર્ભય, કીધી ભાંજી ભાર;
સુંદર પદ હરિએ આરોપ્યાં, કરતી કોટિ વિહાર. ૪૭
સાધવી તે શોચે છે હમણાં, જળ વહે લોચન વાટે;
દીન દયામણી સરખી ધરણી, હરિએ મૂકી માટે. ૪૮
અબ્રહ્મણ્ય મહીપતિને મિષે, આપદ રૂપ આ કાળ;
મનમાં જે મુજને ભોગવે છે, શૂદ્ર રૂપ ભૂપાળ. ૪૯
મહારથીએ આશ્વાસ્યાં એ વિધિ, ધર્મ ધરા નિર્ધાર;
પછે અધર્મહેતુ કળિને હણવા, તીક્ષ્ણ લીધી તરવાર. ૫૦
તેને એ વિધ હણતો દેખી, કળિયુગ ભયથી ભિન્ન;
પરીક્ષિતને પાગ મસ્તક મૂક્યું, મૂક્યું નૃપનું ચિન્હ. ૫૧
પાગ પડ્યો પાપીને દેખી, પરીક્ષિત દીનદયાળ;
શરણાગત ને હણતો ન હવો, હસી બોલ્યો ભૂપાળ. ૫૨

## રાજાઉવાચ.

ગુડાકેશ જે અર્જુન તેના, યશ ધારી અમો જેહ;
તેના આગળ કરજોડીને, ઉભો છે તુ તેહ ૫૩

---

૪૬ અનૃત ઇ૦—અનૃત ( અસત્ય ) રૂપી આયુધ જેના પાણિ( હાથ )મા છે એવો.

૪૯ અબ્રહ્મણ્ય—બ્રાહ્મણનુ રક્ષણ નહિ કરનારા. ૫૦ ધર્મધરા—ધર્મને અને પૃથ્વીને. ૫૩ ગુડાકેશ—અર્જુન

તે અમને તારો ભય કિંચિત, માત્ર નથી કો વાર;
મારા મંડળ મધ્યે તે નવ, પ્રવર્તવુ નિરધાર ૫૪
જે માટે તુ અધર્મ કેરો, બંધુ કા'વે પાપી;
તે માટે તે એકો અશો, નવ રહેવુ યા વ્યાપી ૫૫
નરપતિકેરા દેહ વિષે કલિ, તુજ પ્રવર્ત્યો જ્યારે;
અધર્મ કેરો પગ પ્રવર્ત્યો, તેના દેહમાં ત્યારે ૫૬
લોભ અનૃત ને ચોર અનાર્ય, ધર્મ ત્યાગ ખળકામ;
આણલક્ષ્મી ને કપટ કલહને, દળ ઘણો તે ઠામ ૫૭
તે માટે હે અધર્મબંધુ, બ્રહ્માવર્ત્ત મોઝાર,
ન વર્તવુ જ્યા ધર્મ સત્ય બે, વર્તેછે નિરધાર ૫૮
યજ્ઞ કરીને જેની મધ્યે, યજ્ઞતણા ત્યા જાણ,
યજ્ઞેશ્વરને ભજેછે તે, બ્રહ્માવર્ત્ત પ્રમાણ ૫૯
યજ્ઞમૂર્તિ ભગવાન હરિ જ્યા, પજ્યો થકો શિવ આપે,
સ્થાવર જંગમ સફળ કામના, સ્થાનક સ્થિર કરી સ્થાપે ૬૦
અંતરજામી એક આતમા, પ્રાણરૂપ અવિનાશી,
બાહાર મધ્યે મહા સુખદાતા, બ્રહ્માવર્ત્ત નિવાસી ૬૧
પરીક્ષિતે એવિધ મતિ આપ્યો, કળિયુગ કંપિત પ્રાણ,
ખડ્ગ ઉગામી યમ સમ નૃપને, દેખી બોલ્યો વાણ ૬૨

## કલિઉવાચ.

તમો કહ્યુ જે યહા નવ રે'વુ, તે માટે ભય પેખુ,
જ્યા ત્યા હુ સહિતશરાસન, પરીક્ષિત તમને દેખુ ૬૩
તે માટે હે ધર્મ ધુરંધર, મુજને આપો સ્થાન,

---

૫૯ જાણ—જાણનારા ૬૩ સહિત શરાશન—ધનુષ્ય ઉપર બાણ ચઢાવેલુ એવો

જે સ્થાનક વસતો હુ તો તમ, શાસન માનુ સમાન. ૬૪
એમ મારચ્યો પરીક્ષિત કળિને, સ્થાનક આપ્યાં ત્યાર;
દ્યૂત મદ્યસ્થાને ને નારી, હિંસાસ્થળ એ ચાર ૬૫
પુનરપિ પરીક્ષિત જાચ્યો કળિએ, સાંભળ હે રાજાન,
ચારતણું ફળ એક સ્થળ કાંઇ, આપ્ય મુને મા'સ્થાન ૬૬
સુવર્ણ વળતું આપ્યુ કળિને, પરીક્ષિતે વિશ્રામ;
અનૃત મદ ને કામ હિંસા, વૈર પાચમો ઠામ. ૬૭
જે કો ઉદય થવાને ઇચ્છે, તે અહીં ન કરે આસક્તિ,
કનક કામિની પ્રીત ન રાખે, વિશેષ ભૂપતિ ભક્તિ. ૬૮
તપ શૌચ દયા એ ત્રેણે, વૃષભતણા પદ ધર્મ,
નાશ થયા પાછા સપાધા, એમ આશ્વાસ્યો ધર્મ ૬૯
અવનિનું આશ્વાસન કીધુ, એ વિધિ આનંદ આપી,
પૃથ્વી વૃદ્ધિ પમાડી પરીક્ષિત, ધર્મ સ્થાપના થાપી ૭૦
તે પરીક્ષિત હમણા આ રહ્યો, આસન પાર્થિવ યોગ્ય,
યુધિષ્ઠિરે વન જાતા જે પદ, આપ્યુ ભૂપતિભોગ્ય. ૭૧
હમણા તે રાજર્ષિ કૌરવ, લક્ષ્મી લસતો મા'લે,
હસ્તિનાપુરમા મહાભાગ્ય સો'જે, ચક્રવર્તીપદ પાળે ૭૨
એ વિધ મહિમાન અભિમન્યુ–પુત્રમકૃત કલિશિક્ષા,
તે પૃથ્વી પાળે છે માટે, તમો ધરોછો દિક્ષા. ૭૩

---

૬૪ વસનો—વસતો છતો ૬૫ મારચ્યો—પ્રાર્થેતો ૬૮ અહીં—એ ઠેકાણે ( અસત્યાદિકમા ) વિશેષ ભ૦—વિશેષ કરીને ભૂપતિએ તો તેની ભક્તિ નજ કરવી ૭૧ પાર્થિવયોગ્ય–રાજાને યોગ્ય

૭૨ લક્ષ્મી ભ૦—લક્ષ્મીવડે લસતો( શોભતો )માહાલે છે ૭૩ અભિમન્યુ પુ૦—અભિમન્યુના પુત્ર પરીક્ષિતે કલિને શિક્ષા પ્રકૃત ( કરી )

ઇતિ ભાગવતે પ્રથમસ્કંધે, સત્તરમો અધ્યાય;
કળિયુગના નિગ્રહકેરો છે, જે મધ્યે મહિમાય ૭૪
શ્લોક થયા અધ્યાય વિષે, સુવાળીશ શુભ પેર,
રત્ન કહે યત્ને કરી કીધ', પૂરણ પદ બો'તેર ૭૫

## અધ્યાય ૧૮ મો.

### શ્લોક.

ररक्षधर्मधरणीं नरेशोयुगकलिपीडितवान्परीक्षित् ॥
भजेत्सुभक्तोभुविययविरक्तस्तमीश्वरकृष्णमहनमामि ॥ १ ॥

### ઉપજાતિ.

અઢારમે કે' શુકદેવ આપ,
જે ઉપજ્યો ભૂપતિ બ્રહ્મશાપ,
અનુગ્રહ્યો ભૂપતિ શાપ સામો,
નૃપેશ વૈરાગ્ય વિશેષ પામ્યો ૨

### સૂતઉવાચ.

### રાગ ગોડીની ચાલ.

શૌનકાદિશુ બોલ્યો સૂત, પરીક્ષિત ચરિત સુણો અદ્ભુત,
અશ્વત્થામા અસ્ત્રથી જેહ, માતઉદર નવ બળ્યો દેહ ૩

---

૧ શ્લોક—જે રાજાએ કળિયુગનુ શાસન કરીને તેનાથી ધર્મ તથા પૃથ્વીનુ રક્ષણ કર્યું, તે પરીક્ષિત પૃથ્વીમા વૈરાગ્ય પામીને જેને ભજે છે તે કૃષ્ણપરમેશ્વરને હુ પ્રણામ કરૂ છુ

અનુગ્રહ્યો ઇ૦—ભૂપતિએ સામો શાપને અનુગ્રહ્યો—અનુગ્રહ( કૃપા ) રૂપ મા‍ન્યો, અને તેથી તે નૃપેશ ( રાજા ) વિશેષ વૈરાગ્ય પામ્યો

કૃષ્ણ કા'વે અદ્ભુત કર્મ, તેહનો એક અનુગ્રહ પર્મ;
વિપ્ર કોપથી પ્રગટચો શાપ, પ્રાણનાશ અહિ તક્ષક આપ. ૪
તેથી ભય પણ પામ્યો નહિ, ભગવત મતિએ પરીક્ષિત સહી;
અચ્યુતતણી સંસ્થિતિ મન લહી, સર્વ સંગ તજ્યો દઢ થઈ. ૫
વ્યાસતણો સુત જે શુકદેવ, તેનો શિષ્ય થયો તતખેવ;
હરિ જાણી છેદ્યો જન સ્નેહ, ગંગાતીરે મૂકચો દેહ ૬
શૌનકાદિક સુણજો મુનિવર્ય, હરિજનને એ નહિ આશ્ચર્ય;
જે કો હરિને સભારતા, કેવળ કૃષ્ણતણી વારતા. ૭
કૃષ્ણતણીજ કોમળકથા, અમૃતપાન કરે સર્વથા;
જે કો હરિપદપકજ ભજે, તે યદ્યપિ અંતે તનુ તજે. ૮
અંતકાળે ના'વે અજ્ઞાન, સુધી સહિત સ્મરે ભગવાન,
યદ્યપિ સઘળે પ્રસર્યો કળિ, તાવત્ કાળ થયો નહિ બળી. ૯
યાવત્ કાળ પરીક્ષિત રાય, ચક્રવર્તી પોતે મહીમાય,
જેણે દિન જે ક્ષણવેદિની, ભગવાને મૂકી મેદિની. ૧૦
અધર્મ ઉત્પત્ય કળિયુગ જેહ, તે કાળે પ્રવર્ત્યો તેહ;
કો કે'જે કળિયુગ ઉદ્દામ, પરીક્ષિતે શે ન માર્યો ઠામ. ૧૧
ચક્રવર્તી નૃપ પરીક્ષિત એષ, કળિયુગનો નવ કીધો દ્વેષ,
અવગુણ તેનો આણ્યો નહિ, કળિયુગનો ગુણ લીધો ગ્રહી. ૧૨
ભ્રમર સરિખો તે નરપતિ, સાર ગ્રહ્યો કળિયુગનો અતિ,
કળિયુગનો ગુણ ભાખું જેહ, કળિયુગ મધ્યે સારૂ એહ. ૧૩

---

૫. અચ્યુતતણી—ઈશ્વરની. સંસ્થિતિ—તત્ત્વ. ૮ યદ્યપિ—જો કે ૯ સુધી સહિત—સારી બુદ્ધિ સહિત તાવત્ કાળ— ત્યા સુધી યાવત્ કાળ –જ્યા સુધી ૧૦ ક્ષણવેદિની–ક્ષણને જાણનારી( મેદિની ) ૧૧ ઉદ્દામ–પ્રચંડ ૧૩ ભ્રમર સરિખો– ( સાર ગ્રાહી )

સુકૃત સર્વ ફળે જે મધ્ય, ચિત્તવિષે ચિંતવતાં સદ્ય;
પાપ ન પ્રગટે ઉતાવળો, મનનું ચિંતવ્યું પામે ફળો. ૧૪
કો કે'શે ન કર્યો રોષ, એકજ ગુણ ને અધિકો દોષ;
પણ ધીરજવંત વિષે કળિતણું, પરાક્રમ નવ ચાલે અતિઘણું. ૧૫
તે માટે નવ જીત્યો કળિ, તેનો કહું વિસ્તારજ વળી;
ધીર પુરૂષથી બી'તો કળિ, આધીન નરમાં વર્તે વળી. ૧૬
વરૂ સરિખો વરતે ત્યહાં, ધીરજતા નવ હોયે જ્યહાં;
તે સૂત કે' સુણજો મુનિ ઘણું, એ આખ્યાન પરીક્ષિતતણું. ૧૭
જેવું પૂછ્યું તેવું કહ્યું, કૃષ્ણ કથાયુત જેવું લહ્યું;
પુરૂષે જે કરવું નિર્ધાર, સર્વ શાસ્ત્રનો સુણજો સાર. ૧૮
ભાગવતની છે જે જે કથા, કે'વા યોગ્ય કર્મની યથા;
હરિના ગુણ ને હરિનાં કર્મ, તે તો આશ્ચર્યએમાં પર્મ. ૧૯
કૃષ્ણકથા છે એવી જેહ, ભાવિક પુરૂષને સુણવી તેહ;
સૂતવચન અંતરગત આણ, આનંદ્યા મુનિ બોલ્યા વાણ. ૨૦

## ઋષિઉવાચ.

અરે સૂત તું સૌમ્ય અતીવ, અનંત વર્ષ નિરંતર જીવ;
નિર્મળ જશ નારાયણતણું, જે માટે તું કે'છે ઘણું. ૨૧
નરનું મરણનિવર્તક જેહ, તેં ભાખ્યું ભક્તયશ તેહ;
યજ્ઞ કર્મની કીજે આશ, તેનો અમને નહિ વિશ્વાસ. ૨૨
ધૂમે ધૂસર અંતઃકર્ણ, સૂત અમારાં એ આચર્ણ;
હરિપદપંકજ મધુર પરાગ, અમને તું પાયે મહાભાગ. ૨૩

---

૧૯ યુત—યુક્ત. ૨૧ સૌમ્ય–રૂડા. અતીવ—ઘણો. ૨૨ મરણનિવર્તક—મરણને પાછું વાળનાર. ૨૩ ધૂમે ધૂ૦—યજ્ઞના ધૂમે (ધુમાડાથી) ધૂસર (મલિન) થએલાં અંતઃકરણ.

કૃષ્ણ કા'વે અદ્ભુત કર્મ, તેહનો એક અનુગ્રહ પર્મ;
વિપ્ર કોપથી પ્રગટ્યો શાપ, પ્રાણનાશ અહિ તક્ષક આપ. ૪
તેથી ભય પણ પામ્યો નહિ, ભગવત મતિએ પરીક્ષિત સહી;
અજીતતણી સંસ્થિતિ મન લહી, સર્વે સગ તજ્યો દઢ થઈ. ૫
વ્યાસતણો સુત જે શુકદેવ, તેનો શિષ્ય થયો તતખેવ;
હરિ જાણી છેદ્યો જન સ્નેહ, ગંગાતીરે મૂક્યો દેહ ૬
શૌનકાદિક સુણજો મુનિવર્ય, હરિજનને એ નહિ આશ્ચર્ય;
જે કો હરિને સભારતા, કેવળ કૃષ્ણતણી વારતા. ૭
કૃષ્ણતણીજ કોમળકથા, અમૃતપાન કરે સર્વથા;
જે કો હરિપદપકજ ભજે, તે યદ્યપિ અંતે તનુ તજે. ૮
અંતકાળે ના'વે અજ્ઞાન, સુધી સહિત સ્મરે ભગવાન;
યદ્યપિ સઘળે પ્રસર્યો કળિ, તાવત્ કાળ થયો નહિ બળી. ૯
યાવત્ કાળ પરીક્ષિત રાય, ચક્રવર્તી પોતે મહીમાય,
જેણે દિન જે ક્ષણવેદિની, ભગવાને મૂકી મેદિની. ૧૦
અધર્મ ઉત્પત્ય કળિયુગ જેહ, તે કાળે પ્રવર્ત્યો તેહ;
કો કે'જે કળિયુગ ઉદ્દામ, પરીક્ષિતે શે ન માર્યો ઠામ. ૧૧
ચક્રવર્તી નૃપ પરીક્ષિત એષ, કળિયુગનો નવ કીધો દ્વેષ;
અવગુણ તેનો આણ્યો નહિ, કળિયુગનો ગુણ લીધો ગ્રહી. ૧૨
ભ્રમર સરિખો તે નરપતિ, સાર ગ્રહ્યો કળિયુગનો અતિ,
કળિયુગનો ગુણ ભાખું જેહ, કળિયુગ મધ્યે સારૂ એહ ૧૩

---

૫ અજીતતણી—ઈશ્વરની સંસ્થિતિ—તત્વ ૮ યદ્યપિ — જો કે. ૯ સુધી સહિત—સારી બુદ્ધિ સહિત તાવત્ કાળ— ત્યા સુધી યાવત્ કાળ —જ્યા સુધી ૧૦ ક્ષણવેદિની-ક્ષણને જાણનારી( મેદિની ) ૧૧ ઉદ્દામ-પ્રચંડ ૧૩ ભ્રમર સરિખો - ( સાર ગ્રાહી )

સુકૃત સદ્ય ફળે જે મધ્ય, ચિત્તવિષે ચિંતવતાં સદ્ય;
પાપ ન પ્રગટે ઉતાવળે, મનનું ચિંતવ્યું પામે ફળે. ૧૪
કો કો'શે ન કર્યો રોષ, એકજ ગુણ ને અધિકો દોષ;
પણ ધીરજવંત વિષે કળિતણું, પરાક્રમ નવ ચાલે અતિઘણું. ૧૫
તે માટે નવ જીત્યો કળિ, તેનો કહું વિસ્તારજ વળી;
ધીર પુરૂષથી બી'તો કળિ, આધીન નરમાં વર્તે વળી. ૧૬
વરૂ સરિખો વરતે ત્યહાં, ધીરજતા નવ હોયે જ્યહાં;
તે સૂત કે' સુણજો મુનિ ઘણું, એ આખ્યાન પરીક્ષિતતણું. ૧૭
જેવુ પૂછ્યું તેવું કહ્યું, કૃષ્ણ કથાયુત જેવુ લહ્યું;
પુરૂષે જે કરવું નિર્ધાર, સર્વ શાસ્ત્રનો સુણજો સાર. ૧૮
ભાગવતની છે જે જે કથા, કે'વા યોગ્ય કર્મની યથા;
હરિના ગુણ ને હરિનાં કર્મ, તે તો આશ્ચર્ય એમાં પર્મ. ૧૯
કૃષ્ણકથા છે એવી જેહ, ભાવિક પુરૂષને સુણવી તેહ;
સૂતવચન અંતરગત આણ, આનંદ્યા મુનિ બોલ્યા વાણ. ૨૦

## ઋષિઉવાચ.

અરે સૂત તું સૌમ્ય અતીવ, અનંત વર્ષ નિરંતર જીવ;
નિર્મળ જશ નારાયણતણું, જે માટે તું કે'છે ઘણું. ૨૧
નરનું મરણનિવર્તક જેહ, તે ભાખ્યું ભક્તયશ તેહ;
યજ્ઞ કર્મની કીજે આશ, તેનો અમને નહિ વિશ્વાસ. ૨૨
ધૂમે ધૂસર અંત કર્ણ, સૂત અમારા એ આચર્ણ;
હરિપદપંકજ મધુર પરાગ, અમને તું પાયે મહાભાગ. ૨૩

---

૧૯ યુત—યુક્ત ૨૧ સૌમ્ય-રૂડા. અતીવ—ઘણો. ૨૨ મરણનિવર્ત-ક—મરણને પાછું વાળનાર. ૨૩ ધૂમે ધૂ૦—યજ્ઞના ધૂમે (ધુમાડાથી) ધૂસર (મલિન) થએલા અંત:કરણ

ભગવત સગી વૈષ્ણવ તેહ, તેની અલ્પ સંગત જેહ;
તેની તુલા ન આવે સ્વર્ગ, તેથી અદકો નહિ અપવર્ગ. ૨૪
તુચ્છ ભોગ જે નરના સોય, વૈષ્ણવ સંગે સમ્યક્ હોય;
મહાપુરૂષનો આશ્રય એહ, નિર્ગુણના અદ્‌ભુત ગુણ જેહ ૨૫
તે ગુણ ચોગી કરી નવ શકે, શિવ બ્રહ્માદિક પણ જ્યા થકે;
તે હરિકથાતણો મહિમાય, કોવિદ કોણ સુણીને ધરાય. ૨૬
તેહ કથા તું કહે ભગવાન, વૈષ્ણવ જનમાં તુ પ્રધાન;
અનત હરિના ચરિત્ર જેહ, અમને વિસ્તારી કહો તેહ ૨૭
અમો તુને સેવુ ભગવાન, શુદ્ધ ચરિત્રનુ કહે વિધાન;
જેહ ચરિત શુકદેવે કહ્યુ, પરીક્ષિત રાજાએ મન લહ્યુ. ૨૮
ભક્ત દિવ્ય મા' મોટો અતિ, પરીક્ષિતની મહામોટી મતિ;
તે પરીક્ષિત જે જ્ઞાને કરી, મોક્ષ પથ પામ્યો ભવ તરી ૨૯
ગરૂડધ્વજપદમૂળવિધાન, મોક્ષપથ પામ્યો રાજાન,
પરીક્ષિતશુકનો જે સવાદ, તેહ કથા કહો અમૃતસ્વાદ. ૩૦
તે માટે સાધન જ્ઞાનનુ, જેમા વર્ણન ભગવાનનું;
અતિશે પાવન અર્થ પ્રકાશ, અદ્‌ભુત ચોગ જ્યા સુખરાશ. ૩૧
વૈષ્ણવને અતિ વા'લુ એવ, કહ્યું પરીક્ષિતને શુકદેવ;
ભાગવત નામે આખ્યાન, પ્રગટ પુરાણ કહો વિદ્વાન ! ૩૨
કર્મ જ્ઞાન ભક્તિ ને ચોગ, ચારેમાં જેનો સચોગ;
એવી જે ભાગવતી કથા, અમને સૂત કહો સર્વથા. ૩૩

---

૨૪ તુલા—તુલના—બરોબરી અપવર્ગ—મોક્ષ ૨૫ સમ્યક્—રૂડા—સારા ૨૬ થકે—થાકે

૩૦ ગરૂડ ધ્વ૦—ગરૂડ જેની ધજામા છે એવા વિષ્ણુના પદના મૂળમા વિધાન કરનારો અર્થાત્ લેઇ જનારો જે મોક્ષનો પથ ( માર્ગ ), તેને પરીક્ષિત રાજા પામ્યો

માટે મુનિએ માન્યો ઘણું, સૂત વખાણે પોતાપણું;
અહો અમે યદ્યપિ છું હીન, વિલોમજનમાં કાંઉં દીન. ૩૪
તોયે જનમગણિતમાં ઘણું, સફળી જન્મ જાણું અમતણું;
માટે પુરુષે આદર કીધ, સંભાષણ સંબંધ પ્રસિદ્ધ. ૩૫
મોટાશું સંભાષણ કથા, નીચપણાની જાયે વ્યથા;
આજ અમો પામ્યા તુલ્યતા, મુનિવર તમ સાથે બેસતા. ૩૬
સહુજ સંબોધિ ભાષણ કરે, મોટાશું મોટમ અનુસરે;
મોટાશું હરિના ગુણ ગાય, તેનો કોણ કહે મહિમાય. ૩૭
જે હરિકેરી શક્તિ અનંત, અનંત પોતે શ્રીભગવંત;
મોટા ગુણ હરિના મુનિ કહે, મહાજન જેને શરણે રહે. ૩૮
એવા અનંત હરિના પદ ગ્રહે, નીચપણું કોનું નવ રહે;
કિંબહુના શું કહીએ ઘણું, હરિગુણ સહુથી મોટા ગણું. ૩૯
સાંભળજો તેનું દૃષ્ટાંત, બીજા સહુને મૂકી શાંત;
પ્રાર્થના કરતાં તે ત્યજે, લક્ષ્મી જે હરિપદરજ ભજે. ૪૦
નવ ઇચ્છે માધવ માંભાગ, તોયે પદમાં વળગે પાગ;
હરિની મોટમતાનું વળી, કહું દૃષ્ટાંત સુણજો મુનિ મળી. ૪૧
વિધિએ પદપ્રક્ષાલન કર્યું, જેના પદનખનું જળ ગ્રહ્યું;
તે જળને શંકર શિર વહે, સકળ જગના પાતક હરે. ૪૨
તેહ મુકુંદથકી કોણ શ્રેષ્ઠ, સકળ શિરોમણિ હરિ રસવેષ્ટ;

---

૩૪ પોતાપણું—અર્થાત્ પોતાને. હીન—હલકા વિલોમજનમાં—વિલોમ જાતિમાં ( ઉચ્ચ જાતિની સ્ત્રીને વિષે તેનાથી ઉતરતી જાતિના પુરૂષથી થયેલો પુત્ર વિલોમ કે પ્રતિલોમ કહેવાય છે )

૩૭ સંબોધે—હે સૂત ! એ સંબોધન કરીને બોલાવે ૩૯ કિંબહુના ?—અધિક કહેવાથી શું વિશેષ છે ?

જે હરિમાં અનુરાગી સંત, દેહભાવનો આણે અંત. ૪૩
સગતજીને શું થાય, પરમહંસને મારગ જાય;
જે મારગ પરહિંસા શમે, ઉપશમ પામી સેંજે રમે. ૪૪
સૂત કહે સાંભળજો સુખી, તમો ત્રયીમૂર્તિ રવિ ઋષિ;
તમો મુને જે પૂછી કથા, જાણીશ તેવી ભાખીશ યથા. ૪૫
મુજને ગમ્ય હશે જેટલી, તમને કથા કહીશ તેટલી;
પંખી ઉડે છે ત્યાં લગી, પોતાની ગતિ છે જ્યાં લગી. ૪૬
એ માટે પંડિતતા લહે, હરિલીલા ગતિમાને કહે;
તે માટે સાંભળજો તમો, જાણું છું તેવું કહું અમો ૪૭
હવે કથા ભાખું ચાલતી, એક સમે પરીક્ષિત ભૂપતિ;
ધનુષ્ય સજીને સત્વર થયો, મૃગયા રમવાને વનમા ગયો. ૪૮
શ્રમ પામ્યો ભૂખ્યો ભૂપતિ, મહાવન મધ્યે કરતો ગતિ;
મૃગની પાછળ ધાયો ધીર, તૃષા લાગી ન મળે નીર. ૪૯
જળ સ્થાનક જળ દીઠું યદા, તેણે આશ્રમ આવ્યો તદા;
તે આશ્રમમાં દીઠો ઋખિ, આસન વાળી બેઠો સુખી. ૫૦
શમીક નામે સમ્યક જ્ઞાન, લોચન મેળી ધરતો ધ્યાન;
રૂંધ્યા ઇંદ્રિના વ્યાપાર, પ્રાણવાયુનો પ્રત્યાહાર. ૫૧

---

૪૩ રસવેષ્ટ (સર વેષ્ટિત) રસથી વીંટાયલા—રસ રૂપ અનુરાગી—પ્રીતિવાળા ૪૪ શમે—નાશ પામે ઉપશમ—વિરામ.

૪૫ ત્રયી ઇ૦—વેદ ત્રયી (ત્રણવેદ) રૂપી જેની મૂર્તિ છે એવા રવિ રૂપ તમો ઋષિઓ છો ૪૭ ગતિમાને—ગતિ પ્રમાણે. ૫૧ પ્રત્યાહાર—પાછો ખેંચી લેવાની ક્રિયા (કરી હતી)

મન બુદ્ધિ પામ્યાં ઉપરામ, ત્યાગી ત્રણે અવસ્થા ઠામ;<br>
બ્રહ્મભૂતતા અવિકારી હોય, તુરિયપદને પામે સોય. ૫૨<br>
છૂટો જૂટ જટાનો જેહ, તેણે આચ્છાદ્યો નિજ દેહ;<br>
મૃગના ચર્મતણું પરિધાન, એ વિધ ધરતો આતમધ્યાન. ૫૩<br>
ઊભો તેની પાસ નરેશ, તરસે સૂકે તાલુદેશ;<br>
તે માટે તેવા મુનિકને, માગ્યું પાણી જાણી મને. ૫૪<br>
નવ આપ્યું તૃણનું આસન, ભૂમિ બેસવા ના'પી મુન્ય;<br>
મધુર વચન નવ બોલ્યો મુનિ, ભૂપ પધારો ન કહી ધૂનિ. ૫૫<br>
પરીક્ષિત વાત વિચારે ધરી, મુનિ મારી અવગણના કરી;<br>
એમ વિચારી વાધ્યો ક્રોપ, અજ્ઞાને વિજ્ઞાનવિલોપ. ૫૬<br>
પે'લાં નવ હુતો સાંભળ્યો, આકસ્માત મુને તે મળ્યો;<br>
ક્ષુધા તૃષાએ પીડ્યો ભૂપ, એવું દેખી દ્વિજનુ રૂપ. ૫૭<br>
ક્રોધ મકારા થયો ભૂપનો, અહંકાર મત્સર ઉપન્યો;<br>
એવે પરીક્ષિત પાછો ગછે, ચાપે સાપ ભરાવ્યો પછે. ૫૮<br>
મુઓ ભુજંગ ભરાવી બળે, ઘાલ્યો બ્રહ્મઋષિને ગળે;<br>
દ્વિજને કંઠ ભરાવી સાપ, નગર પધાર્યા પરીક્ષિત આપ. ૫૯<br>
માન્યું ભૂપે કપટ સ્વરૂપ, સામો દંભ વિચારે ભૂપ;<br>
એ શું નિશ્ચળ ઇંદ્રિય મુનિ! માંડે લોચન મીચ્યાં ધૂનિ. ૬૦<br>
મિથ્યા પાખંડી એ સહી, હું પણ મનમાં આણ્યો નહિ;<br>
એણે જાણ્યું એ કો હશે, ક્ષત્રીથી મુજને શું થશે! ૬૧

---

૫૨ ત્રણે અવસ્થા—જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ. બ્રહ્મ ઇ૦–બ્રહ્મરૂપ થયો હતો માટે વિકારરહિત હતો.

૫૩ જૂટ–સમુદાય. ૫૪ તાલુદેશ–તાળવું ૫૬ વિલોપ–( થયો અધ્યાહાર ). ૫૭ પે'લા ઇ૦—' अभूतपूर्वः ' એવુ મૂળમા છે એનો અર્થ ' પૂર્વે નહિ થયેલો ક્રોધ '. ( ૫૮ મી કડી સાથે અન્વય ).

૬૦ માંડે–અમથા. ધૂનિ ઇ૦—ધૂનિ ( શબ્દ ) પણ અમથોજ બંધ કર્યો છે–દંભથીજ બોલતો નથી!

એવી વાત વિચારી ખરી, ભૂપે મન અવગણના કરી;
શૃંગી નામે તેનો તન, અતિ તેજસ્વી નિર્મળ મન. ૬૨
બાળક મધ્યે રમતો ઋષિ, સુણ્યો તાત ભૂપે કૃતદુઃખી;
તાતતણું દુઃખ મનમાં આણ, સહુ સાભળતાં બોલ્યો વાણ ૬૩
અહો અધર્મ જુઓ ભૂપનો, દ્વિજના દ્વારપાળરૂપનો;
બ્રાહ્મણના સેવક ભૂપાળ, સ્વામી સાથ કરતા આળ. ૬૪
જેણે ખવરાવ્યુ બલિદાન, તેને કાક કરે કયમ જાન;
દ્વારપાળ જયમ રાખ્યો શ્વાન, જે સ્વામી ખવરાવે ધાન. ૬૫
પોખ્યો શ્વાન યથા શિર ચઢ્યો, પોતાના સ્વામીને નડ્યો;
તે વિધ દ્વિજને પીડે રાય, જો જો મોટો એ અન્યાય. ૬૬
વિપ્રે ક્ષત્રી સમોતા કીધ, દ્વારપાળપદ પોતે દીધ;
રે'વા યોગ્ય સદા બારણે, તે ક્ષત્રિય દ્વિજને નવ ગણે ! ૬૭
એક પાત્રમા પાકયુ અન્ન, દ્વિજશુ કયમ કરશે ભોજન;
જ્યારે કૃષ્ણ ગયા ભગવાન, નૃપને દેતા શિક્ષાદાન. ૬૮
માટે નૃપ ઉન્માર્ગે જાય, મરજાદા લોપી લે'વાય,
હુ શિક્ષા દઇશ આ કાળ, મારૂં બળ જો જો મુનિબાળ. ૬૯
એમ બોલ્યો શિશુમાં મુનિતન, રીસે અતિ રાતા લોચન,
નદી કૌશિકી સ્પર્શું આપ, વજ્ર સરીખો દીધો શાપ. ૭૦
મારો તાત વિવર્જિતમોહ, તેનો જેણે કીધો દ્રોહ;
મર્યાદા ભેદી જે ભૂપ, એવો કુળઅગાર કુરૂપ ૭૧
આજથકી દિવસ સાતમે, તક્ષક તેને નિશ્ચે દમે,
મારો પ્રેર્યો તક્ષક અહિ, તે ભૂપતિને ખાશે જઇ ૭૨
વળતો આશ્રમ આવ્યો તેહ, પિતાતણો દુખી દીઠો દેહ;

---

૬૩ આણ—આણીને ૬૪ દ્વારપાળ—અર્થાત્ સેવક ૬૭ સમોતા (સમતા)—માનેલા— માનતા-માનીતા ૭૦ સ્પર્શું ડું—આપ (જળ)નો સ્પર્શ કરીને.

ગળે ભરાવ્યુ સાપ શરીર, સુતને લોચન ચાલ્યા નીર ૭૩
દુ ખ પામ્યો અતિ પીડા ધરે, રોવા લાગ્યો ઉંચે સ્વરે,
અંગીરસકુળ સમ્યક મુનિ, સુણી તનયની રોદન ધૂનિ ૭૪
શને શને ઉઘાડી આખ, શમીક મુનિએ જોયુ ઝાખ,
નિજ તનુ રોતો દીઠો આપ, ખભે ભરાવ્યો મૃતક સાપ ૭૫
વળગ્યો પન્નગ અળગો કરી, ઋષિ પૂછે બાળકને ફરી,
અરે વત્સ શામાટે રોય, કોણે તુ દુહવ્યો છે સોય ૭૬
પૂછ્યુ એમ પિતાએ યદા, પુત્રે વિસ્તારી કહ્યુ તદા;
તે ભૂપતિ શાપ્યો સાભળી, શાપ યોગ્ય એ ને'તો વળી ૭૭
વાત અઘટતી મનમાં લહી, વિપ્રે પુત્ર વખાણ્યો નહિ,
અહો મહાન્ સુત કીધુ પાપ લઘુ અપરાધે મોટો શાપ ૭૮
હે સુત કાચી મતિના ધણી, વિષ્ણુરાત, ક્ષિતિ એ તણી,
તે તે જાણ્યો બીજા જશો, યશ પ્રતાપ જગતમા વશ્યો ૭૯
જેને દુ સહ તેજે દ્વિજ, નિર્ભય રાખી સઘળી પ્રજા,
નાનાવિધ પામે કલ્યાણ, તે રાજા પરીક્ષિત પ્રમાણ ૮૦
પરીક્ષિત કેરે રૂપે થયા, રથાગપાણિ પોતે રહ્યા,
અદશ્ય થાશે એ ભૂપતિ, લોક સકળ પીડાશેં અતિ ૮૧

---

૭૪ અગીરસકુળ—એ નામના કુળનો સમ્યક્—રૂડો ૭૫ શને શને—ધીમે ધીમે ૭૬ પન્નગ—સર્પ દુહવ્યો—દુભવ્યો ૭૮ મહાન્—મોટુ ( પાપ )

૭૯ વિષ્ણુરાત ઈ૦-એ વિષ્ણુરાત (પરીક્ષિત) છે અને ક્ષિતિ ( પૃથ્વી ) એતણી ( એની ) છે

૮૦ જેને દુ૦—જેના દુ સહ તેજથી દ્વિજ ( બ્રાહ્મણો ) અને સઘળી પ્રજાને નિર્ભય રાખી છે ૮૧ રથાગપાણિ—ચક્રપાણિ—વિષ્ણુ અદશ્ય થાશે—મૃત્યુ પામશે

તિરસ્કાર ઝાઝા થશે ત્યાર, લોકતણો થાશે સંહાર;
જ્યમ ઘેટાની ટોળી થાય, રક્ષક પાખે નાશી જાય. ૮૨
અન્યાયે લોકતણું ધન જેહ, ચૌરથકી લોપાશે તેહ;
નિરંકુશ નર કરશે પાપ, અન્યો અન્યે દેશે શાપ. ૮૩
સ્ત્રીજન ધનને હરશે પશુ, ચોર મળી આચરશે અશું;
આપથકી એ અન્યા થશે, એ અઘ આપણને લાગશે. ૮૪
નરનો લોપાશે શુભ ધર્મ, વેદત્રયી નહિ વર્ણાશ્રમ;
અર્થકામ અભિલાષી પછે, અણજાણ્યા ઉન્મારગ ગછે. ૮૫
શ્વાન કપિની પેરે પળે, વર્ણ સકળ માંહોમાંહે ભળે;
ધર્મ પાળેછે એ નૃપતિ, સ સમ્રાટ્ નિર્મળ યશ અતિ. ૮૬
ભગવદીય મોટો સાક્ષાત, અશ્વમેધકર્ત્તા વિખ્યાત;
સર્વથકી મોટો નિઃપાપ, એને ન ઘટે દેવો શાપ. ૮૭
ક્ષુધા તૃષા શ્રમ પામ્યો સહી, અવશ્યપણે આરોપ્યો અહિ;
ન ઘટે આપણનો મા'શાપ, અહો અમો કીધું મા'પાપ. ૮૮
નિઃપાપી સેવક અમતણો, તેશુ અન્યા' કીધો ઘણો;
અપક્વ બુદ્ધિ મારો બાળ, તમો ક્ષમા કરજો ગોપાળ. ૮૯
એણે પાપ કર્યું અજ્ઞાન, તમો ક્ષમા કરજો ભગવાન;
એ પાતકનું પ્રાયશ્ચિત્ત નહિ, મુનિ હરિની સ્તુતિ કરતો સહી. ૯૦
છૂટે સામો પાપજ પામ, તે તો વૈષ્ણવનું નહિ કામ;

---

૮૪ અશુ—એવું. ૮૫ અર્થ કા૦—અર્થ (ધન) અને કામના અભિલાષી અણજાણ્યા પુરૂષો ઉન્મારગે (અવળે રસ્તે) જશે.

૮૬ સ સમ્રાટ્—એ ચક્રવર્તી. ૯૦ પ્રાયશ્ચિત્ત—નિષ્કય-પાપ મટે એવો બદલો.

તિરસ્કાર જો કીધો હોય, દુઃખ દે અથવા શાપે કોય. ૯૧
તરછોડતા જો હરિજન, પાછું ફરે નહિ કુવચન;
યદ્યપિ સમરથ હોયે આપ, તોયે પાછો નવ દે શાપ. ૯૨
બાળકકૃત અપરાધે આપ, એ વિપ્ર મુનિ પામ્યો પરિતાપ;
રાજાએ પોતે અવગણ્યો, તે અપરાધ મને નવ ગણ્યો. ૯૩
જે માટે સાધુજન હોય, તેને જો પીડા દે કોય;
તોયે દુઃખ ન પામે સ્પર્શી, સુખ દીધે નવ પામે હર્ષ. ૯૪
જે માટે તેનો આતમા, સુખદુઃખવર્જિત રાખે ક્ષમા;
સુખદુઃખવર્જિત નિર્ગુણ સાધ, માટે મુનિ ન ગણ્યા અપરાધ ૯૫
ઇતિ ભાગવતે પ્રથમસ્કંધ, પરીક્ષિત નૃપ શાપસંબંધ;
અઢારમો અધ્યાય પ્રકાશ, શ્લોક થયા પૂરા પંચાશ. ૯૬
રત્ન કે' યત્ને કરી કર્યો, યથા બુદ્ધિમાને વિસ્તર્યો.

## અધ્યાય ૧૯ મો.

શ્લોક.

दैवतोमुनिगलेनिवेशयनृपत्नगंतदभिशापएकराट् ॥
सज्जनोनविचचालसत्यतस्तंनमामिमधुसूदनंमुदा ॥ १ ॥

### ઉપજાતિ.

એકોનવીંશે જઇ ભૂપ બેઠો,
ગંગાતટે યોગીસમૂહવીંટયો;

---

૯૧ છૂટે ઈ૦—જેને શાપ દેવામા આવે છે તે પાપથી છૂટે છે અને જે શાપ દે છે તે પાપ પામે છે ૯૪ પ્રાયે-બહુધા.

૧ શ્લોક—દૈવયોગથી પરીક્ષિતે મુનિના ગળામા સાપ નાખ્યો તેથી તે સાર્વભૌમ રાજાને શાપ લાગ્યો, તથાપિ તે સજ્જન રાજા સતયથી ચળ્યો નહિ; તે સત્ય રૂપી ભગવાનને હુ હર્ષથી પ્રણામ કરૂ છુ.

પછે ત્યહાં શ્રી શુકજી પધાર્યા,
કહી કથા તાપ સમસ્ત વાર્યા. ૨

## સૂતઉવાચ.

## રાગ કેદારો.

મહીપતિ મન ચિંતા ભર્યું, નિંદ્ય કર્મ મેં આચર્યું;
હરિ હરિ ! અદ્‌ભુત પાતક મે કર્યું રે. ૩
ગુપ્ત તેજ જે દ્વિજપતિ, તેને દુઃખ દીધું અતિ;
વિપ્ર તે અણઅપરાધી શુભ મતિ રે. ૪

## ઢાળ.

શુભ મતિ દ્વિજપતિ પીડ્યો, માટે માનું છું નિરધાર;
દ્વિજઅવજ્ઞાથકી પડશે, મુને દુઃખ દુરત્યય ભાર. ૫
તે પાતકની પીડા મુજને, અધુના પીડો આજ;
આ તનુ ઉપર આતપ પડો, પરથી ન સરે કાજ. ૬
પ્રાયશ્ચિત પાતકનું મુજને, દંડ ઘટે નિરધાર;
એ પાતકનું ફળ પામું તો, ન કરૂં બીજી વાર. ૭
હમણા મારૂં રાજ્ય કટક ને, કનક ભર્યા ભંડાર;
કોપિતવિપ્રકુલાનલ સઘળું, કરજો ભસ્માકાર. ૮
જે માટે મુને પુનરપિ એવી, અધર્મ બુદ્ધિ ન થાય;

---

૨ યોગીસમૂહ વીંટ્યો—યોગીના સમૂહથી વીંટાયલો. ૫ અવજ્ઞા—તિરસ્કાર. દુરત્યય—ન મટે એવું. ભાર—ભારે. ૬ આ તનુ ઉપર — મારા ઉપરજ ( સ્ત્રી પુત્રાદિ ઉપર નહિ ). આતપ—સંતાપ— કષ્ટ. ૮ કટક—સેના. કોપિતવિપ્રકુલાનલ—કોપાવેલા બ્રાહ્મણના કુળરૂપી અગ્નિ.

બ્રાહ્મણ ને દેવ તથા સુરભિ, કહીંએ નવ પીડાય ૯
એવુ ચિંતનતો તે રાજા, એવે આવ્યો વિપ્ર,
પિતાતણો પ્રેર્યો શિશુ આવ્યો, પરીક્ષિત પાસે ક્ષિપ્ર ૧૦
તેણે કહ્યુ જે આજથકી ત્યાં, દિવસ જાશે જ્યારે સાત,
ત્યારે તારૂ તક્ષક અહિથી, મૃત્યુ આકસ્માત ૧૧
એવો શાપ સુણીને પરીક્ષિત, મનમા માન્યુ ભાગ્ય,
વિષયાસક્ત હતો હુ તેથી, પ્રગટ થશે વૈરાગ્ય ૧૨
એમ વિચારી વળતુ પરીક્ષિતે, તરત તજ્યો સ સાર;
પ્રથમથકી પણ જે ભવ જાણ્યો, નાશવ ત નિરધાર ૧૩
હરિપદ સેવા સાચી મનમા, એ વિશ્વાસજ પેઠો,
અન્ન ઉદક નીમીને નરપતિ, સુર સરિતાતટ બેઠો ૧૪
જે ગંગા હરિપદતુલસીદળ, મિશ્રિત જળકેણ વે'તી,
આ લોકે પર લોકે સુરનર—કેરા કિલ્મિષ દે'તી ૧૫
સદા સેવવા જોગ જાન્હવી, નિર્મળ જળ નિર્ધાર;
(તો) મરણ સમયમા કોણ ન સેવે, સકળ સુકૃત્ય અનુસાર ૧૬
એમ વિચારી પરીક્ષિત આવ્યો, વિષ્ણુપદીતટ શર્ણ;
અનન્ય ભાવે ચિંતવતો મન મુકુંદજીના ચર્ણ ૧૭
પાડવકુળનો કુવર પરીક્ષિત, કૃતમુનિવ્રત ઉપશાત,
સ ગ સકળ મૂકીને બેઠો, ગ ગાતટ અભ્રાત ૧૮

---

૯ પુનરપિ—ફરીને ૧૩ પ્રથમ ઈ૦—પ્રથમથી જે સ સારને નાશવ ત જાણ્યો હતો તેને હવે તજ્યો ૧૪ નીમીને-નિયમ ધરીને અન્ન ઉદક લેવુ નહિ એવો નિયમ ગ્રહણ કરીને સુરસરિતા—ગગા

૧૫ મિશ્રિત—( ગગા હરિના પદમાથી નીકળીછે તથા હરિપદે તુલસી ચઢેલી હોયછે માટે ) કિલ્મિષ—પાપ દે'તી—દહન કરતી

૧૭ વિષ્ણુપદી—ગ ગા અનન્ય ભાવે—અન્ય દેવની ભાવના છોડી એક વિષ્ણુના ઉપરજ ધ્યાન રાખીને ૧૮ ઉપશાત—શાત

તેણે સ્થાનક આવ્યા મુનિવર, ત્રિભુવન પાવન કરતા;
મહાનુભાવ શિષ્યે સપરાણા, દર્શનથી દુઃખ હરતા. ૧૯
તીર્થસ્નાનતણે મિષ મુનિજન, તીરથ પાવનકારી;
પરીક્ષિતનાં દર્શનને આવ્યા, નામ કહું વિસ્તારી. ૨૦
અત્રિ વસિષ્ઠ ચ્યવન તેજોમય, મુનિવર શરદ્વાન;
અરિષ્ટનેમિ ભૃગુ અંગિરા, પરાશર ભગવાન. ૨૧
વિશ્વામિત્ર પરશુરામને, ઉતથ્ય મુનિ મહારાજ;
ઇંદ્રપ્રમદ ને ઇધ્મવાહ મુનિ, આવ્યા સાધન કાજ. ૨૨
મેધાતિથિ દેવલ નામે, આર્ષ્ટિષેણ ભરદ્વાજ;
ગૌતમ ને મૈત્રેય મહામુનિ, પિપ્પલાદ મુનિરાજ. ૨૩
ઔર્વ કવષને અગસ્ત્ય કાવે, દ્વૈપાયન ભગવાન;
નારદાદિ મોટા મુનિ આવ્યા, જ્યાં હુતો રાજાન. ૨૪
બીજા દેવ ઋષિ બ્રહ્મઋષિ, રાજઋષિ સહુ કોય;
વરૂણાદિક દિગ્પાળ પધાર્યા, પરીક્ષિત પાસે સોય. ૨૫
નાના ઋષિના વંશ વિષે વર, સર્વે મળ્યા મુનીશ;
પરીક્ષિત ભૂપે પૂજા કીધી, સહુને નામ્યું શીશ. ૨૬
સુખ આસન ઉપવેશ્યા સહુને, પુનરપિ કીધા પ્રણામ;
કર જોડીને ઉભો નિર્મળ મન, પરીક્ષિત બોલ્યો આમ. ૨૭
અહો અમો મોટા મહીપતિમાં, ઉત્તમ કુળ આભરણ;
મહીપતિમા મોટે મહીપતિએ, ઇચ્છ્યુ અમ આચરણ. ૨૮
રાજાનું કુળ સબળ વિરમી, નરને પાડે લોભે;

---

૧૯ સપરાણા—સહિત ૨૬ વર—શ્રેષ્ઠ. ૨૮ મહીપતિમાં પ્ર૦—મહીપતિઓમા મોટા મહીપતિઓએ અમારૂં આચરણ ઇચ્છ્યુ—અમારા આચરણનુ અનુવર્તન કરવા ઇચ્છા કરી.

બ્રાહ્મણનું પદપ્રક્ષાલનજળ, નિકટ રે'વા પામે. ૨૯
તે કુળમાં હું પ્રગટયો પાપી, ગૃહમમતા મન વ્યાપી;
પરાવરેશ્વર પ્રગટ થયા મુને, શાપતણું પદ આપી. ૩૦
વૈરાગ્ય મૂળ વિચારી જોતાં, શાપતણું જે માટે;
ગૃહઆસક્તિ ટળે શ્રીહરિએ, દેવરાવ્યો તે માટે. ૩૧
શરણાગત આવ્યો મુને જાણ્યો, બ્રાહ્મણ સર્વે કોય;
ગંગાદેવી શરણાગત ને, જાણે મુજને સોય. ૩૨
ઇશ્વરમાં આરોપ્યુ મન મેં, કૃષ્ણકથા હુ ગાતો;
એવા મુજને દ્વિજનો પ્રેર્યો, તક્ષક કાં નથી ખાતો. ૩૩
હું તો વળી ભગવંત અનંતજ, હરિજનમાં રતિ માગું;
જનમોજનમ સહુ સાથે મૈત્રી, દ્વિજને પાગે લાગું. ૩૪
એણીરીતે પરીક્ષિત રાજા, નિશ્ચય કીધો ધીર;
આવી બેઠા ગંગાજીને, ઉત્તમ દક્ષિણ તીર. ૩૫
પૂર્વઅગ્રતણા કુશ ઉપર, આસનવાળી સાર,
ઉતરાભિમુખ આવી બેઠા, સુતને આપ્યો ભાર. ૩૬
મહારાજા રાજાનો રાજા, એણી રીતે તેહ;
ગંગાને તટ આવ્યો ત્યારે, દેવતણા ગણ જેહ. ૩૭
ભલો ભયો કહી ભૂપતિ ઉપર, વરસે કુસુમ અપાર;
હર્ષસહિત દુંદુભિકેરા રવ, દેતા વારંવાર. ૩૮

---

૨૯ વિક્રમી-પરાક્રમી. બ્રાહ્મણનું ઇ૦—બ્રાહ્મણનુ પગ ધોયેલુ પાણી વગેરે પાસ રહેવા પામે, પણ રાજાનુ નિંદ્ય કર્મ તો તેથી પણ દૂર રહેવાજેવુ છે ૩૦ પરાવરેશ્વર-પરમેશ્વર. ૩૩ કાંનથી ખાતો !-શાને ખાય !

૩૬ પૂર્વઅગ્ર-જેના અગ્રભાગ પૂર્વ દિશામા છે એવા કુશ ( ની સાદડી ). ૩૮ રવ—શબ્દ

જે કો તત્ર મહર્ષિ આવ્યા, ભલો ભલો કહી ભાવ્યા;
પ્રજા અનુગ્રહ શીલસ્વભાવે, હરિગુણ કે'વા આવ્યા. ૩૯
રાજઋષિ એ વાતતણું, તમને નહિ આશ્ચર્ય;
કૃષ્ણતણા અનુવર્તી છો તમો, વૈષ્ણવ જન્મમા વર્ય. ૪૦
પૂર્વે તારે પૂર્વજે શ્રીહરિ–સમીપ જાવા કાજ;
રાજ્ય મુકટ શોભિત સિંહાસન, તત્ક્ષણ કીધાં તાજ. ૪૧
માંહોમાહે કહી મુનિ આવું, આપણ સર્વે આજ,
તાવત્ યહા રે'વુ યાવત્, નૃપ દેહ કરે તાજ. ૪૨
શોક રહિત પરલોકજ પામે, વૈષ્ણવ વર નરદેવ,
ત્યાર લગી આપણ સહુ કોણે, યા રે'વું અવશ્યમેવ ૪૩
મુનિવર બોલ્યા વચન મનોહર, નહિ કોનો પક્ષપાત;
અવ્યલીક ને અમૃત ઝરતુ, ગભીરતર સાક્ષાત. ૪૪
તેહ સુણીને પરીક્ષિત પાગે, લાગ્યો જોડી પાણ;
વિષ્ણુચરિત્ર સાંભળવા મુનિવર, પ્રત્યે બોલ્યા વાણ. ૪૫

## રાજા ઉવાચ.

સર્વ તમો શીઘ્ર થઇ આવ્યા, મુનિવર આપર વેદ;
સત્ય લોકમા જેવા શોભે, મૂર્તિમતા વેદ. ૪૬
પરલોકે અથવા આ લોકે, નથી તમારે કામ;
લોક અનુગ્રહ કરો સ્વભાવી, આપે આત્મારામ. ૪૭
તે માટે હું તમને પૂછું, તમો પૂછવા જોગ,

---

૪૨ તાવત્—ત્યા સુધી. યાવત્—જ્યા સુધી ૪૪ અવ્યલીક—સત્ય ૪૬ આપર—( અપર )—બીજા બીજા વેદ હોયની જાણે, એમ. ૪૭ સ્વભાવી—સ્વાભાવિક રીતે.

સદાકાળ સુકૃત શું કરવું, ભવસાગરમાં ભોગ ? ૪૮
વળી વિશેકે મર્ણ પામતો, પુરૂષ કરે સુકૃત ?
પાપ રહિત હિત કહો વિચારી, શુદ્ધ વાત મુને સત્ય. ૪૯

## સૂત ઉવાચ.

સૂત કહે સાંભળજો શૌનક, દેવરાત નૃપ તેહ;
તેણે એ વિધ પૂછ્યા વાડવ, કહે વિચારી તેહ. ૫૦
નાના શાસ્ત્ર વિચક્ષણ વાડવ, માંહોમાંહે વિચારી;
વિવિધ વિરોધી સાધન બોલ્યા, સઘળાં સંશયકારી. ૫૧
કોઈ કહે વિષ્ણુ દેવતા, કોઇ કહે શિવ દેવ;
કોઇ કહે જે સઘળાં મધ્યે, સૂરજ સારો દેવ. ૫૨
કોઈ કહે એ કાળદેવતા, કોઇ સ્વભાવ પ્રમાણે;
કોઇ કર્મને શ્રેષ્ઠ કહે એમ, અનેક વાત વખાણે. ૫૩
હવે ઘણાએક વાદ સુણીને, આકુળ અંતરવેદ;
સાંભળ શૌનક રાજઋષિ તે, મનમાં પામ્યો ખેદ. ૫૪
આપ અણબોલ્યો થઇને બેઠો, મુખ મેલી નિઃશ્વાસ;
મોક્ષ ધર્મ મારગ પામ્યાનો, મન ન આવ્યો વિશ્વાસ. ૫૫
હવે પરીક્ષિતકેરે પૂર્વ પૂણ્યે, વ્યાસતનય શુકદેવ;
જ્ઞાનસુધાભરસાગરશશિયર, આવ્યો ત્યાં અવશ્યમેવ. ૫૬
સુંદર ધામ સ્વરૂપી શુકજી, સ્વેચ્છા ગમન કરંતા;
વેષ વિશદ અવધૂતતણો લેઇ, અવનિ મધ્યે ફરતા. ૫૭
ઝળહળતી જ્વલતી નિત્ય જેની, જટા જતન વિણ વાધે;

---

૫૦ દેવરાત—પરીક્ષિત. ૫૬ જ્ઞાન છં૦—જ્ઞાન રૂપી સુધા (અમૃત) ના ભર સાગરનો શશિયર (ચંદ્રમા) ૫૭ ધામ—તેજ. વિશદ-નિર્મળ.

કંઠ વિષે ઉપવીત અચળ ત્યાં, માળા મોહનીસાથે. ૫૮
જેનું ચિન્હ જણાય નહિ જે, કોણ વર્ણ આશ્રમ;
નિજ લાભે સંતોષી શુકજી, પૂરણ રૂપી પર્મ. ૫૯
નાના બાળક કૌતુક જોવા, કેડે ફરતા ક્રોડ;
કર્દમ ને તૃણ તનુએ વળગ્યા, અલગાં બંધન છોડ. ૬૦
સોળ વરસના શુકજી ત્યાહે, કોમળવર્ણાં ગાત્ર;
કર ઉર સ્કંધ કપોલ સુકોમળ, સુંદર શોભાપાત્ર. ૬૧
દર્શનીય જે દીર્ઘ લોચન, ઉભય નાસા કીર;
તુલ્ય કર્ણ ભ્રૂકુટિ મુખ સુંદર, કંબુકંઠ સુશરીર. ૬૨
કંઠથકાં હેઠેરા દીસે, જુગમ હાડકાં જેહ;
તે જેના માંસે કરી ઢાંક્યાં, નવ દિસે ત્યા તેહ. ૬૩
જેનુ વક્ષ વિશાળ અને, વળો વર્તુલ નાભિકૂપ;
ઉંડેરી ત્રિવલીની રેખા, ઉદર અનોપમ રૂપ. ૬૪
નગ્ન દિગંબર વાંકા વળતા, અલક જટા ભગવાન;
નારાયણ સરખા દીસતા, જેના ભુજ આજાન. ૬૫
શ્યામ શરીરે સદાકાળ જેને, યૌવન વયની જ્યોત;
અગતણી અતિ ઉત્તમ શોભા, સ્ત્રીજન મન ઉદ્યોત. ૬૬
હરખે હાસ્ય કરતો આવે, નિરખી સુંદર શોભા;
શુકને દેખી આસનથી સહુ, થયા મુનિજન ઊભા. ૬૭
યદ્યપિ શુક યોગીનુ અતર, તેજ ગુઢ મહિમાય;

---

૫૮ જવલતી-પ્રકાશમાન કંઠ ઇ૦—જેના કંઠમાં કોઇ દિવસ ચળે નહિ એવુ ઉપવીત છે ૬૦ કર્દમ—કાદવ. તૃણ--ઘાસ ૬૨ ઉભય—બે (લોચન) ૬૪ વક્ષ- છાતી

૬૫ દિગંબર—દિશાઓ રૂપી વસ્ત્રવાળા અલક—કેશ વાંકા વળતા કેશની જટા આજાન— ઘૂંટણ સુધી લાંબા

તોયે લક્ષણ જાણી મુનિવર, સર્વે સામા જાય.
વિષ્ણુરાત આવ્યા અતિથિની, પૂજા કીધી સાર; ૬૮
મસ્તક નામી આમ નિવેદન, કીધું નૃપ નિરધાર.
પૂજ્યા અરચ્યા શુકજી આસન, બેઠા અંતરજામી; ૬૯
પાછળ આવ્યાં અબળા બાળક, નાઠાં વિસ્મય પામી.
મહાન મધ્યે મોટા મુનિવર, તેહ સભામાં પેઠા; ૭૦
બ્રહ્મઋષિ ને રાજ ઋષિ-દેવઋષિ મંડળ મધ્યે બેઠા.
મુનિજનકેરા મંડળ મધ્યે, અતિ શોભ્યા ભગવાન, ૭૧
ગ્રહ તારા નક્ષત્ર વિચે, જાણે ઉગ્યો ઇંદુ સમાન.
જેની બુદ્ધિ અકુંઠિત તે મુનિ, આસન બેઠા શાંત; ૭૨
વૈષ્ણવ રાજા પરીક્ષિત તેને, અતિ પામ્યો અભ્રાંત.
કર જોડી શિર મોડી કીધો, મુનિવરને પ્રણામ; ૭૩
વિનય વચન મન સ્થિર રાખીને, પૂછે પરીક્ષિત આમ.
અહો અમો તો હમણાં બ્રહ્મન્, થઇને ક્ષત્રીરાજ; ૭૪
સજ્જન અમને સેવે એવા, અમો થયા છુ આજ.
કૃપા કરીને અતીત રૂપે, આવ્યા છો અમ ઘેર; ૭૫
તે માટે અમો તીરથ કીધા, સર્વોપરિ કરી પેર
જેનુ સ્મરણ કરયેથી નરના, મંદિર પાવન થાય; ૭૬
તેનુ દર્શન સ્પર્શ પદાદક, કોણ કહે મહિમાય.
મહા યોગી તમ સાંનિધ્યે મહા—પાતક પામે નાશ; ૭૭
નારાયણના દર્શનથી જ્યમ, દાનવ પામે ત્રાસ ૭૮

---

• ૬૮ તેજ ૪૦—શુક યોગીનું તેજ અને મહિમા અંતરમા ગૂઢ હતા ૭૩ અતિ ઈ૦—અતિશય ભ્રાંતિ વગરનો થઇને પામ્યો—પાસે આવ્યો ૭૪ મોડી-નમાવીને ૭૬ તીરથ-તીર્થરૂપ

પાડવના પ્રિય પરમેશ્વર તે, મુને પ્રસન્ન જણાય,
પિતૃસ્વસાસુતહિતકારી હરિ, ગોત્ર વિષે થય સા'ય ૭૯
અકળગતિનું નહિ તો તારૂં, દર્શન ક્યાથી થાય,
મરતી વેળા માણસને તમો, સિદ્ધ કપહાથી સહાય. ૮૦
જે માટે તમો મહાસિદ્ધ ને, જોગીના ગુરૂ પર્મ,
તે માટે હું તમને પૂછું, મરણ સમેના ધર્મ ૮૧
મરણ સમે જે સાભળવું ને, જે કાઇ જપવું હોય,
જે પુરૂષે કર્તવ્ય કર્મ મુને, કહોની પ્રભુજી સોય ૮૨
અથવા સ્મરવું ને વળી ભજવું, ને આણસાભળવું જેહ,
તારૂં દર્શન દુર્લભ માટે, અધુના કહોની તેહ ૮૩
હે બ્રહ્મન્ ભગવાન તમારૂં, દર્શન દુર્લભ પાત્ર,
ગૃહસ્થને ઘેર રહો કયાથી, એક ગોદોહન માત્ર. ૮૪
દુર્લભ દર્શન મારે ભાગ્યે, તમો રહ્યા મુનિ દાખો,
તે માટે તમો મારા તનનું, સાધન સત્વર ભાખો. ૮૫

## સૂત ઉવાચ.

સૂત કહે સુણ્ય શૌનક, એ વિધ પૂછ્યું પરીક્ષિત ભૂપ,
મધુરી વાણ્યે વશ કીધો મુનિ, ભાખે ભગવત રૂપ ૮૬
બાદરાયણિ ધર્મજ્ઞાતા, પ્રસન્ન મન ભગવાન,
અમૃતવત્ ઉચ્ચાર કરે તે, રાખે મન રાજાન ૮૭

---

— ૭૯ પિતૃ ઇ૦—પિતૃસ્વસા( ફોઈ )ના સુત( પાડવ )ના હિતકારી હરિ, તેમના ગોત્રમા પણ સહાય થયા! ૮૦ શુકને વિશેષણ આપી કહેછે અકળગતિનું ઇ૦-૨૫૮ ઉ ગોદોહન—ગાય દોહી રહેતા સુધી ૮૭ બાદરાયણિ-શુકદેવ

હવે કહે છે શ્રીધર સ્વામી, પામી મન આનંદ;
નમસ્કાર કરૂં એવા અચ્યુત, માધવ પરમાનંદ. ८८
જેણે આર્યજ ધર્મતત્વના, અરિનો કીધો નાશ;
અવનિમાં અખિલેશ્વર કીધો, પૂરણ પુણ્ય પ્રકાશ. ८९
બ્રહ્માસ્ત્રથકી ઉગાર્યા, પરીક્ષિત રાજા જેણે;
તે પાસે કળિયુગ છૂતાવી, જગ વિસ્તાર્યો જેણે. ९०
અંતે શ્રીશુકદેવ સ્વરૂપે, પરમજ્ઞાન ઉપદેશ;
જે ભગવાને પરીક્ષિતકેરા, ટાળ્યા કર્મકલેશ. ९१
જેણે શાપથકી મૂકાવી, આપ્યુ નૃપને ધામ,
શ્રીધર કહે હુ તે શ્રીહરિને, ફરી ફરી કરૂં પ્રણામ. ९२
ઇતિ ભાગવતે પ્રથમસ્કંધે, ઓગણીશમો અધ્યાય;
સંપૂરણ કીધો જ્યાં પરીક્ષિત, મોક્ષતણો મહિમાય. ९३
ચાળીશ શ્લોકે કરીને કીધો, બાણુ પદ સબંધ;
રત્ન કહે યત્ને કરી કીધો, પુરાણ પ્રથમસ્કંધ. ९४
મતિમાને મહિમાય વિખાણ્યો, જાણ્યો જેવો અર્થ;
હરિગુણ સાગર પાર જોવા, કયહાંથી હું સમર્થ ९५
સંવતસત્તર ચાળીશો ને, કાર્તિક શુદી સબંધ;
એકાદશી શનિવારે કીધો, પૂરણ પ્રથમસ્કંધ. ९६

८९ આર્યજ—આર્ય—સજ્જન.

સમાપ્ત